# પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

| | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|
| ૧, કેટલાંક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨, રાજ્યસૂત્રોની કાવ્યત્રિપુટિ (૩ જી આવૃત્તિ) | ૧૯૦૩-૦૫-૧૧ |
| ૩, વસન્તોત્સવ (૪થી આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪, કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫, ઇન્દુકુમાર, અંક ૧ લો (૩ જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬, ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭, શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮, જયા-જયન્ત (૪થી આવૃત્તિ) | ૧૯૧૬ |
| ૯, મેઘદૂત, સમશ્લોકી (૩ જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦, ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧, ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨, રાજર્ષિ ભરત (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩, પ્રેમકુંજ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪, પ્રેમભક્તિ-ભજનાવલિ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૪ |
| ૧૫, સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬, વૈષ્ણવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૫ |
| ૧૭, શકુન્તલાનું સંભારણું, સમશ્લોકી (૨ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮, કુરુક્ષેત્ર, પ્રથમ કાંડ, યુગપલટો (૩ જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯, કુરુક્ષેત્ર, દ્વાદશ કાંડ, મહાસુદર્શન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦, ઉદ્બોધન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૧, અર્ધશતાબ્દિના અનુભવબોલ (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૨, સમાગમન્થન (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૩, વિશ્વગીતા (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૪, ઇન્દુકુમાર, અંક ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૫, ન્હાના ન્હાના રાસ, ભાગ ૨ જો (૨ જી આવૃત્તિ) | ૧૯૨૮ |

## ઍલેક્ઝાન્ડર કિન્લૉક ફૉર્બ્સ



એકત્ર પવિત્ર મિત્ર મળ્યા મીન રાશીને
૧૯૦૪ દેરામા વસંત બેઠી

પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

# કવીશ્વર દલપતરામ

## ભાગ ૨ જો, સંસ્કૃતિઓના સંગમઘાટે

( ઈ. સ. ૧૮૪૮ થી ૧૮૯૯ )

પૂર્વાર્ધ

ન્હાનાલાલ દલપતરામ

पाराशर्यवचः सरोजममलम्

સં. ૧૯૯૧ ઈ. સ. ૧૯૩૪

કીમત સ્હાડા ત્રણ રૂપીઆ

કર્તાને માટે રજીસ્ટર્ડ
પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
એલિસ પૂલ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી ૧૯૩૪ પ્રત ૧૨૫૦

૧૯૨૭ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટૂંકી સહી હોય છે.

મુદ્રણસ્થાન: આદિત્ય મુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ.
મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.

# પ્રસ્તાવના

સ્થિતિ ગુણમય ગુજરાતની બદલાઇ બહુ વાર,
સ્થિતિ પલટે છે ઋતુ થકી જેમ જગત મોઝાર

કવીશ્વર દલપતરામ કહે છે કે વિરાટના મવત્સરની પલટાતી ઋતુઓની પેઠે ગુજરાતના સ્થિતિપલટા થયા છે

ઇસ્વી ૭૪૬મા અણહિલપુરપત્તનની સ્થાપના, ૧૨૯૭મા ગુજરાતે ઇસ્લામીનો સ્થાયી વસવાટ, અને ૧૮૪૮ મા બાબરકાઠે ચાંદાસૂરજના મહેલમા, સસ્કૃતિઓના સગમવાટ સમો, દલપતફારબસનો કાળયોગ એ આપણા ઇતિહાસપર્વો છે એ તિથિઓએ ગુણમય ગુજરાતની ઋતુઓ બદલાઇ ગુર્જરમહાપ્રજાના ઇતિહાસમાની એ યુગાન્તરની મહાતિથિઓ

સરિતાઓના સગમસ્થાન દેશના તીર્થ છે, સસ્કૃતિઓના સગમસ્થાન ઇતિહાસના તીર્થ છે

એટીલાએ રોમ ભાગ્યુ કે તૈમૂરલગે દિલ્લી ભાગ્યુ એ સસ્કૃતિઓના સગમકાળ ન હતા એટીલાને ને તૈમૂરલગને ભાગવુ હતુ, સ્થાપવુ ન હતુ

થર્મોપિલિના ઘાટમા મેરેથોન ને સેલેમિસની સન્મુખે, કે આર્બેલાના રણમયદાનમા યૂરોપ ને એશિયા અથડાય, જ્હેલમને આરે સિકન્દર ને પુરુપુરરાજ સ્હામસ્હામા મોરચા માંડે, કોન્સ્ટોન્ટિનોપલના દેવળે ક્રૂસ ઉતરી અર્ધચન્દ્ર સ્હડે, પાણીપતના પગથારે ઘોરના ગિરિવાસીઓ ચૌહાણના કેસરિયા શુ પછડાય, કે સુશીમાની સામુદ્રધુનીમા જાપાનરશિયાના કાફલાઓ ભટકાય, ત્હા સસ્કૃતિઓ પરસ્પરમા ઢોળાય છે એ સહુ હતા મહાપ્રજાઓના રણભૂમિમાના મેળાના

મીસર, ગ્રીસ, સીરિયા, ચીનજાપાન ને ત્હેની યે પેલી પાર, સિયામ, કામ્બોડિયા, જાવાસુમાત્રા, સિંહલદ્વીપમા બૌદ્ધ શરમણો સચરે, કે સન્ત પોલ ને સન્ત પીટર એશિયાને આરેથી યૂરોપને આરે ઉતરે અને યૂરોપને એશિયાદીવો ખ્રીસ્તસન્દેશ સભળાવે ઇતિહાસની એ

પરમ ક્ષણો છે. મહાપ્રજાઓના એ સંહારમેળાવા નથી, રુધિરપ્રદિગ્ધાઃ રણક્ષેત્રોના એ યુદ્ધવિજય નથી. કાળનાં એ ધર્મશિખરો છે, ઇતિહાસ એમને સદા વન્દે ને વધાવે છે. એ અવસરોએ મહાપ્રજાઓ નિજનિજની આત્મવિભૂતિઓની પરસ્પર આપલે કરે છે. એવાં મુહૂર્તે જગતમાં ઇશ્વરના આશીર્વાદ ઉતરે છે.

એવા કાળયોગ તે સંસ્કૃતિઓના સંગમઘાટ.

સંસ્કૃતિઓના સંગમઘાટે શ્રમણો શ્રમણોને મળે. દલપતફારબસ પૂર્વ ને પશ્ચિમની—પ્રાચીન ને અર્વાચીન સંસ્કૃતિઓના શ્રમણો હતા.

પૃથ્વીની પ્રજાઓના એ મહાયોગ સૈકે સૈકે આવતા નથી. ૧૧૯૩ પછી ભારતવર્ષે એ કાળયોગ ૧૮૫૮માં આવ્યો. એ સાલમાં મહારાણીજીએ હિન્દનું રાજપદ ધારણ કીધું. ૧૨૯૭ પછી એ કાળયોગ ગુર્જરદેશે ૧૮૪૮માં આવ્યો. એ સાલમાં કંપની સરકાર સિન્ધુતીરે જઇ ઉભી, એ સાલમાં દલપતરામ અમદાવાદ આવ્યા, દલપતફારબસનો યોગ થયો, ગુર્જરઇતિહાસનું સંશોધન આરંભાયું, પરિણામે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સ્થપાઇ, વળતે વર્ષે છાપું છાપખાનું શાળા કન્યાશાળા પુસ્તકશાળા સ્વતન્ત્ર ગદ્યલેખન—નવસંસ્કૃતિની પહેલી પગલીઓ મંડાણી. પ્રાચીન યુગ ઉતરતો હતો, અર્વાચીન યુગ બેસતો હતો. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓની પ્રથમ લહરીઓ સંગમ પામતી હતી.

ઇસ્વી ૧૮૪૮નું વર્ષ આપણું યુગાન્તરનું વર્ષ છે, આપણું ઇતિહાસપર્વ છે. ગુજરાતે ત્હારે સંસ્કૃતિઓનો સંગમ મંડાણો. એવા ઇતિહાસપર્વ દાયકે દાયકે નથી આવતાં, સૈકે સૈકે નથી આવતાં; ઇતિહાસનો ઋતુપલટો થાય ત્હારે યુગાન્તરે આવે છે. ઇસ્વી ૧૮૪૮ એટલે આપણા અર્વાચીન યુગાન્તરની મહાતિથિ.

દયારામભાઈ એટલે પ્રાચીનતા, દલપતરામ એટલે અર્વાચીનતા. ઇસ્વી ૧૮૫૩માં દયારામ વિદેહ થયા, પ્રાચીનના આથમી. ઇસ્વી ૧૮૪૮માં દલપતરામ અમદાવાદ આવ્યા, અર્વાચીનતા ઉગી નીકળી.

નવેમ્બર ૧૮૪૮માં ગુજરાતના ઇતિહાસસંશોધનથી નવયુગ

આરંભાયો. ત્હારે દલપતરામે અમદાવાદમાં ઇતિહાસસંશોધન કીધું, ત્હારે ફાર્બસે દલપતરામને ઇતિહાસસંશોધનાર્થે સોરઠમાં મોકલ્યા. ઇતિહાસસંશોધન એ પ્રાચીન ભાવના કે અર્વાચીન ભાવના?

નામે ને ગુણે સોસાયટી એટલે જ અર્વાચીનતા. સોસાયટી સ્થપાઇ ૧૮૪૮ના ડિસેમ્બરમાં. અને પછી પા્એક સદી સુધી સોસાયટીને સાહિત્યાસને હતા દલપતરામ. ત્હારે એવું હતું કે દલપતરામ એટલે સોસાયટી ને સોસાયટી એટલે દલપતરામ. અને ત્હારે સોસાયટી હતી ગુર્જરસંસ્કૃતિની સુરજમાળાનો સૂર્ય.

દલપતફાર્બસ મળ્યા ત્હારે ગુજરાતે નવયુગ બેઠો.

દલપતરામ ગઇ કાલના નથી થયા એ આ જીવનકથાના પ્રથમ ભાગની પ્રસ્તાવનામાંના ઇતિહાસમન્ત્રો ઉચ્ચરે છે ૧૯૩૪માં આયુષ્યવન્તાઓ! આજ Federationની વાતો કરો છો એ યુગમાં ફાર્બસ અવસાન ૫છે ૧૮૬૫માં The Bombay Saturday Reviewએ લખ્યું હતું તે સાંભળશો? ફાર્બસ પણ પૂનાની કબ્રગાહમાંથી આજ બોલે છે.

He (i. e. Forbes) recognized fully that England can rule India on no other principles than those under which her own institutions have grown up.

અને વળી–Federation, which is perhaps the ultimate form which the connection of Britain with India will take. (જૂવો સાઠેક વર્ષ પૂર્વે લખાયેલું આસ્પર શ્રી મનસુખરામનું ફાર્બસજીવનચરિત્ર)

પોણોસો વર્ષ પૂર્વે ફારબસ Federationનાં સ્વપ્નાં સેવતો. ફારબસ પણ ગઇ કાલનો નથી થયો.

જગતઇતિહાસના જાણણહારાઓ કહે છે કે ૧૮૩૦થી ૧૯૩૦ના એક સૈકામાં જગતફેરફારો થયા છે એટલા જગતફેરફારો એ પૂર્વેના

૧૮ સૈકાઓમાં થયા નથી. વરાળે ૧૯મી સદીમાં ને વીજળી તથા વિમાને ૨૦મી સદીમાં દુનિયાંનો સ્વરૂપપલટો કીધો.

ગુજરાત કાંઇ પૃથ્વીપાર નથી; અને ગુજરાતે પણ એ સ્વરૂપપલટો અનુભવ્યો છે.

इति + ह + आस = ' આ પ્રમાણે ખરેખર ! હતું ' એ ઇતિહાસનો અર્થ. હકીકતો બોલે તે બનેલી વાર્તા ને સાક્ષવારી બોલે તે ઇતિહાસ. અજવાળાંમાં નિઃસંદિગ્ધ મચરે એ મત્યનો કાળપ્રવાહ.

આજના નવઇતિહાસ ઘડનારાઓ કાળપુરુષને એક પ્રશ્ન પૂછે છે કે આપણા 'નવયુગના આદિ કવિ કોણ ? એ પ્રશ્નનો ઉત્તર નવલરામે ને નર્મદે આપલો છે, ને ગુજરાત જાણે છે.

૧૮૮૭માં નર્મકવિતામાં નર્મદનું કવિજીવન આલેખતાં ૧૮૫૧ના સૂરત વિશે લખતાં નવલરામભાઇ લખે છે કે ' આજ અરસામાં કવિ દલપતરામ સૂરતમાં ફાર્બસ સાહેબની પાસે હતા, અને તે પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા. ' નવલરામભાઇ કહે છે કે ખુદ સૂરતને નવકવિતાનો પહેલવહેલો સ્વાદ ચખાડનાર દલપતરામ.

અને ૧૮૫૯માં સ્વયં નર્મદે શું કહ્યું છે ? આત્મકથાના પ્રથમ ભાગના ૭મા વિરામની ૩૫મી કડિકામાં નર્મદ લખે છે કે ૧૮૫૯માં દલપતરામભાઇને વાલકેશ્વરમાં ઉજાણી આપવામાં આવી હતી તેમાં પોતે કહ્યું હતું કે " સુધારાના વિષયમાં કવિતા કરવાનું પહેલું માન દલપતરામભાઇને છે. એઓ અમલી ઢબની કવિતા કરનારાઓમાં છેલ્લા અને નવી ઢબની કવિતા કરનારાઓમાં પહેલ્લા છે. "

પચાસપોણોસો વર્ષ ઉપર નવલ ને નર્મદ કહી ગયા છે કે ' નવી ઢબની કવિતા કરનારાઓમાં ' દલપતરામ ' પહેલવહેલા ' હતા. નવલનર્મદની સાક્ષીએ આપણા નવયુગના આદિ કવિ તે દલપતરામ.

અને વઢવાણથી અમદાવાદે ન્હોતરી દલપતરામને નવયુગના આદિ કવીશ્વર કીધા ફારબસે.

દલપતફારબસનો યોગ થયો ૧૮૪૮ના નવેમ્બરમાં, અને ફારબસ દેવ થયો ૧૮૬૫ના ઑગસ્ટમાં. પિતૃસ્મરણના પખવાડિયાની સોળ શ્રાદ્ધતિથિઓ સમા એ સોળ વર્ષનો દલપતફારબસનો જીવનયોગ. દલપતફારબસનું યોગબળ ત્હારના ગુજરાતમાં વડું યુગબળ હતું. એ વર્ષષોડશીમાં ગુજરાતે યુગપલટાનાં રુડવાર પડયાં; કાવ્યભાષામાં કવીશ્વર કહે છે કે મીન રાશીને મિત્ર મળ્યો ત્હારે દેશમાં વસન્ત બેઠી.

દલપતરામ ત્હારે પ્રજાના પુરોહિત ને દેશના દેશમાળી હતા.

એ વર્ષષોડશીના યુગપલટાના પખવાડિયામાં સૂરતથી દાંતા અને ભાવનગરથી ઇડર પર્યન્ત ચોખૂટ ગુજરાતમાં પ્રેરણાનાં પાણી છાંટતા, નવપ્રભાતનાં ચોઘડિયાં વગાડતા, ગુર્જરપ્રજાને જગાડીને નવયુગ પ્રવૃત્તિઓમાં પ્રેરતા કો પ્રજાગણમાં ઘૂમ્યા હોય તો તે દલપતરામ. દલપતરામે ગુજરાતભરમાં નવયુગના રંગ પૂર્યા.

દેશમાં ગામડે ને શહેરે ઘૂમી દલપતરામ ત્હારે કહેતા કે જાગો, ઉઠો, નવો યુગ બેઠો છે.

વેદમૂર્તિ દલપતરામ સાચેજને ! પ્રજાપુરોહિત હતા, ને નવયુગની મગળઘટા ગુજરાતભરમાં ઘૂમીઘૂમીને વગાડતા.

જેવા સાત્ત્વિક કુટુંબવાત્સલ્યભાવે કુળપુરોહિત યજમાનકુટુંબને ધર્મમાર્ગે પ્રેરેદોરે છે એ કુળપુરોહિતના સાત્ત્વિક વાત્સલ્યભાવે દલપતરામે ગુજરાતને યુગધર્મમાં પગલીઓ ભરાવી. ગુરુ જેમ શિષ્યવરને ઘડે છે એમ દલપતરામે ગુજરાતને ઘડ્યો.

દલપતરામ એટલે આપણા નવયુગના પ્રથમ કવિ, પ્રથમ ઇતિહાસસંશોધક (૧૮૪૮), પ્રથમ સ્વતન્ત્ર ગદ્યલેખક (૧૮૪૯), પ્રથમ પ્રજાસેવક (૧૮૫૦), પ્રથમ નાટકકાર (૧૮૫૦), પ્રથમ સ્વદેશી પોકારનાર દેશભક્ત (૧૮૫૧), પ્રથમ પિંગળકાર (૧૮૫૫), પ્રથમ નવલિકાકાર, પ્રથમ સાહિત્યસંન્યાસી (૧૮૫૫).

દલપતયુગ આપણે ત્હાં મહાજનોનો યુગ હતો. ઇંગ્લાંડમાંના વિક્ટોરિયાયુગની પેઠમ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ ગુજરાતે મહાજનોનો

જમાનો હતો ગુજરાતના ટૉડ સમોવડ ફાર્બસ, હેમાભાઈ નગરશેઠ ને હરકુંવર શેઠાણી સમા શાહ મહાજનિયા, રણછોડભાઈ રેંટિયાવાળા સમા અમદાવાદની નવી ઉદ્યોગનગરી સરજનહાર, રણછોડદાસ ઝવેરી, દુર્ગારામ મહેતાજી, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મહીપતરામ, નવલરામ જેવા કેળવણીકારો, નન્દશંકર સમા નવલકથાકાર, રણછોડભાઈ સમા નાટકકાર, રાજા ઓઝા, ગોકળજી ઝાલા, હરિદાસ વિહારીદાસ, મણિભાઈ જસભાઈ જેવા રાજમન્ત્રીઓ, પ્રેમચન્દ રાયચન્દ સમો શાહબેન્કરો, મંગળદાસ લક્ષ્મીદાસ ગોકુળદાસ ઉજમભાઈ પીરાં જેવા સફરી વ્યાપારીઓ ને ખાનદાન પરમાર્થીઓ, કરસનદાસ સમા કડવા પણ પથ્ય ઘૂંટડા પાનાર સત્યવક્તા, ઉત્તરાવસ્થામાં પ્રાર્થનાસમાજના પ્રમુખ ભોળાનાથ, ઝંડુ ભટ્ટજી ને પ્રભુરામભાઈ સમા વૈદ્યરાજો, જયકૃષ્ણ શાસ્ત્રી શંકરલાલ શાસ્ત્રી ગટ્ટુલાલજી સમા પંડિતવર્યો, વૈરાગ્યદી । સમા સ્વામીનારાયણના સન્તરાજો, હિન્દના આર્ય કરનાર, ધર્મસ્વાગ્રથી દયાનન્દ સરસ્વતી સમો એકનમસ્ય ધર્મવીર, નર્મદ સમો મહાધન્વા પ્રતિભાથી દલપતયુગ મહાજનોનો યુગ હતો

એ સહુ મહાજનમંડળી ત્યારે નવગુજરાતના અંગોઅવયવોને ઘડતું હતું એમનામાંના ઘણાખરા હતા નિજનિજના પ્રાન્તપ્રાન્તના મહારથી નિજનિજના દિશાદ્વારે ઉભા એ સહુ નિજનિજના પૃથક પૃથક શંખો વગાડતા ૧૮૫૫થી 'દપનો દાયકો નર્મ' મુંબઇને ડોલાવતો એવું ગુજરાતને ડોલાવ્યાનું ઇતિહાસ ઉચ્ચરતો નથી ત્યારે મુંબઇને ડોલાવણહારો નર્મદ ને ગુજરાતને ડોલાવણહારો દલપત ગુજરાતના ચોખૂંટમાં ઘૂમી ઘૂમી સમગ્ર મહાજનમંડળને સિંગારવતા, એ સહુને હરખાવતા, વિવેચિત સિંહનાદે નહિ—બ્રાહ્મણોચિત સાત્ત્વિકભાવે, તાપીનો તીર ને દાતાઆરાસુરના પહાડ ને ઈડરની પવનદાયો ને સાબરના વાધા ને મહીડાની વનમાળ ને ભાવનગરવડોદરાના રાજદરબાર ને રાજનગરનો માણેકચોક એ સહુની વચ્ચે ઉભી સમસ્ત ગુર્જરરાષ્ટ્રની કુંજે સાંભળે એવા મધુરમીઠડા ઉચ્ચસ્વરે, પ્રજાપ્રબોધની

ને લોકજગાડતી નિજ કવિતાનો આકાશગાજન્તો અમૃતઘોષ ઉચ્ચરતા હતા લોકકવીશ્વર દલપતરામ 'કવીશ્વર' ઘણાખરામા ભળતા, ઘણાખરાના મિત્ર હતા, ઘણાખરાના વાવ્યાને પાણી પાતા, સર્વતોમુખ જેવા હતા દલપતયુગના મહાજનોમા દલપતરામ મહામાનસ મહાજન હતા

ગુર્જરપ્રજાના દલપતરામ સાચ્ચા પ્રજાપુરોહિત હતા મોળે સરકારને અવસરે, પ્રજાના સર્વ મગલકાર્યમા યજમાનો દલપતરામને ન્હોતરતા યજમાનયજમાનને ત્યહા પ્રજાયજ્ઞોમા દલપતરામ આચાર્યપદે વિરાજતા પ્રજાકલ્યાણના નાનાવિધ વિધિવિધાનો શાસ્ત્રવિશારદ પુણ્યજ્યોત કવીશ્વરના આશીર્વાદમન્ત્રે પૂર્ણાહુતિ પામતા

(દલપતમાનસ ભાગનારનુ ન હતુ દલપતરામ સર્જનહાર સુધારક હતા, ને નવયુગનુ નવુ ચણતર ચણતા

દલપતરામે દલપતયુગને ઘડ્યો, એમ દલપતરામને ઘડનાર બે મહાપુરુષો ને મહાબળો હતા વઢવાણથી અમદાવાદ ન્હોતરી સંસ્કૃતિઓના સંગમવાટને કાળતીર્થે પ્રજાકેળવણીના સારસ્વત યજ્ઞના આચાર્યપદે દલપતરામને સ્થાપ્યા ફારબસે ખાણમા રત્ન હોય, પણ ઝવેરી યે ન જાણે કે જનતા યે ન ઓળખે ભોળાનાથભાઈએ નિજ કાવ્યગુરુનુ મહારત્ન ને રત્નખાણ ફારબસને દાખવ્યા એ સાહિત્યરત્નને બહાર કહાડી ગુર્જરરાષ્ટ્રના ચોક વચ્ચે મૂકવાનુ પ્રજાકાર્ય કીધુ ફારબસે નગરનગરે સગાથે ફેરવીને ફારબસે પછી દલપતહીરલો ગુર્જર જનતાને ઓળખાવ્યો

પણ એ હીરો ગુજરાતે અણઘડ ન્હોતો આવ્યો, અસજ્જ ન્હોતો આવ્યો પવિત્ર પુરુષવરોએ એ સાહિત્યહીરાને પહેલ પાડ્યા હતા, સત્પ્રવૃત્તિઓએ એની સજાવટ કરી હતી

('દલપતરામને પ્રથમ ઘડનારા દલપતરામના અગ્નિહોત્રી પિતા ડાહ્યા વેદિયા ડાહ્યા વેદિયાએ દલપતરામને વેદ સજાવ્યા સહિતાભાગ ભણાવ્યો, વૈદિક ક્રિયમાણ શીખવ્યુ, સંસ્કૃતસંસ્કારના પાયા માડ્યા. અગ્નિહોત્રના અગ્નિસમ્મુખે દલપતરામે દેવનાગરી કક્કો ઘૂટ્યો.

અનુપવિત દલપતરામને માટે મણમણનુ ઉપવિત વણાયુ મણમણનો વેદમન્ત્ર સ્થાયો ડાહ્યા વેદિયા દલપતરામના વેદશાસ્ત્રી ઘડવા ઇચ્છતા હતા, દલપતરામ પ્રકૃતિએ કવિ હતા, એટલે ડાહ્યાભાઇનો સતશ્રમ સફળ ન થયો પણ દલપતરામને પ્રથમ ગુરુ અગ્નિહોત્રી મળ્યા, દલપતરામને સરસ્વતીદીક્ષા અગ્નિહોત્રની સમક્ષે અપાઇ એ દલપતરામનાં અહોભાગ્ય પાચેક વર્ષની કુમળી વયમા વેદોચ્ચારના, અગ્નિહોત્રના, વૈદિક સસ્કારવિધાનના સસ્કાર દલપતરામને પડ્યા હતા અગ્નિહોત્રનાં દર્શન એ જ પાવનકારી શિક્ષણ છે સમસ્ત પારસીસઘ એની સાક્ષી પૂરશે અગ્નિહોત્રના પવિત્ર અગ્નિના દર્શનસસ્કાર દલપતરામને જન્મ-કાળથી ને ઘરમા જ મળતા ડાહ્યા વેદિયા પાસે ભણવુ એ તપ હતું, પણ એ તપથી દલપતજીવન તપસ્વીનુ થયુ સમસ્ત દલપતજીવન જાણે ડાહ્યા વેદિયાના અગ્નિહોત્રની પવિત્ર યજ્ઞજ્યોત હતી

દલપતરામને દ્વિતીય ઘડનાર પુરુષ નહિ, પણ પ્રવૃત્તિ હતી, અને તે સ્વામી નારાયણનો સપ્રદાય સ્વામી નારાયણે દલપતરામને સદ્ધર્મ સમજાવ્યો, સદ્‌ગુરુ ભૂમાનન્દ સ્વામીએ દલપતરામને પચ વર્તમાન ધરાવ્યા દલપતજીવનની ધર્મજ્યોત એમ પુણ્યનિર્મળી થઇ એ ધર્મ ત્યારે ગુર્જરજનતાને સસારનિર્મળી છાટતો હતો, સીતારામપદપાવન સરયૂના જળથી ગુજરાતને ધોતો હતો, માવજીના સાધુ સરજતો હતો વેડનાથના જેમન પગીને, વાત્રકકાંઠાના જેહાલ ડાભીઆને, કાઠિયાવાડના પવનપન્થા કાઠીઓને એ સદ્ધર્મસંપ્રદાય સુજનતા ને સાધુતા પાતો હતો, માર્ગીઓના પચવર્તમાનધારી કરતો, વિલાસીઓને વૈરાગ્ય છાટતો સ્વામીસંપ્રદાયે દલપતરામને નિજ ધર્મનિર્મળી છાટી, ને શીખવ્યુ કે બિભત્સ રસ તે રસ નથી, રસાભાસ છે. આ લોકનું ને પરલોકનું પરમ સદ્‌ગુણભાતુ દલપતરામને સ્વામીસંપ્રદાયે બન્ધાવ્યુ હતુ

દલપતરામના ત્રીજા ઘડનાર હતા સદ્‌ગુરુ શ્રી દેવાનન્દ સ્વામી. દેવાનન્દ સ્વામી દલપતરામના કાવ્યગુરુ, દેવાનન્દ સ્વામીએ દલપતરામને કવિતાસન્મુખ કીધા કવિતાના પ્રેરણાઅંકુર દલપતઆત્મામાં ઇશ્વરદત્ત

હતા; હીરાદન્તી લખી ત્હારના હતા, હફ્લા ફેંકતા તે તિથિના હતા, વેદોચ્ચાર સાંભળીને વેદ ભણવાનું મન થયું—ગૂઢ ભાવે ત્હારના હતા. કાવ્યશાસ્ત્રનાં મીઠાં જળ છાંટી છાંટીને દેવાનન્દ સ્વામીએ દલપતપ્રેરણા-બીજને ફોળાવ્યું ને મ્હોરાવ્યું. કવિતપ્રેરણા દલપતરામને પ્રભુબક્ષી હતી; કવિતાકળા દેવાનન્દ સ્વામીએ શીખવાડી. છન્દ, અલંકાર, શબ્દભંડાર, કલ્પનાની વીજળીઓ ઉડાડવી, શીઘ્રકવિતાના ઝપટઝબકાર; એ સહુ દલપતરામને દેવાનન્દ સ્વામીએ શીખવ્યાં. દલપત વેદિયાને કવિતાપન્થે મૂક્યા દેવાનન્દ સ્વામીએ. દેવાનન્દ સ્વામી કવીશ્વર દલપતરામના કાવ્યગુરુ.

એમ સાધનસંપન્ન થઈ ને દલપતરામ ગુજરાતની પાટનગરીએ દ્વિતીયાશ્રમના કર્મયોગમાં પળ્યા.

આ સહુ તો જીવનકથાગ્રન્થના પ્રથમ ભાગમાં આપણે જોયું છે.

ગ્રન્થના આ બીજા ભાગમાં બે મહાપુરુષો ને એક મહાપ્રવૃત્તિ દલપતરામને ઘડતાં દેખાશે. એ ત્રીમૂર્તિ દલપતરામને ઘડતી હતી, ને દલપતરામ એ ત્રીમૂર્તિને ઘડતા હતા; એવા એમના પરસ્પર વર્તાવ-ભાવ હતા. શાળા કે પાઠશાળા છોડી એટલે ભણતરનો છેડો આવ્યો એમ દલપતરામ ન્હોતા માનતા. જન્મે તેમ જ ગુણકર્મે દલપતરામ દલપતયુગના પરમ બ્રાહ્મણ હતા, ભણવાનો ને ભણાવવાનો બ્રાહ્મણધર્મ આયુષ્યભર પાળતા.

પ્રથમાશ્રમ પૂરો કરી દલપતરામ ગુજરાતે આવ્યા ને દ્વિતીયાશ્રમ માંડયો. દલપતરામનો એ પ્રવૃત્તિઆશ્રમ. દ્વિતીયાશ્રમના પ્રવૃત્તિધર્મમાં દલપતરામના પ્રથમ ગુરુ હતા દલપતશિષ્યવર ફારબસ સાહેબ. દલપતરામ ફારબસના ખાનગી પંડિત હતા, નિત્યશઃ બે કલાક દલપતરામ ફારબસને કાવ્યઇતિહાસ ભણાવતા, ત્હારે ફારબસ સાહેબ પણ દલપતરામને ભણાવતા હતા. શાણો સોક્રેટિસ શિષ્યો કનેથી યે શીખતો, તેમ ડાહ્યા દલપતરામ શિષ્યપ્રવર કનેથી શીખતા. હીરાને તેજસ્વી કરનાર બહારનાં તેજ ઓપતો નથી, પણ હીરાનાં આન્તર્તેજ

ઉઘાડે છે સતશિષ્ય સમા ફારબસ પ્રબોધાય ગુરુનુ આન્તર્તેજ ઉઘાડતા ને પશ્ચિમના અજવાળાના ગુરુબન્ધ્ય અપના દલપતફારબસનો ગુરુ-શિષ્યભાવે સમાગમ થયો, મિત્રભાવે જગત એમને ઓળખે છે, સમગ્ર ને માદ્યન્ત સત્ય એ છે કે Self-reverent and reverencing each (ટેનીસન) દલપતફારબસ એકબીજાના જીવન ઘડતા, પરસ્પરને સદ્ગુણે શણગારતા. ગામજણીઓની નાચમિજલસોમા ન જવાનુ દલપતરામે ફારબસને સદ્બોધ્યુ હતુ, ધર્મ તે મનને બાધવાનો ખીલો છે, બીજે મન બાધીને પહેલો છોડજો, એ ફારબસે દલપત-રામને સદ્બોધ્યુ હતુ સજ્જન સજ્જનને સત્યે સદ્ગુણોની આપલે થાય દલપતરામ ફારબસને સદ્ગુણે શણગારતા, ફારબસ દલપતરામને સદ્ગુણે શણગારતા દલપતફારબસ પરસ્પરના ગુરુશિષ્ય હતા

દ્વિતીયાશ્રમમા દલપતરામને બીજી ઘડનારી મહાપ્રવૃત્તિ તે નવો જમાનો જમાનો મહાપુરુષને ઘડે છે, કે મહાપુરુષ જમાનાને ઘડે છે? એ યુગયુગનો કાળકોયડો છે બન્ને પરસ્પરને ઘડે છે એ સાચો કાગઉત્તર છે દલપતરામ નવા જમાનાને ઘડતા, નવો જમાનો દલપતરામને ઘડતો કાળબળથી કિયો પુરુષાર્થવાદી પર છે? પરાક્રમશાળી પુરુષ સંજોગોના ઘેરાને જીતે છે ત્હો પણ સંજોગબળ ભવશના ચક્રવર્તીને છાયા નાખે છે ૧૮૪૮મા કંપની સરકારે કન્યાકુમારીથી સિન્ધુ ને દ્વારકાથી બ્રહ્મપુત્રા પર્યન્ત જીતી લેઈ જમાવટ માડી યૂરોપમા નવુ થાય તે બેવરસે દાયકે પૂર્વમા અને પૂર્વમા નવુ થાય તે પચેક દાયકે યૂરોપઅમેરિકામા આવ-જાય છે અહીંનો કાચો માલ ત્હાં જાય ને ત્હાંના સંસ્કાર પામી પાછો અહીં આવે ત્હાંની System ત્હારે અહીંને સરજાતી, ને એથી લાભાલાભ ઉભય થયા છે ૧૮૩૪મા મેકોલેએ ઇંગ્રેજ રાજનીતિનો એક સિદ્ધાન્ત ઉચ્ચાર્યો કે હિન્દને પશ્ચિમતામા કેળવવુ ખરો કે ખોટો એક રાજમન્ત્ર ઉચ્ચારાયો, અને પાછળના રાજતન્ત્રીઓએ એ પાળ્યો પછી તો [illegible] ભરતીના આવતા મોજાઓ સરિખડી નવયુગના મોજાઓની

પરંપરા દેશને આરે આવની. દલપતરામ એ ઝીલતા ને ઝીલાવતા. પ્રણ પહેલાં પૂર બધે મેલાં હોય છે; નવસંસ્કૃતિનાં નવપૂર પણ કાંઈ નિર્મળાં ન્હોતાં. મુંબઇગરાઓની છૂપી પરમહંસસભા છૂપાં કૃત્ય કરતી એવાં છાનાંછપનાં મદ્યમાંસાહારીઓ દેશમાં વધતા હતા. નવલરામ કહે છે કે મદ્યપાન તે 'ધાંધલિયા' સુધારાનું Baptism થયું. છેક ૧૮૯૯માં એક સુધારકબન્ધુ જાહેરચર્ચામાં બોલ્યા હતા કે Killing is no sin. ધર્મવિચારમાં નર્મદ તો અનેક અવગુણકુરંગો એ સુધારાના ગણાવે છે. નદીઓમાંથી પાણી લઇ નગરજનોને પાય છે એ નગરસંસ્થાઓ આજ નાગરિકોને પાણી ગળી-ગળીને પાય છે કે વિના ગળ્યે? પચ્ચાશી વર્ષ પૂર્વે દલપતરામ ભૂતનિબંધસ્થળી ગાતા, હુન્નરખાનની ચ્હડાઇ ગાતા, સંપલક્ષ્મીસંવાદ ગાતા, ને ગાળીગાળીને ગુજરાતને નવયુગનાં પાણી પાતા. નવયુગના સદ્અંશો દલપતરામ ઝીલતા ને ઝીલાવતાઃ દલપતરામ મદ્યમાંસનિર્લેપ સુધારક હતા. નવલરામ કહે છે કે દલપતહાથ રહ્યો હોત તો સુધારો આમ ન બગડત. નવયુગનાં સદ્અંશોનાં છાંટણાં દલપતરામને પણ છંટાતાં ને ભીંજવતાં.

અને ગંગામાં જમના ભળે છે ત્હારે બન્ને પરસ્પરને રંગે છે કે નહીં? ૧૮૪૮માં ગુજરાતે દલપતગંગા પ્રગટી ને દલપતયુગ બેઠો. તે પછી એક દાયકે દલપતગંગામાં નર્મદયમુના ભળી, અને પછી ઉભય કવિવરોના સાહિત્યપ્રવાહો ને જીવનપ્રવાહોએ પરસ્પરને ઓપ દીધા.

પાંડવોને કૌરવોએ ઘડ્યા છે કે નહિ? મલ્લના દેહગઢને મલખંભ ઘડે છે કે નહિ? ઇતિહાસ ઉચ્ચરે છે કે પ્રત્યેક પ્રતિરથી મહારથીને ઘડે છે. વીરને બખ્તર સજતો ને શસ્ત્રસજતો કરે છે પ્રતિરથીનાં બાણશમશેર. જેમ એ બાણશમશેર તીખાં ને તમતમાં, તેમ વીરની બખ્તરસજાવટે સર્વાચ્છાદતી ને બાણકમાને પરાક્રમી. દલપતરામનો છેલો ઘડનારો દલપતપ્રતિરથી સાહસવીર નર્મદ. નર્મદ એટલે મુંબઈ; કચ્છ કાઠિયાવાડ કે ગુજરાત નહિ. નર્મદ મુંબઇગરો સુધારક. નર્મદને

પછી મુંબઈની પ્રજા દલપતને મૂલવતી. દલપતનાં મુંબઈમાં મૂલ વધાર્યાં નર્મદે. તપશ્ચર્યા કરી, હરિદર્શન પામી, પાછા પાટનગરે પધાર્યે પ્રજાએ અપરમાને વન્દન કીધાં હતાં. દલપતરામને મુંબઈજાણીતા કરવાને માટે દલપત વતી દલપતપુત્ર આજ નર્મદને વન્દન વન્દે છે. કવિતા કે સુધારો નર્મદના ચિરસ્થાયી રંગો ન હતા, એક કાળના રંગ હતા, મુખરંગ રંગ હતા. 'દશમ સ્કન્ધ' કીધે બન્નેય પ્રધાન ઉપરી ગયા. દલપતરામ એકરંગી હતા, કવિતા ને સુધારો બન્નેય દલપતરામના આયુષ્યરંગો હતા, ને આયુષ્યભર ચમકતા ચોપાસ ઉછળતા કાળદરિયાની યુગપલટાની અસ્થિરતાની વચ્ચે દલપતરામ સ્થિતપ્રજ્ઞ હતા. દેશવત્સલ દલપતજીવન આદ્યન્ત પુણ્યનિર્ભર સ્થિરજ્યોત કવિજીવન હતું. મલખમ મલ્લને ઘડે છે, પ્રતિસ્પર્ધીના શસ્ત્રો વીરના ઢાલબખ્તરને ને બાણકમાનને ઘડે છે. એમ નર્મદે દલપતને ઘડ્યો. દલપતરામને ગુજરાતજાણીતા કીધા ફાર્બસે, ને મુંબઈજાણીતા કીધા નર્મદે. દલપતરામના છટ્ટા ને છેલ્લા ઘડનાર કવિવર નર્મદાશંકર. પ્રતિસ્પર્ધીભાવે દલપતનર્મદ એકાદ વીશીભર પરસ્પરને મહારતા ને ઘડતા. નર્મદના સ્થિતિપલટા થયા, ને મહાઆત્મન્ બ્રાહ્મણવધી નર્મદ અન્તે સ્થિતપ્રજ્ઞ થયે પછી ટવિમિત્ન થયું. સદ્ધર્મનિષ્ઠ દલપતરામ, હીરાદન્તીને ને કમળલોચનીને અગ્નિઝાળોમાં સમર્પી ત્હારથી, બેસતા પન્દરમા વર્ષની કિશોરાવસ્થામાંથી જ સ્થિતપ્રજ્ઞ હતા. દલપતનો ઘડી ઘડનારો નર્મદ.

દલપતજીવનના એ સહુ ઘડીના લેખ એમણે દલપતકાવ્યના આંકડા પાડ્યા.

દેશમાં ત્હારે બાળમુહૂર્ત બેસતું હતું. દલપતરામ એ બાળમુહૂર્તના બ્રહ્મર્ષિ હતા.

૧૭૭૭ થી ૧૮૪૮ પર્યન્તના રોદ સૈકાની દીર્ઘ તન્દ્રામાંથી પ્રજાને જગાડનારનો એ પ્રભાતકાળ હતો. નર્મદ એ કાળને બોધકાળ કહે છે. મુંબઈમાં નર્મદ ને ગુર્જરગાનભરમાં દલપત એ પ્રભાતકાળના

પ્રભાતિયાં ગાતા. દલપતરામ બ્રાહ્મણ હતા, ક્ષત્રિય ન હતા; દલપતરામ ચળવળકાર ન હતા, મન્ત્રદ્રષ્ટા હતા. દલપતયુગમાં દલપતરામ કવિતા ગાતા, ભાષણો કરતા, લોકસભાઓ ઉદ્બોધતાઃ પણ તે બ્રાહ્મણભાવે, ઋષિવરની વાણીઃ ક્ષત્રિયભાવે ય નહિ, કે સેનાધિપતિની વાણી પણ નહિ. નવયુગના લોકયજ્ઞે પ્રજાપ્રબોધવાનું પ્રજાપુરોહિત દલપતરામનું જીવનવ્રત હતું. દલપતરામને મન લોકસભાઓ તે જ્ઞાનયજ્ઞ હતા. મહાજનોને, રાજ્યોઓને, પ્રજામંડળોને પ્રબોધવાને નવયુગના નવઋષિવર દલપતરામ નગરચોકમાં, મશિતવાંધાંઓમાં, પર્વતતળેટીઓમાં, વનઝુંડોમાં જતા. '૫૮ હોય, કે '૭૭ હોય, કે '૮૭ હોય, સરકાર દલપતરામને ન્હોતરતી; રાજકવિ વિનાના કવિતાસૂના રાજદરબાર ત્હારે ન્હોતા ભરાતા. પીટર ધ હરમીટની પેઠે ગુજરાતભરમાં ત્હારે ઘૂમતા એક દલપતરામ. ગુજરાતને ગામેગામ નવયુગની ઘંટા વગાડી દલપતરામ દેશને જગાડતા. જ્હાંજ્હાં જતા, ત્હાંત્હાં પ્રજાસમારંભોમાં દલપતરામ પ્રમુખ, મહાજનસભાના રાજસભાના સરકારસભાના પ્રજામંડળના, બાહુ નહિ, વિશેષે કરીને મુખ થતા. Men of Action ની ગ્રન્થમાળામાં દલપતમણકો છે, પણ અન્ય નમ્બરે છે; Men of Lettersની ગ્રન્થમાળામાં દલપતનામ આપણા નવયુગના પ્રથમ મણિમણકે અણુભૂંસાતુ કાળાંકિત છે.

દલપતહીરલો અનેક પહેલવન્તો હતો. સૂર્યપ્રભા સૂર્યનાં કિરણોને અને કિરણોના રંગોને અંગમાં સમાવી દે છે એમ દલપત કવીશ્વરની કવિતપ્રભાએ એમનાં અન્ય કિરણોને અને કિરણોના રંગોને આચ્છાદી દીધા છે. પણ એ કિરણો યે ન્હાનેરા ન હતા, કાળના થર ઉથલાવણહારાં હતાં. દલપતહીરલાની થોડીક પહેલપ્રભાઓ જોઈએ.

પ્રથમ પગલે દલપતરામ હતા આપણા આદિ ઇતિહાસસંશોધક. ૧૮૪૮ની ૧લી નવેમ્બરે દલપતરામ ફારબસના ઇતિહાસગુરુ નિર્માયા, પ્રથમ અઠવાડિયે અમદાવાદ સંશોધ્યુ, પ્રથમ પખવાડિયામાં જ ફારબસ પાઠવ્યા ઝાલાવાડમાં ઇતિહાસસંશોધનાર્થે સંચર્યા. પરિણામે ગુજરાત

વર્નાક્યુલર સોસાઇટી સ્થપાઇ. ગુજરાતનાં ખંડેરોમાં દટાયેલો ઇતિહાસ શોધવાને ને શોધી શોધી ફાર્બસને ભણાવવાને દલપતરામે ગુજરાત-યાત્રાઓ કીધી. ફારબસ દલપતરામનો ઇતિહાસશિષ્ય. દલપતફારબસનાં ગુરુશિષ્ય વર્ષોનો સાક્ષીરૂપ ઇતિહાસગ્રન્થ તે આજ પર્યન્ત અદ્વિતીય રહી છે એ આપણી રાસમાળા. પ્રાચીન ગુર્જરકથાના સંશોધનથી ગુજરાતે નવયુગનાં મંડાણ મંડાણાં. કાળના ખડક ઉપર ગુજરાતની નવસંસ્કૃતિ સ્થપાયેલી છે.

કવીશ્વર લેખે દલપતરામ દેશવિખ્યાત થયા ન હોત તો ગુજરાતના પ્રાચીન ઇતિહાસના ઇતિહાસસંશોધક તરીકે આજ લોકવિખ્યાત હોત. દલપતજીવનમાં કવીશ્વરે ઇતિહાસસંશોધકને ઢાંકી દીધા. કાંચનને કાટ ચ્હડે તો કવિતાને કાળ ઝંખવે. દલપતજીવનમાં તો કવિતાએ કાળને ઝંખવ્યો.

નવલિકાઓ–Short stories દલપતરામે લખી છે; વાંચી છે? ન્હાની ન્હાની વાર્તાઓ દલપતરામ બુદ્ધિપ્રકાશમાં લખતા, અને તે તાર્કિક બોધ અને દૈવજ્ઞદર્પણને નામે ગ્રન્થાકારે સંગ્રહાયેલી છે, સાતેક દાયકાથી ગુર્જરસાહિત્યદેશે છે. ડાડસલીની વાતો, ઇસપનીતિ, બાળમિત્ર, પૂર્વે શાળાઓમાં શીખવાતાં; એવી વાર્તાઓ ૧૮૫૫–૬૦માં ગુજરાતે લખાય એ ઇતિહાસને આશ્ચર્ય નથી. પંચતન્ત્રમાંની સંસ્કૃત વાર્તાઓની પેઠે, ઇસપનીતિમાંની ગ્રીક વાર્તાઓની પેઠે, ડાડસલી ને હિકાયતે લતીફમાંની ફારસી વાર્તાઓની પેઠે, દૈવજ્ઞદર્પણમાંની ને તાર્કિક બોધમાંની દલપતવાર્તાઓ પણ અર્થવાહી કથાનિકા છે. નવયુગના નવલિકાકાલનાં સાહિત્યબીજ દલપતરામે વાવેલાં છે.

એક કાળ હતો જ્હારે વડોદરા રાજ્યમાં શાળા યે ન્હોતી, તો પુસ્તકશાળા ક્ય્હાંથી જ હોય? ત્હારે—નવયુગના એ મંડાણકાળે ગુર્જરેશ્વર મહારાજ ખંડેરાવ ગાયકવાડના રાજદરબારમાં 'ચાણી ગુજરાતી મહારાણીના વકીલ' થઇને ૧૮૬૩માં દલપતરામ વકીલાતે ગયા હતા, અને ગાયકવાડ મહારાજના રાજદરબારમાં ગુજરાતી વાણીની વકીલાત ઉચ્ચારી હતી કે

ગાદીપતી ગુર્જરનાથ આપ, પામ્યા પુરો ગુર્જરિનો પ્રતાપ;
બની બિચારી દુખિ એ જ બાળા, વિચાર, રાજા વટપૂરવાળા!

× × ×

જે નાગિનું સર્વસ લબ્ધ લીધુ, તે પ્યારિનું પોષણ જો ન કીધું,
તો કેમ તેઓ કહિયે કૃપાળા? વિચાર, રાજા વટપૂરવાળા!

× × ×

રસાળ ત્યાંની અતિશે રસાળા, વ્યાપારિ વ્યાપાર વિચિત્રવાળા;
રસાળ વાણી, વિષયે રૂપાળા, પ્રખ્યાત તે થાય ભૂમિ, ભૂપાળા!

"વિદ્યાખાતું સ્થાપો, ગ્રન્થો રચાવો, પુસ્તકશાળા મંડો, કોશ કરાવો" કવીશ્વરની એ વકીલાત હતી. વટપુરના ગજનગરે કવીશ્વરની એ વકીલાત પછી ફળી છે કે નથી ફળી? હેમાભાઇ નગરશેઠ, હરકુંવર શેઠાણી, ભાવનગર વઢવાણ ઇડર વડોદરાના રાજદરબારોમાં 'મહારાણી ગુજરાતી વાણીના વકીલ' આપણા જમાના સ્હવારે દલપતરામ હતા.

પ્રાચીન કવિતાનાં દૂધ પી પી ઉછરેલા દલપતરામનો આપણા પ્રાચીન કવિઓ અને પ્રાચીન કવિતા પ્રત્યેનો પૂજ્યભાવ દલપતકાવ્યદોહનના ત્રીખડ અને એ ગ્રન્થત્રયીની લોકપ્રિયતા ઉચ્ચારે છે.

એ દલપતભાવની કથાકવિતા ભારે અર્થવાહિની છે. એકાદ કોક લોકજિજ્ઞાસુને પ્રશ્ન થયો કે લોકસમાગમોમાં હિન્દુઓ પાઘડી પહેરીને ને યુરોપિયનો ઉઘાડે માથે શા કારણે બેસે છે? કવીશ્વરે કવિતઉત્તર ઉચ્ચાર્યો કે જગતના સાહિત્યાચાર્યોએ મહેન્દ્રના ઇન્દ્રભવનમાં જઇને નિજનિજની સાહિત્યલક્ષ્મી ભેટ ધરી. ત્હારે

ઇન્દ્ર કહે યૂરોપિયન! હિન્દુકવિતતણી રે
બને ન ત્યાં લગિ બેસજો સભા ઉઘાડે શીર.

અને પછી મહેન્દ્રે 'હિન્દુઓને હમેશની પાઘડી બન્ધાવી છે.' એ કાવ્યમાં ને એ કાવ્યપ્રસગમાં દલપતરામના આપણી સંસ્કૃત હિન્દી ગુજરાતી પ્રાચીન કવિતા પ્રત્યેનો પૂજ્યભાવ છે. આપણા પ્રાચીન કાવ્યોના આદ્ય સંશોધક, સંગ્રહકાર, ને પરમ ગુણજ્ઞ હતા દલપતરામ.

નવયુગની નવલાક્ષણિકતા હતી નવું વિજ્ઞાનશાસ્ત્ર–Science. દલપતરામ વિજ્ઞાનશાસ્ત્રને કવિતાવિરોધી નહોતા માનતા, કવિતાપોષક માનતા. વિજ્ઞાનશાસ્ત્રના નવઆશ્ચર્યો નિરખીને દલપતરામ આશ્ચર્યાનન્દ પામતા. ત્હારે આપણે ત્યાં દલપતરામ વિજ્ઞાનશાસ્ત્રના મહાહિમાયતી હતા. યૂરોપમાં યે ત્હારે મેંહોમાયા રમણે ચ્હડી હતી, ને વરાળનો Industrial યુગ નવો બેસતો હતો. દલપતકાવ્યને પાને પાને કળાકૌશલ્ય ને હુન્નરઉદ્યોગના આદર, મશીનરીના વ્યાપારની ઉદ્બોધના, ને વણરાજને સેનાધિપતિને સ્થાને સ્થાપવાની લોકહાક છે. કાપડવણાટની ગુજરાતમાંની સોએક મીલો ને મુમ્બઇમાંની સોએક મીલો એ દલપતપ્રજાજનમન્દેશની માર્મિકતાની આજની સાક્ષીઓ છે. મીલઉદ્યોગમાં આજ ગુજરાતના આછાઅધૂરા વિદ્યા ઉદ્યોગ ખત ધન બુદ્ધિધન, વિજ્ઞાનશાસ્ત્રના આદર, ને કળાકૌશલ્ય ખીલી નીકળેલાં છે.

દલપતરામ બાળકોના કવિ હતા ને અનુપમ બાળકાવ્યો લખતા. ૧૯મી સદીમાંની ભારતવર્ષની વાચનમાળાઓમાં સર્વોત્તમ હતી હોપવાચનમાળા, અને હોપવાચનમાળાની પરમ લક્ષ્મી હતી દલપતકવિતા. સમસ્ત ભારતવર્ષીય ભાષાઓમાંની વાચનમાળાઓની ગુણપરીક્ષક કમિટિ વડી સરકારે ૧૮૮૪માં નીમી હતી, અને એ પરીક્ષક કમિટિએ હોપવાચનમાળાને વાચનમાળાઓનો મેર ઉચ્ચારી હતી. આધેડ અવસ્થાએ સમારનગરો બેઠતા કે વૃદ્ધાવસ્થાના વિશ્રાન્તિનિવાસમાં બાળાપણમાં ભણેલાં એ દલપતબાળકાવ્યોને અનુભવરત્નોની પેરે જાળવતા, જતન કરતા, સભારતા લોકને જોયા–સાંભળ્યા છે. દલપતબાળકાવ્યોમાં બાળજીવન છે આયુષ્યઉજ્જ્વળતા જીવનમન્ત્રો છે, સંસારશાસ્ત્રના સમાસસૂત્રો છે. ત્હારે દલપતબાળકાવ્યોનું નિરાળુ પુસ્તક છપાતું. આજ દલપતબાળકાવ્યો દલપતગ્રન્થમાં સંગ્રહાયાં છે. પ્રતિવર્ષ લાખો બાળબાળાઓને ભણાવીભણાવીને માતા ધાવણ જેવી દલપતબાળકવિતાએ અર્ધી સદી સુધી નવગુજરાતને ઘડી સદીમાં ઘડ્યો છે.

દયારામની પેઠે દલપતરામ ગુજરાતણના પણ કવિ હતા. આજ

ઘણાખરા કવિતાકારોના રાસસંગ્રહો છપાયેલા છે; રાસ ન રચ્યા હોય એવા કવિતાઉપાસક આજના ગુજરાતે કોક હશે. આપણા નવયુગની પહેલ્લી ગરબીઓ દલપતરામે લખી છે. પ્રતિસ્પર્ધીઓ દલપતરામને 'ગરબીભટ્ટ'નું ઉપનામ આપી ઉપહાસતા. દલપતગરબીઓ ત્હારે પારસણો ગાતી, ભણેલી બીબીજાઇઓ ગાતી, ગરબે ઘૂમતાં કે ઘરકામ કરતાં હિન્દવાણીઓ ગાતી. દલપતગરબીઓ શાળાઓમાં જ ન્હોતી રહી; સંસારચોકમાં ને પ્રજાજનના કુળવાસોમાં ઘૂમી વળી હતી.

રાજકુમારો દલપતરામ કનેથી પ્રાસંગિક કાવ્ય રચાવી મંગાવતા ને ગાતા.

નર્મદનો શબ્દ હતો સ્વદેશાભિમાન; નર્મદ સ્વદેશાભિમાનનાં ગીત ગાતો. દલપતશબ્દ હતો સ્વદેશવાત્સલ્ય; દલપત સ્વદેશવાત્સલ્યનાં કાવ્યો ઉદ્‌ગાતો: દલપતરામનાં એ સાત્ત્વિક કાવ્યોએ ગુજરાતની સાત્ત્વિકતાને પોષીપમરાવી છે. સાત્ત્વિકતાને પૂજનારાં સૌ દલપતકવિતાને પૂજતાં, પૂજે છે, ને પૂજશે.

૧૮૫૧મા દલપતરામે આપણી કવિતાનાં દિશાવ્હેણ બદલ્યાં. ગુર્જરકવિતાને વિહરવાને અવનવા આકાશ દલપતરામે ઉઘાડયા, નવનવી દિશાઓના દ્વાર ખોલ્યા. હુન્નરખાનની ચ્હડાઇ ગાઈ ત્હારથી કવીશ્વરે ગુજરાતી કવિતાનો દિશાપલટો કીધો.

દલપતરચ્યા ગદ્યગ્રન્થોના ઈંગ્રેજી ભાષાન્તરો થયાં છે. નવયુગના આપણા આદિ સ્વતન્ત્ર ગુર્જરગદ્યકાર હતા દલપતરામ. છેલ્લાં સો વર્ષમાં રચાયેલા કિયા કિયા ગુર્જરગ્રન્થોના ઇંગ્રેજી ભાષાન્તરો થયાં છે? વાંસળીને વેઢે ગણાય એટલા ઇંગ્રેજી ભાષાન્તર થયેલા ગુર્જરગ્રન્થોમાં બે આદ્ય દલપતગ્રન્થો છે. ૧૮૪૯માં દલપતલખ્યા ભૂતનિબન્ધનું ઇંગ્રેજી ભાષાન્તર કીધુ છે ફારબસે; ૧૮૫૧માં દલપતલખ્યા જ્ઞાતિનિબન્ધનું ભાષાન્તર કીધું છે ગેઝેટિયરવાળા કેમ્પબેલે. ફારબસને ને કેમ્પબેલને એ નિબન્ધો નહિ, ગ્રન્થો લાગ્યા હતા.

દલપતરામ કાવ્યભાષણો કરતા. દલપતરામનાં કાવ્યભાષણો દેશહિતનાં, લોકકલ્યાણકારી, ને કવિતા જેટલાં ગૌરવશાળી છે. એ કાવ્યભાષણો દલપતકાવ્યમાં સંગ્રહાયેલાં છે. હુન્નરખાનની ચઢાઈ, જાદવાસ્થળી, સંપલક્ષ્મીસંવાદ, રાજવિદ્યાભ્યાસ, અન્ત્યજવિટમ્બણાઓની નગરચર્યા, ગુર્જરી વાણીવિલાપ એ દલપતરામનાં કાવ્યભાષણો. એ કાવ્યભાષણોનાં અર્થસુગન્ધ કે મન્ત્રરહસ્ય આજે આથમ્યાં છે? આ જમાનો હજી તો દલપતઉચ્ચર્યા લોકમન્ત્રો આરોગીને છે.

સંપલક્ષ્મીસંવાદમાં દલપતરામે દેશને આદેશ દીધો Unite—'દેશમાં સંપ કરો, સંપ કરો.' પુસ્તકશાળા કન્યાશાળા વાચનમાળા દ્વારા દલપતરામે દેશને ઉદ્બોધ્યું કે 'સુધારો થવા મધ વિદ્યા વધારો—' Educate, educate, & educate. અસ્થાનસુધારા ગાઈ ગાઈ દલપતરામે હાકલ પાડી કે Modernize ધીરે ધીરે સુધારાનો માર્ગ. એ ઉત્ક્રાન્તિમન્ત્ર ઉચ્ચારીને દલપતરામે પ્રજાસંઘને સદ્બોધ્યો કે March, પણ દૃષ્ટિપૂત ન્યસેત્ પાદમ્, નવયુગનાં પાણી ગળીગળીને પીજો. ઉપરાન્ત અગ્નિહોત્રીના સપૂત દલપત વેદમૂર્તિ ઉચ્ચરતા કે પૂર્વજવારસો ને પિતૃધનનાં જતન કરજો—એમ અમૃતમીઠડા ને અમૃતમૂલા મહામન્ત્રો સામગીતની પેઠે ગાઈ ગાઈ સંસારદુર્ગદ્વારે સંરક્ષણાર્થે બેઠેલી ગુર્જરપ્રજાને ઉઠાડી દલપતરામે પ્રગતિને પન્થે વાળી.

અને ઇતિહાસ કહે છે કે ગુજરાતના પાટનગરે દલપતરામ નિમન્ત્ર્યા નહોતા આવ્યા, સોગન્દમાં મન્ત્ર થઈને આવ્યા હતા. શાસ્ત્રમન્ત્ર, ધર્મમન્ત્ર, કવિતામન્ત્ર બ્રાહ્મણશોભતી દલપતમન્ત્રાવલ હતી. અગ્નિહોત્રી ડાહ્યાભાઈએ એમને શાસ્ત્રમન્ત્ર દીધા હતા, ધર્મપ્રવર્તક સ્વામી નારાયણે એમને ધર્મમન્ત્ર દીધા હતા, સન્તકવિ દેવાનન્દે એમને કાવ્યમન્ત્ર દીધા હતા. એવા પવિત્ર ને પાવનકારી શિક્ષાગુરુઓ સાંપડવા એ પણ ભાગ્યનો ધન્ય યોગ છે. પવિત્રતાની સરાણો ઉપર સજાઈને દલપતરામ ગુજરાતે ઉતર્યા હતા.

સ્વયં દલપતરામ વિનયભાવે ઉચ્ચરે છે કે પોતે તો માત્ર દેશમાળી છે.

देश गुजरात दुनियांमें जैसो दीसे बाग,
अहमदाबाद वामें उत्तम अटाली है;
आसपास और प्रान्त सारे या तो क्यारे जैसे,
वामें प्रजा फूलवारी जैसी फूली-फाली है;
सुधारेकी वेली वामें वावे जो साहीबलोक,
ताको कवितारससें पोषी भर पाली है;
दाखे दलपतिराम, सुनो, दिग्विजयसिंह!
जाति विप्र जानो, मेरी ज्ञाति तो श्री-माली है.

વિનયબોલે દલપતરામ દલપતજીવનમન્ત્ર એમ વર્ણવે છે. દલપતરામ કહે છે કે હું તે દેશમાળી છું, સુધારાની વેલીઓ કેટલાક સાહેબલોક દેશમાં વાવે છે ત્હેમને કવિતારસ છાંટીછાંટીને પાળી પોષી ઉછેરૂં છું.

ભૂવડના રાજદરબારમાં જયશિખરીના પચાગરી કવિરાજ શંકર ભ્હારોટે ઉર્વિસાર ગુજરાત કહ્યો હતો; દલપતરામે ગુજરાતને દુનિયાનો બાગ કહ્યો છે; અને અતલસ મશરૂ કિનખાબ ગૂંથતા અમદાવાદને એ વિશ્વબાગની 'ઉત્તમ અટાલી' ભાખી છે. ગુજરાતની બાગક્યારીઓમાં ત્હારે કેટલાક સર્જન સાહેબલોક સુધારાની વેલીઓ વાવતા હતા. છેલ્લીવેલ્લી એવી સુધારાની પ્રજાવેલ વાવી ગયા હ્યૂમ. હ્યૂમ એટલે હિન્દી મહાસભાના પિતા, અને ૧૮૮૫માં હ્યૂમવાવી 'સુધારાની વેલી' તે The Indian National Congress. મહાસભાના અન્ય પ્રજાઅગ્રણીઓએ હ્યૂમવાવી પ્રજાવેલને પાણી પાયા, ઉછેરી, પ્રફુલ્લાવી, દલપતધર્મ પાળ્યો. પણ હ્યૂમનાથી ચાળીશેક વર્ષ પૂર્વે સ્કોટલાડનો એક સપૂત ગુજરાતે આવ્યો, દેશમાળી દલપતરામને ગુર્જરવાડીની અટારીએ નિમન્ત્યા, પ્રજાક્યારીઓમા સુધારાની વેલીઓ વાવવા માડી. પછી કર્ટિસે ફારબસનો ભાર માથે લીધો, હોપે વાચનમાળા રચાવી, ગ્રીવ્સે ભરૂચમાં પ્રદર્શન ભર્યું, ટેલરે ગુજરાતી વ્યાકરણ લખ્યુ, ને હાવર્ડને, મરાઠી નવનીતના જેવા, ગુજરાતી પ્રાચીન કાવ્યસગ્રહનો અભિલાષ થયો. દલપતરામ કહે છે ત્હારના કેટલાએક સર્જન સાહેબલોક ત્હારે

ગુજરાતમાં એમ સુધારાની વેલીઓ વાવતા. એ મહુ સુધારાની વેલીઓને કવીશ્વર કવિતાનાં પાણી પાઇ પાઇ ઉછેરતા. દલપતરામ કહે છે કે મ્હારો જીવનધર્મ એ છે. ગુર્જરવાડીએ પ્રજાક્યારીઓમા સુધારાની વેલીઓ વવાય છે ત્હેમને કવિતજળ પાઈ પોષવી ને પ્રફુલ્લાવવી. દેશમાળી દલપતરામ સુધારાની વેલીઓને એમ ઉછેરતા, મ્હોરાવતા, ફળવતી કરતા.

દલપતરામ ઉચ્છેદક ન હતા, સ્થાપક હતા; સુધારાની વેલીઓના સસ્થાપક.

ભાગવાને નહિ, ઉછેરવાને દલપતરામ નિજ જીવનધર્મ માનતા. ક્યારીક્યારીએ ઘૂમી ઘૂમી દેશભરમા દલપતરામે નવયુગની રંધોળીઓ પૂરી.

આજ દેશજાણીતી છે એ દલપતછબિ કવીશ્વરની છેલ્લી છબિ છે ઇસ્વી ૧૮૯૬મા, એમના ૭૭મા વર્ષમા, લેવાયેલી એ છબિ. એ દલપતછબિમા ટેબલ ઉપર ગુલાબદાની ને અત્તરદાની છે. મૂકનારે તો ત્હારે શોભા માટે મૂક્યા હશે, પણ કાળમન્ત્રોની વાંચનહારિણી વિધાત્રીએ જાણે એ મૂકાવ્યા લાગે છે. દલપતચિત્રમા ગુલાબદાની ને અત્તરદાની પરમ સાર્થ છે એ શ્રી-માળી = લક્ષ્મીજીના માળી ગુલાબદાનીની ઝારી ઝાલીને પ્રજાની ક્યારીએ ક્યારીએ, છોડે છોડે, વેલે વેલે, ગુલાબજળ છાંટતા, પુષ્પોના અત્તર સારવી માર્ગી દેશવાતાવરણ પરિમલિત કરતા. ગુર્જરરાષ્ટ્રે બેઠેલી નવવસન્તના દલપતરામ દેશમાળી હતા, ગુજરાતની શોભાલક્ષ્મી અનેકગુણ વધારતા.

શહેરો અને ગામડાની, વન અને પર્વતની ગુજરાતની ક્યારી ક્યારીએ ઘૂમીને નવયુગની એમતી સ્હવારે નવપ્રેરણાના પાણી સીંચ્યાં હોય તો તે દેશમાળી દલપતરામે.

જગત વિધવિધવર્ણ છે, અને જગત્પીંછના અનેકરંગી ચાદલિયાઓમા રગ પૂરે તે મહાન કવિ સસ્કૃતિ ને પ્રકૃતિ, ગામડાં શહેરો ને પાટનગરીઓ, મઠ મન્દિર ને મઢૂલી, બાળ, બાળા, સ્ત્રી, પુરુષ, રાય ને રઙ્ક; હિન્દુ ઇસ્લામી પારસી ખ્રીસ્તી, સરકાર, દરબાર, મજૂરો,

મહાજનો; આપણા મહાગુજરાતના સહુ થરોના નવયુગના કવીશ્વર તે દલપતરામ.

ક્ષત્રિયવાણુ નહિ, દલપતરામ સદા બ્રાહ્મણવાણુ બોલતા: મીઠડી, અમૃતમયી, સંજીવની, પ્રેરણાત્મક. દલપતરામ બ્રહ્મર્ષિના વંશજ હતા; વસિષ્ઠ બ્રહ્મર્ષિ દલપતગોત્રના પ્રથમ પ્રવર. વસિષ્ઠવંશી દલપતરામ નવયોગવાસિષ્ઠ સમુ દલપતકાવ્ય ગુજરાતને સમર્પી ગયા.

એમતી નવવસન્તે દેશમાળી થઈને, ગુર્જરપ્રજાના સસ્કાર સસ્કારસમારમ્ભે પ્રજાપુરોહિતના ધર્મ પાળીને, માની પેઠે હૈયાહૂંફથી ને હૈયાભાવથી, દલપતરામે, પૂર્વે શીલગુણ સૂરીએ બાળવનરાજને ઉછેર્યો હતો એમ, નવયુગને આગણરમતા બાળગુજરાતને ઉછેરીને મ્હોટું કીધું. માતાઓ પ્રજાને હાલરડાં ગાઇ ઉંઘાડે છે; ઉંઘતી પ્રજાને દલપતરામ માતાની મીઠપે હાલરડા ગાઇ ગાઇ જગાડતા હતા. દલપતગાયાં હાલરડે દેશ જાગતો.

દલપતકવિતા એટલે માતાના મીઠડા હૈયાબોલ.

દલપતકાવ્યમા પ્રધાનરસ છે સ્વદેશવાત્સલ્યનો. પ્રાચીન કાળથી આપણા કાવ્યશાસ્ત્રકારોએ નવ રસ વર્ણવ્યા છે. ભાગવતકારે પ્રેમલક્ષણા-ભક્તિનો દસમો રસ ગાયો. કવીશ્વર દલપતરામે એકાદશમો સ્વદેશ વાત્સલ્યનો રસ ગુજરાતી કાવ્યશાસ્ત્રમાં ઉમેર્યો. દલપતરામ એટલે સ્વદેશવાત્સલ્યભાવી આપણા આદિ દેશભક્ત; ને દલપતકવિતા એટલે પ્રધાનભાવે સ્વદેશવાત્સલ્યની કવિતા.

બેસતા યુગને દલપતરામે ઓળખ્યો અને ઓળખાવ્યો. વેદમૂર્તિ દલપતરામ ક્રાન્તદ્રષ્ટા કવીશ્વર હતા પણ કવીશ્વર કરતા યે દલપતરામ આપણા મહાન સસારશાસ્ત્રી હતા, અને સંસારશાસ્ત્રી કરતા યે અધિકા દલપતરામ પુણ્યજ્યોત, ઇન્દ્રિયજિત, નવયુગના કો યોગીન્દ્ર સમા, મહાસ્થવિર હતા. ગવરી ગાયના દૂધ જેવા ઉજળા દલપતરામ એમના યુગમાં સદ્ધર્મની સનાતન મૂર્તિ હતા.

દલપતરામ નવગુજરાતના યુગબોલ બોલતા, પણ દલપતયુગ

બોલ સનાતન પ્રજામન્ત્રો છે દલપતયુગબોલના—પ્રજાકેળવણીના, કળાકૌશલ્યના, સંસ્થાનસુધારના, સ્વદેશવાત્સલ્યના દલપતપ્રજામન્ત્રોના ગડગડતા પડઘા, વસન્તકોકિલ સમા ટહુકતા, આજે યે સનાતનતામાં સંભળાય છે

રાજ્ય ન્હોતા, દલપતરામ સાત્વિક હતા, યોધ ન્હોતા, બ્રાહ્મણ હતા, સૂર્ય ન્હોતા, ચન્દ્ર હતા અને ગીતાજીમા શ્રી કૃષ્ણચન્દ્ર કહે છે કે

पुष्णामि चौषधि सर्वा सोमो भूत्वा रसात्मक.

એમ, ચન્દ્રની ચન્દ્રિકાના અમૃતમીઠડા ભાવે, પ્રજારોગોની ઔષધિઓને દલપતરામનો આત્મા કવિતારસથી પોષતો

સકળ દલપતપ્રવૃત્તિમંડળે સદા તરી આવતો એક ભાવ હતો, અને તે હિન્દબ્રીટનની મૈત્રીનો ભિન્ન ભિન્ન ગુણાન્વિત, પણ સમાન, ઉચ્ચનીચ નહિ પણ પરસ્પર ગુણપૂજક, દલપતફારબસની—હિન્દી બ્રિટિશની મૈત્રીના જેવી બે મહાપ્રજાઓની ઐતિહાસિક મૈત્રી, જમણા ને ડાબા બે નયનોના જેવી મૈત્રી

દલપતફારબસનો કાળયોગ થયો ત્યારે ગુર્જરદેશે નવવસન્ત પ્રગટી, ત્યારે ફારબસ મહાઈતિહાસકાર થયો ત્યારે દલપતરામ કવીશ્વર થયા દલપતરામ એવો ભાવ ભાવતા કે હિન્દબ્રીટનનો કાળયોગ ઉભયે મહાપ્રજાને ઈતિહાસયશસ્વી નીવડે બ્રીટનનો જગત મહિમા એથી છે, હિન્દનુ Modernization એથી છે With equal opportunities for all with no discremination against either,

કાળાગોરા કોઇ છે, ધનહીણા ધનવાન

ગણો ન હલકા કોઇને, સઘળા એકસમાન

એવી સમાનભાવની હિન્દબ્રીટનની મૈત્રી એ દલપતઉરનો અખંડ ભાવ હતો

નિજ સર્વ પ્રવૃત્તિમંડળે દલપતરામ એ ભાવના સેવતા ને પોષતા દલપતરામની રાજભક્તિની એમા પરિસીમા સમાતી, દલપતરામની દેશભક્તિની એમા પૂર્ણિમા પ્રકાશતી

કાળના પડદાઓ પાછળ જોવાની ને તેજઅન્ધકારના અક્ષર ઉકેલવાની દૃષ્ટિ એ ઇતિહાસદૃષ્ટિ. કવિતા સહુમાં હોય છે, પણ ખીલવે છે કોક; એમ ઇતિહાસદૃષ્ટિ યે સહુને છે, પણ ખીલવે છે વિરલા. કહે છે કે અજમેરના તારાગઢને સાત કોટ હતા. ઇતિહાસનાં શિખરોને પણ એમ કાળના આડકોટ પડે છે. ૧૯૯૭ ને ૧૮૫૭ ના આડકોટ ઓળંગીને, સૈકાનો પલટો ને બળવાની ઝાળોની પાર નિરખવાને ઇતિહાસની આંખ ને પાંખ જોઇશે. વર્તમાનથી પર કે પાર જઇ કે જોઇ શકતા નથી એમને ઇતિહાસની પાંખે નથી કે આંખે નથી. આઘે જોવાને ઉંચુ ન્હડવું પડશે.

હિન્દના ઇતિહાસમાં ૧૧૯૩ પછી ૧૮૫૮ ના સમી ગાલ આવી નથી. ૧૧૯૩ માં આર્યઇસ્લામ સંસ્કૃતિઓનો યોગકાળ બેઠો; ૧૮૫૮ માં પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓનો યોગકાળ બેઠો. એ યોગકાળ ગુજરાતે એક દાયકો વ્હેલો બેઠો. ૧૮૫૮ ની આગળ પાછળ ને આસપાસ નિરખી શકશે એમને આ દલપતયુગની યુગવાર્તા સુગમ થશે. દલપતજીવનકાળમાં ૧૮૫૮ ની સાલ મધ્ય ભાગે છે. દલપતરામનાં ૩૮ વર્ષ એ પૂર્વે પથરાયેલાં છે, ને ૪૦ વર્ષ એ પછી પથરાયેલાં છે.

સંસ્કૃતિઓના સગમકાળનુ પરમ સત્ય એ છે કે પૃથ્વી બે પાંખે ઉડે છે. એક પાંખે તો હસલો યે નથી ઉડતો કે ગરૂડજી યે નથી ઉડતા, જો કે હંસ બ્રહ્માનું વાહન છે, ને ગરૂડ શ્રી હરિનું વાહન છે. પૂર્વ કહેતું હોય કે મ્હારી જ પાખે પૃથ્વી ઉડે છે, તો તે ખરૂ નથી; પશ્ચિમ કહેતુ હોય કે મ્હારી જ પાંખે પૃથ્વી ઉડે છે, તો તે પણ ખરૂ નથી. ખરૂ તો એ છે કે

પૂર્વપશ્ચિમ બે પાંખે ઉડે છે પૃથ્વિપખિણી.

પૃથ્વીની એ બે પાંખોને સમભાવી ને સમતોલ કરવામાં સંસ્કૃતિઓના સંગમધાટે દલપતરામે દીર્ઘાયુષ્ય ગાળ્યું છે.

દલપતજીવનમન્દિરમાં અખંડદીવડા જેવો આત્મગૌરવનો પરમ પ્રસંગ તે તો ૧૮૫૫ નો, દેશહિતને કાજે આવન્તાં લક્ષ્મી ને અધિ-

કાર પરિત્યાગ્યા તે દાના ઉપરીઓએ વાર્યા, મને ઘડીક ના કહી, હિતસ્વી હેમાભાઈ નગરશેઠે ઠપકાર્યા, સચેલા ધનભંડાર કંઈ હતા નહિ, ત્હો પણ પ્રજાકલ્યાણને કાજે એ રંક દેશવત્સલ કવીશ્વરે સાહિત્યસન્યાસ લીધો 'હીરાનુ ખરૂ નૂર ત્હ્મારે પરખાયુ'. આયુષ્યમન્દિરનો, દલપતજીવનના દ્વિતીયાશ્રમનો, કદાચ સમસ્ત ૭૮ વર્ષના ગોખઝરૂખા —અટારીઓઅન્તા કવિતસાહિત્યમહેલનો શિખરકળશ તો એ ધન ને અમલદારીના ત્યાગવૈરાગ્યનો પરમ પ્રસગ ને લોકસેવાની વ્રતદીક્ષાનો અવસરઉત્સવ, દલપત કવીશ્વરનો સાહિત્યસન્યાસ દેશસેવાવ્રતની લોકદીક્ષાના આપણા નવયુગના પ્રથમ લોકસેવાવ્રતિયા હતા કવીશ્વર દલપતરામ

નવયુગના અસદ્ વાયરાઓથી સદા નિર્લેપ, મદ્ય માંસ વિલાસ વ્યભિચારથી પર, શીલ સન્તોષ વૈરાગ્ય સદાચારણની ચન્દ્રજ્યોત મૂર્તિ, નવયુગનું સોએ સો ટચનુ પાપનિર્મળ સોનું તે દલપતરામ પાણીમાના પદ્મની પેઠે દલપતરામ નવપ્રવાહના સદ્અંશોને મૂળમાથી પીતા, અસદ્ અંશોથી વણઅભડાયેલા રહેતા આપણા નવયુગના રહવારના ગૃહસ્થસન્યાસી અને પુણ્યશ્લોક સાધુપુરુષ હતા દલપતરામ

દલપતરામ નીતિપરાયણ નિર્મળા હતા, ધર્મપરાયણ ધર્મવન્તા હતા, પ્રભુપરાયણ પ્રભુભક્ત હતા, ચૌદ વર્ષની ઉગતી વયથી હતા. દલપતથી દૂર ભાગે છે તે ઘણાખરા નીતિથી, ધર્મથી, પ્રભુથી દૂર ભાગે છે નીતિપરાયણો, ધર્મવન્તાઓ, પ્રભુભક્તોએ દલપતરામને પ્રીછ્યા ને પૂજ્યા હતા, પ્રીછે છે ને પૂજે છે, અને પ્રીછશે ને પૂજશે નર્મદનો ચે એ જીવનપલટો થયો ત્હ્મારે દલપતરામને પ્રીછ્યા હતા, અને પછી એ કવિવરોનું કવિમિલન થયુ

દલપતરામ એટલે નવયુગની ગૃહસ્થાશ્રમવાડીનું બ્રહ્મપુષ્પ

અને ઋષિવરોનુ ઉપનિષદભાષ્યુ એક વિશેષણ એ છે કે મહાશાળાવન્તા કવીશ્વર દલપતરામ મહાશાળાવન્તા હતા દલપત-

કુળનો ગોત્રવિસ્તાર ગુજરાતભરમાં પ્રસરેલો આ જીવનકથાના પ્રથમ ભાગમાં આપણે જોયો છે. દલપતમાહિત્યગોત્રનો વંશપરિવાર પણ ત્હારે એવો જ ગુજરાતભરમાં પથરાયેલો હતો. ૧૮૪૮થી ૧૮૭૯ સુધી દલપતશૈલી ચોખ્ખૂટ ગુજરાતે ચક્રવર્તી હતી. એમના યુગમાં પ્રેમાનન્દનું શિષ્યમંડળ વડું વિસ્તારી હતું; ત્હારે દલપતયુગમાં દલપતરામનાં આત્મસન્તાનોની સાહિત્યવેલ ગુજરાતભરમાં સાહિત્યફૂલડાં વરસતી. શીલસદ્‌ગુણપ્રકૃતિએ, કાળદ્રષ્ટા યુગસ્મૃતિકારની મહાનુભાવિતાએ, ગુર્જરવિસ્તારી સાહિત્યશાળાના સાહિત્યાચાર્યભાવે દલપતરામ સંસ્કૃતિઓના સંગમઘાટના ૧૯મી સદીમાંના આપણા મહાશાળાવન્તા ઋષિવર હતા.

ગુજરાત ગૌરવવન્તુ છે કે એવા બ્રહ્મર્ષિ સમા પુણ્યશ્લોક ગૃહસ્થસંન્યાસી કવીશ્વરને પગલે ગુર્જરકુંજોમાં નવયુગનાં સ્હવાર પડ્યાં.

દયારામભાઇ વિદેહ થયાં ત્હારે ગુજરાતે પ્રાચીન યુગ આથમ્યો; દલપતરામ અમદાવાદ આવ્યા ત્હારે ગુજરાતે નવો યુગ બેઠો. દયારામ એટલે Last of the Ancients; દલપતરામ એટલે First of the Moderns.

બે જ શબ્દોમાં દલપતજીવનકથાનો સરવાળો સારવી ઉચ્ચરવાનો હોય તો સુધારાની વેલીઓને કવિતાજળ સીંચન્તા **દેશમાળી** અને અનેક વિધ લોકયજ્ઞોમાં આચાર્યપદે વિરાજતા **પ્રજાપુરોહિત** દલપતરામ હતા. અને ઐતરેય બ્રાહ્મણમાંનો આપણો સનાતન ઋષિમન્ત્ર કહે છે કે પ્રજાપુરોહિત એટલે રાષ્ટ્રગોપ્તા; राष्ट्रगोप्ता पुरोहितः

નવરાત્રી, સં. ૧૯૮૯ ન્હાનાલાલ દલપતરામ કવિ

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ લું, સ્કોટલાંડનો સપૂત

પરિમળ અમળ અમળ જળથળ રહ્યાં
કવિકુળ કોમળ કમળ સુપ્રકાશીને;
ગુણીજન ભ્રમર ભ્રમણ ભલી ભાત કરે,
કોકિલ કલ્લોલ અંખકદંબ નિવાસીને;
વસ્તીફૂલવાડીમાં ફૂલી ફૂલી ફેલાયાં ફૂલ,
દેખે છે અશોક, લોકશોક ગયો નાશીને;
પ્રગટયાં પવિત્ર પત્ર અત્ર-સરવત્ર, જ્યારે
એકત્ર પવિત્ર મિત્ર મળ્યો મીન રાશીને.

ઈસ્વી ૧૮૭૦માં પ્રગટ થયેલા કવીશ્વર દલપતરામના ફારબસવિલાસ ગ્રન્થમાં ૧૮૫૨ના દીવાળીપર્વમાં ઇડરમાં મળેલો કવિસમારંભ વર્ણવેલો છે. એમા એક કાવ્યકથા છે કે ભાવનગરના રાજકવિ પિંગળસિંહજીભાઈના પિતા પાતાભાઇને ફારબસ સાહેબે પૂછ્યું કે આ દેશમાં સરસમાં સરસ ઋતુ કઇ? પાતાભાઇએ શ્લેષાર્થી ઉત્તર દીધો કે (૧) મિત્ર એટલે સૂર્ય જ્યહારે મીન રાશીને મળે છે ત્યહારે વસન્ત ઋતુ બેસે છે; એ અવસરે દેશમાં નવપલ્લવ પ્રગટે છે, ને પુષ્પો પ્રફુલ્લે છે.

(૨) મીન રાશીને એટલે કે દકાર નામવાળા દલપતરામને મિત્ર-ફારબસ મળ્યો ત્યહારે નવીન પાનાંપુસ્તક પ્રગટ્યાં, જનતાની ફૂલવાડીએ ફૂલડાં પ્રફુલ્લ્યાં, ગુણીજન રૂપી ભમરા ગુંજારવ કરી ઉઠ્યા, કવિકુળના કમળો ઝળકી રહ્યાં, ને સ્થળે સ્થળે નિર્મળ પરિમળ મ્હેક મ્હેક કરતા વાયા.

'દલપતફારબસ મળ્યા ત્ય્હારે દેશમાં નવયુગની વસન્ત બેઠી'

દયારામ એટલે પ્રાચીનતા, દલપતરામ એટલે અર્વાચીનતા. દયારામ વિદેહ થયા, ને પ્રાચીનતા આથમી; દલપતરામ અમદાવાદ આવ્યા, ને અર્વાચીનતા ઉગી.

પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમઘાટે દલપતફારબસ મળ્યા દલપતફારબસ મળ્યા ત્ય્હારે દેશમાં નવયુગની વસન્ત બેઠી

દલપતફારબસ મળ્યા પછી પંદરેક દિવસે ગુજરાતનું ઇતિહાસસશોધન આરંભાયુ, અને બેએક માસે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ. ૧૮૫૫ મા દલપતરામે સોસાયટીને મરતી ઉગારી, સોસાયટીને સિંહાસને બેસી સમૃદ્ધ કીધી, ૧૮૭૯ સૂધી સોસાયટીના આત્મારૂપ થઇ રહ્યા. મા સદી ભર ગુજરાત પ્રેરણાપ્રકાશને માટે દલપતરામના એ કવિતસિંહાસન ભણી નિહાળતું ઇતિહાસસશોધન અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એ ભાવનાઓ અર્વાચીન અને એ શબ્દમ ડળે અર્વાચીન

૧૮૪૮ના ઉત્તરાર્ધમા દલપતફારબસ મળ્યા એ સાલમાં પંજાબ ખાલસા થયો, ઇંગ્રેજોના ઘોડાઓએ સિન્ધુના પાણી પીધા, કન્યાકુમારીથી અટક પર્યન્ત હિન્દ જીતાઈ રહ્યો. એ જ સાલમા, દલપતફારબસના મળવા પછી, ગુજરાતે નવી ભાવનાઓ, નવી પ્રવૃત્તિઓ, નવા આદર્શો, નવી ગદ્યરચના. નવી કવિતા પ્રગટયાં ગુર્જરરાષ્ટ્રે નવો યુગ બેઠો.

એ જ સાલમાં મુબઇમા Students' Literary and Scientific Society સ્થપાઇ દાદાભાઈ વગેરે પારસીઓ,

ઇસ્લામીઓ, દક્ષણીઓ, ગુજરાતીઓ સહુ સંગાથે લોકકલ્યાણનાં પ્રજાકાર્ય કરતા. એ ઘડમાંથી પછી મુંબઈની પ્રખ્યાત બુદ્ધિવર્ધક સભા પ્રગટી.

છાપું, છાપખાનું; શાળા, કન્યાશાળા, પુસ્તકશાળા, રાજકુમારશાળા; ઇતિહાસસંશોધન, ગદ્યલેખન, નવકવિતા, વાંચનમાળા, સાહિત્યપ્રચાર; દેશમાં પ્રજાકલ્યાણક સભાઓ, સંસ્થાઓ, વ્યાખ્યાનમાળા; આજનાં–૧૯૩૪ના લોકજીવનમાંથી એ પ્રજાતત્ત્વો લઈ લેવાય તો પાછળ શું શું રહેશે? આજના સંસારનાં એ અજવાળાં છે, નવયુગનાં એ પ્રભાતપ્રકાશ છે. એમાંનાં ઘણાંખરાં ૧૮૪૮ પૂર્વે આપણે ત્યહાં ન હતાં; ૧૮૪૮થી માંડીને એક દાયકામાં એમાંનાં ઘણાંખરાં આપણે ત્યહાં ભરતીવેગે આવ્યાં નવયુગની વસન્તની એ વસન્તવેલીઓ આપણા ગુજરાતમાં ફાર્બસે વાવી, અને આત્માનાં અમૃત સમાં કવિતજળ પાઇપાઇને દેશમાળી દલપતરામે એ વસન્તવેલીઓને ચોઢડુક કરી, ઉછેરી, ને પ્રપુલ્લાવી. દલપતફાર્બસના જીવનશ્રમે એ વેલીઓને ફળફૂલ બેઠાં.

સદી પૂર્વેનો ૧૭૪૮થી ૧૭૫૮નો દાયકો ઇતિહાસ ભરેલો છે; એમ ૧૮૪૮થી ૧૮૫૮નો દાયકો, ભાવનગરથી ઈડર ને સૂરતથી દાંતા પર્યન્ત સમસ્ત ગુર્જરદેશમાનો દાયકો પ્રશાન્ત યુગપલટાનો દાયકો છે, દલપતફાર્બસની દેશભરની જાહોજલાલીનો દાયકો છે. એ દાયકામાં પ્રબળ યુગપ્રેરણાઓ પ્રગટી, જેણે ગુજરાતને ઘડ્યો. એ દાયકાનાં ફળ સારી ૧૯મી સદીભર ગુજરાતે માણ્યાં, અને આજે માણે છે.

ગુર્જર મહાપ્રજાના જહાજનું સૂકાન ૧૮૪૮ થી ૧૮૫૮ના દાયકામાં મરડાયું.

દલપત ને ફારબસ ત્હારના દેશવહાણવટિયા હતા. બન્નેય ત્હારે રાજાપ્રજાના પરમ શ્રદ્ધાસ્થાન હતા. ફારબસ શઢ ચ્હડાવતો ને દલપતરામ સૂકાન વાળતા.

અને એમ ગુર્જરરાષ્ટ્રે સંસ્કૃતિઓનો સંગમકાળ બેઠો.

સંસ્કૃતિઓના સંગમકાળના એ બેસતા પ્રથમ પ્રહરના મહાપૂર વગળો ને ભમરીઓમાંથી ગુર્જરનૌકાને દલપતફારબસે તારી, ઉગારી, પાર ઉતારી.

ગુર્જરદેશે ત્રણ મિત્રબેલડીઓ ઈતિહાસપ્રસિદ્ધ છે. એક કૃષ્ણસુદામાની; એ મિત્રબેલડીને સારૂ ભારત ઓળખે છે. બીજી દલપતફારબસની, એ મિત્રબેલડીને સારૂ ગુજરાત ઓળખે છે. અને ત્રીજી કલાપી ને મસ્ત કવિની; એ મિત્રબેલડીને સૌરાષ્ટ્રવાસીઓ યે સહુ ઓળખે છે કે નહિ એ સૌરાષ્ટ્રીઓ કહે.

દલપતમિત્ર ને દેશહિતસ્વી એ મહાનુભાવ ગુર્જરકલ્યાણક પરદેશી સજ્જન કોણ ને ક્યહાંનો હતો?

દલપતરામના દ્વિતીયાશ્રમના પૂર્વાર્ધની પ્રથમ પોઠણી એટલે કૃષ્ણસુદામાના સમી ફારબસદલપતની ગુર્જરઇતિહાસવિખ્યાત લોકકલ્યાણક મૈત્રીકથા.

માનવમહેરામણ સમી લંડનનગરીમા ફારબસનો જન્મ થયો હતો, પણ વસ્તુત: એલેકઝાન્ડર કિન્લોક ફાર્બસ સ્કોટલાંડનો સપૂત હતો. કિન્લોક નામ જ સ્કોટલાંડમાના ગિરિસરોવરની પર્વતકુંજો ઉચ્ચારે છે.

દલપતવંશની પેઠે ફારબસવંશની પણ ઇતિહાસવાર્તા પ્રાચીનતાપ્રતિષ્ઠિત છે. દલપતવંશની બ્રાહ્મણગુણગાથા છે, ફારબસવંશની ક્ષત્રિયગુણગાથા છે.

પર્વતોમાં પરાક્રમ છે; અને તેથી મહાન ક્ષત્રિયવંશો ઘણુંખરું પર્વતખોળે પ્રકાશ્યા છે. હિમાદ્રિ, આરાવલ્લી, ને સિંહાદ્રિ ક્ષત્રિયસિંહોના વાસ છે. સ્કોટલાંડના ગિરિદેશમાં પણ સ્કોટ વીરકેસરીઓ વસતા. સ્કોટલાંડ દેશના બે પ્રદેશવિભાગ છે, એક હાઇ લૅન્ડ ને બીજો લો લૅન્ડ. પર્વતો, પર્વતવીંટી સરોવરકુંજો, અને પર્વતપોષ્યા પ્રાક્રમસ્વામીઓનો સ્કોટલાંડનો એ ગિરિદેશ જાણે ન્હાનકડો નેપાળદેશ છે. આપણા અર્બુદાચળથી ત્યહાંના પર્વતો ઝાઝા ઉંચેરા નથી, ને હિમાદ્રિશિખરોના તો ચતુર્થાંશે માંડ હશે; ત્હો ય ક્ષત્રિયવીરોની એ વીરભૂમિ ને સૌન્દર્યભૂમિ છે. સર વૉલ્ટર સ્કોટે એ ગિરિદેશની પ્રાક્રમગાથાની ગ્રન્થમાળા ગૂંથેલી છે, અને સરોવરની સુન્દરી એ નામનું એ ગિરિદેશના પ્રેમશૌર્યનું સુસુન્દર અને સુવિખ્યાત કાવ્ય રચેલું છે. સ્કોટલાંડનો એ પરાક્રમશાળી સૌન્દર્યભરછક ક્ષત્રિયદેશ તે ફારબસવંશનું ગ્રેટબ્રિટનમાંનું મૂળ વતન. ઇતિહાસવાર્તા સંક્ષેપમાં આવી છે.

અર્વાચીન યૂરોપની સંસ્કારજનની ફ્રાન્સ ભૂમિ છે; ને ફ્રાન્સ ભૂમિના વાયવ્ય અણિઅગ્રમા નોર્મંડી નામે પ્રાન્ત છે. નોર્મંડી વીરપ્રસૂતા છે. ઈસ્વી ૧૦૬૬માં ઇંગ્લાંડ દેશ ઉપર ચ્હડાઈ કરનાર અને રાજાને રણમાં રોળી બે જ યુદ્ધે દેશ જીતનાર ડયૂક વિલિયમની એ જન્મભૂમિ.

આજનો ઇંગ્લાંડનો રાજવંશ આઘેઆઘેથી ને અનેક વળાંકો ખાતો ખાતો એ ડ્યૂક વિલિયમથી ઉતરી આવેલો છે. ઇંગ્લાંડને જીત્યા પછી ઘણા નોર્મન અમીરઉમરાવો ઇંગ્લાંડમા જઈને વસતા, જાગીરો જમાવતા, ફ્રાન્સમાંના જેવા રાજદુર્ગો બાંધતા, ને સામન્તસંસ્થા સ્થાપતા. અસલ બ્રીટનવાસીઓ એમને પરદેશીઓ કહી ધિક્કારતા, અને એમનાથી અળગા રહેતા. ધીરે ધીરે પછી નોર્મન ઉમરાવો ને બ્રિટિશરોનો સમન્વય સધાયો, બેએક સૈકે રાજા પાસેથી પ્રજાએ મેગ્ના કાર્ટા પડાવ્યો, ને ગ્રીસમા રોમમા ગ્રેનેડામાં હતી ત્હેવી ઇંગ્લાંડમા લોકપ્રતિનિધિઓની પાર્લમેન્ટ સ્થપાઈ. અને એ પછી ત્રણચારેક સૈકે ઇંગ્લાંડસ્કોટલાંડના રાજ્યો જોડાઈ એક થયા. એમ ગ્રેટબ્રીટનનો ભૌગોલિક ટાપુ ૧૬૦૩મા એક રાજસ્થાન થયો. એ અરસામા મહારાણી ઇલિઝાબેથના રાજ્યકાળમાં ઇંગ્લાંડનો મહાકવિ શેક્ષપિયર, વિદ્વદ્વર બેકન, અને સાગરમફરી બ્રિટિશ મહાપ્રજાના જન્મ થયા હતા ઇલિઝાબેથયુગ એ સમન્વયયુગ હતો, બ્રીટનની મ્હડતી કળાનો યુગ હતો.

એ ઈતિહાસ ઘડાતા હતા તે દરમિયાન ૧૨૫૦ના અરસામા વીરભૂમિ નોર્મંડીમાનો જ્હૉન ફ્રારબસ નામનો એક સાહસવીર નોર્મંડીમાથી ગ્રેટબ્રીટનમા ગયો, અને ગ્રેટબ્રીટનના ટાપૂની છેક ઈશાનકલગીની સમીપમાં સ્કોટલાંડમા આબર્ડીન બન્દરે જઈ વસવાટ કીધો આરાવલીના સમો ઉત્તર સ્કોટલાંડ ગિરિપ્રદેશ છે, ક્ષત્રિયભૂમિ છે. પછી તો એ વીરપુરુષે નિજ પરાક્રમપુણ્યે એ પરગણાને

પોતાના નામે ફાર્બસ પરગણું એવી વિક્રમછાપ મારી. સ્કોટલાંડનો રાજવી ત્હારે વિલિયમ ધ લાયન હતો. જ્હોન ફારબસે વિલિયમ ધ લાયનની લશ્કરી સેવા મનમાનતી બજાવી, ને પરિણામે કેસરી સમા ઉદારદિલ, પરાક્રમપ્રીછતા, એ રાજવીએ એ દિલેરદિલ ઉમરાવને એ તાલુકો બક્ષિસ આપ્યો, અને આસ્માની રંગની ઢાલ ઉપર રૂપેરી રીંછનાં માથાંઓનું રાજચિહ્ન બક્ષ્યું. ઉત્તરધ્રુવની સમીપના હિમપ્રદેશોનો રીંછ તો સિંહ છે.

જ્હોનનો કુટુંબવડલો પછી વિસ્તર્યો, ને દેશમાં ચોમેર વડવાઈઓ નાંખી. જ્હોનનો એક કુળનબીરો સ્કોટલાંડની રાજકુંવરીને પરણ્યો, દાયજામાં ગામો મેળવ્યાં, સુવર્ણમુગટ સુવર્ણકટિબન્ધ અને ઉમરાવપદને પામ્યો. ત્હેના પુત્રને રાજચિહ્નનો વાવટો મળ્યો, ને ટોપી ઉપર કૂકડાનું કીર્તિનિશાન પ્રાપ્ત થયુ દલપતમિત્ર ફારબસનાં પત્રો અને પરબીડિયાંઓ ઉપર એ જ વંશપરંપરાપ્રાપ્ત કૂકડાની છાપ હતી.

> કાગળના બીડા પર કૂકડાની છાપ દેખી
> દૂર હોય દોસ્ત તો ય ધારતો હું ઢૂંકડા;
> ત્યારે મને તારા જેવા પ્યારા કે ન મારા લાગ્યા
> ચિત્રના ચકોર મોર સારિકા કે શૂકડા;
> મિત્રના લખેલા તે હું મોતી જેવા માની લેતો
> એમાં કદી કીધા હોય અક્ષર અધૂકડા;
> કહે દલપત, મિત્રપત્ર વિના પાસે આવી
> કાયા ન દેખાડતો હું કહું તને, કૂકડા!

એ પછી ફાર્બસવંશમા એક જેમ્સ ફ્રોબ્સ થયો. ત્હેણે મ્હોટો કિલ્લો બન્ધાવ્યો, અને ત્હેનો પુત્ર સ્કોટ-લાંડના રાજધ્વજનો અધિકારી નિમાયો સ્કોટ રાજવીએ એને જાગીર બક્ષી હતી પછી કેટલાક ફાર્બસવંશજો સ્કોટિશ પ્રજાની શસ્ત્રશાળાના અધિપતિઓ થયા હતા. એક સુપુત્ર લોર્ડ બીશપ પેટ્રિક કરીને એ ઇતિહાસપ્રસિદ્ધ વીરવંશનો ધાર્મિક હીરો થઈ ગયો એ ખ્રીસ્તધર્મીએ ખ્રીસ્તની પેઠે આયુષ્યભર બ્રહ્મચર્ય પાળ્યું હતું ને સર્વસ્વ ધનભંડાર ધર્માદા કાધો હતો પછી કેટલાક ફાબસવંશીઓ સરની પદવી પામ્યા ને અમીરો થયા ફારબસવિલાસમાની અન્તર્ગત ફારબસકુળકથામા દલપતરામ કહે છે કે ફારબસવંશના સન્તાનો સાલસધર્મી હતા

૧૮મા સૈકાની અધવચાળ અને હિન્દઅમેરિકામા બ્રિટિશ સામ્રાજ્યના પાયા મંડાણા એ ઇંગ્લાંડફ્રાન્સના સમવર્ષીના સંગ્રામકાળમા સર એન્ડ્રુ મિચેલ કરીને ગ્રેટ-બ્રિટનનો એક અમીર જર્મનીમા પ્રશિયાના દરબારમા એલચી હતો ફાર્બસવંશના સર આર્થર ફાર્બસનો તે પરમ મિત્ર હતો સર એન્ડ્રુ અપુત્ર હોઈ ત્હેણે પોતાનો વારસો મિત્રપુત્રને અર્પ્યો સર આર્થર ફાર્બસ કંઈક વર્ષો પર્યન્ત આબર્ડીન પરગણાના પ્રતિનિધિ લેખે દેશસભાના સભાસદ થઈ પાર્લમેન્ટમા વિરાજતા કિન્લાક ફ્રોબ્સના પિતા જ્હોન ફ્રોબ્સ-મિચેલ એ સર આર્થરના પૌત્ર થાય ફારબસ સાહેબના માતામહ બંગાળામા તોપખાનાના કર્નલ હતા પિતા વીરવંશજ અને માતા વીરપુત્રી, એમના પુત્રરત્નને ગુજરાતના ક્ષત્રિયવીરત્વને પૂજવાના કોડ પછી થયા.

ત્હારે છેલ્લા ત્રણેક સૈકાઓથી પૂર્વપશ્ચિમના સમાગમના અજબ ઇતિહાસ લખાતા હતા. જગતઇતિહાસે પૂર્વપશ્ચિમના સામના ચારેક વાર જામ્યા છે, ને ધરણી ધ્રૂજી છે. પહેલો સામનો જરથોસ્તીઓ ને ગ્રીશિયનો વચ્ચે હતો; એમાં જરથોસ્તીઓ હાર્યા ને અન્તે પાર્સિપોલિસ પડયુ બીજા સામનામાં મધ્ય એશિયાવાસી યોધવંશના નબીરા એટીલાએ રોમનગરીને લૂંટી ને રોમન સામ્રાજ્યને તોડયુ. ત્રીજે સામનો યૂરોપ ને ઇસ્લામનો હતો ત્હેમાં તેર ધર્મયુદ્ધોને પરિણામે યૂરોપે યેરૂસેલમને જીત્યુ, પણ પછી ઇસ્લામે કુનસ્તનતુનિયા ઉપર અર્ધચન્દ્રનો ધર્મધ્વજ ફરકાવ્યો. પછી ૧૭મા સૈકાની પ્રતિપદાએ પૂર્વપશ્ચિમનો અર્વાચીન ચોથો સામનો મડાયો.

૧૬મી સદીની છેલ્લી તિથિએ મહારાણી ઇલિઝાબેથે લંડનનગરીના મહાજનને પૂર્વનો વ્યાપારપટો બક્ષ્યો એ અર્વાચીન ઇતિહાસની મહાતિથિ હતી. એ પછી સારા યૂરોપે પૂર્વ ઉપર અર્વાચીન વ્યાપારી હૂમલો માડયો.

વૈશ્યોની કો વ્યાપારી પેઢીએ મહારાજ્ય જીત્યા જાણ્યા છે ? જગતઇતિહાસે અપૂર્વ એવો અજાયબ કિસ્સો પછી દુનિયાના ઇતિહાસમા બન્યો

ઇલિઝાબેથે બિરદાવેલી ઇસ્ટ ઇન્ડિયા કંપની એક સૈકાભર નિ સૈન્ય હતી. પછી મુગલાઇ નબળી પડયે સંરક્ષણ કાજે કંપનીએ સેના રાખી એ સંરક્ષણસેના પછી વિજયસેના થઇ પડી ૧૭૪૮મા કન્યાકુમારીની સન્મુખે કંપનીએ પ્રથમ સગ્રામ ખેડયો, અને જીતતી જીતતી એક સૈકે–૧૮૪૮મા કન્યાકુમારીથી કંપની સિન્ધુતીરે જઇ

કુળવડિલો ફારબસને શિલ્પશાસ્ત્રી કરવાને મથતા હતા, પણ લિધિદોખ નિરાળા હતા. વિધાત્રીના આંકડા એવા પડયા હતા કે સ્કોટલાંડનો એ સપૂત ગુર્જર ક્ષત્રિયવીરોની પરાક્રમગાથા ગાય, ને ગુર્જરદેશે બેસતા નવયુગના પ્રભાતે ગુર્જરકવીશ્વરના સહચારે પ્રભાતચોઘડિયાં વગાડી વગાડી ગુજરાતને જગાડે. એ વિધિઅક્ષરો અન્તે વૃથા ન થયા, સફળ થયા; અને ૧૮૪૨માં હિન્દી સિવિલ સર્વિસમાં કિન્લાક ફોર્બ્સની વરણી થઇ. ફારબસનાં ભાગ્યમાં પત્થર ઘડવાનું નહિ, પણ માણસ ઘડવાનું લખાયેલું હતું.

પછી શિલ્પશાસ્ત્રીને છોડીને અભ્યાસાર્થે હેલસબરીની પાઠશાળામાં કિન્લાકનું જવું થયું. એ પાઠશાળામાં અભ્યાસ પ્રવીણતાને કારણે કિન્લાકને ઇંગ્રેજ સંસ્કૃતાચાર્ય સર વિલિયમ જોન્સની સમસ્ત ગ્રન્થમાળા ભેટ મળી હતી. વળી ઇંગ્લાંડનો કવિશ્રેષ્ઠ શેક્ષપિયર; ત્હેનો પણ કિન્લાક ફાર્બસને સારો અનુરાગ થયો હતો. વિલિયમ શેક્ષપિયરે કવિતદ્રવતો કરેલા આત્મામાં જોન્સે હિન્દુ સંસ્કૃતિનાં સંસ્કારબીજ વાવ્યાં; અને એ વાવેતરસંસ્કારને હૈયામાં સંચીસંભરીને કિન્લાક ફોર્બ્સ ઇંગ્લાંડેથી ભારતવર્ષે ઉતર્યા. મુંબઇને બારે ઉતર્યા ત્હારે ફારબસની આતમલોમિકા આમ કવિતામય હતી, અને મ્હીં ભારતીય સંસ્કૃતિ પ્રત્યે પૂજ્યભાવનાનાં બીજ રોપાયેલાં હતાં. ફારબસ આર્યાવર્તે આત્મનિર્ધનિયો ન્હોતો આવ્યો, વાવેતરનાં ધન લઇને આવ્યો હતો. એ સતસંસ્કારોને પછી દલપતરામે ગુજરાતના ઇતિહાસગ્રન્થોનાં કવિતાજળ સીંચ્યાંપાયાં, અને પરિણામે ગુર્જર ક્ષત્રિયપરાક્રમોની ગુણગાથારૂપ રાસમાળા પ્રગટીપ્રફુલ્લી.

ઈસ્વી ૧૮૪૩ના નવેમ્બરની અધવચાળ ફારબસવંશને ગુર્જરવિખ્યાત કરનાર કિન્લાક ફૉર્બ્સ મુંબઈને કિનારે ઉતર્યા. એ વેળા સિન્ધુનાં મુખને ઇંગ્રેજો જીતતા હતા; અને દલપતરામ ઝાંગઝે પ્રથમ ગજસન્માન પામતા હતા. અમૃતબા અને ડાહ્યાભાઈ–દલપતરામના માતાપિતા ઉભય ત્‍હારે હયાત હતાં.

મુંબઈમાં ઉતર્યા કે તરત પાંચેક દિવસમાં ફારબસ ચાંદબીબીને શહેર અહમદનગરે નિમાયા. એક માસ ને વીસ દિવસમાં ત્‍હાં ફારબસે હિન્દુસ્તાની ભાષા શીખી લીધી, પરીક્ષા પાસ કીધી, અને આસિસ્ટન્ટ કલેક્ટર થયા. ભારતવર્ષની ભાષાઓ શીખવે સરલ છે, અને બુદ્ધિમન્તોને એ અધિકી સરળ છે ફારબસે અહમદનગરમાં રહીને પછી નવ માસમાં મરાઠીની પરીક્ષા પાસ કીધી, ને ૮મી નવેમ્બર ૧૮૪૪થી આસિસ્ટન્ટ કલેક્ટર તરીકે ખાનદેશ જીલ્લામાં બદલીએ ગયા. દોઢેક વર્ષ ત્‍હાં રહ્યા, અને '૪૬ ના ઍપ્રિલમાં મુંબઈની સદર અદાલતના ડેપ્યૂટી રજીસ્ટાર થયા. તે પછી ત્રીજે જ દિવસે અમદાવાદના આસિસ્ટન્ટ જડ્જ નિમાયા, પણ મુંબઈમાં કામ કરવાનો હુકમ હતો. છએક માસ મુંબઈની હાઈકોર્ટનો અનુભવ લઈને ૧૮૪૬ ના નવેમ્બરની ૬૫મી તારીખે પચ્ચીશેક વર્ષનો સરસ્વતિ જુવાનડો ગુજરાતની પાટનગરીએ પધાર્યો. ફારબસને યજમાનપદે ને દલપતરામને આચાર્યપદે નવયુગનો પ્રથમ જ્ઞાનયજ્ઞ ગુજરાતે ઉજવાવાનું વિધિનિર્માણ હતું.

દલપત વેદિયા ત્‍હારે અમદાવાદના સ્વામી નારાયણ

મન્દિરમાં સંસ્કૃત ભણુતા હતા, અને સારાભાઇના સૂચનથી ભોળાનાથભાઇને કાવ્યશાસ્ત્ર ભણાવતા હતા.

હિન્દી અને મહારાષ્ટ્રી બે ભારતીય ભાષાઓમાં પ્રવિણુ થઇને ફારબસે ગુજરાતે પગલા કીધાં હતાં. અમદાવાદમાં આવી હાઈસ્કુલના હેડ માસ્તર શ્રી ભોગીલાલ પ્રાણુવલ્લભદાસ પાસે ગુજરાતી ભણુવા માંડ્યુ. ફારબસ ખરેખર! બહુભાષાપ્રવિણુ હતો.

પણુ ભાષાઓની ક્યારીઓમાં જ માત્ર રમનારો ફારબસ ન હતો. આખ ઉઘાડી રાખીને તે ફરતો. ફારબસની આંખ શિલ્પકેળવાયેલા કલાકારની હતી. અહમદનગરનાં ઇતિહાસઅવશેષો ફારબસે દીઠાં હતાં, પણુ અમદાવાદમાની પ્રાચીનતાની પગલીઓએ તો ફારબસમા ઈતિહાસ જગાડયો. અમદાવાદ એટલે હિન્દુઇસ્લામી સંસ્કૃતિઓનું અંડેર. ભદ્રનો ડુંગરઉચો ભવ્ય કિલ્લો, સરોવરવિશાળી જુમ્મા મસ્જીદ, હવેલીશિખા રાણીના ને બાદશાહના હજીરા, બેગમપરામાની મુમતાજશાહજહાનની મહેલાતો, મલેક શાહબાનનો ડોલતો મીનારો, દરિયાખાનનો ઘુમ્મટ, સરખેજ–શાહઆલમના ઈસ્લામી ઓલિયાના રોજાઓઃ એ સહુ ફારબસને કાળકથનીઓ કહેતા. પોળે પોળે એણે જૈનમન્દિરો દીઠાં, ઉત્તરે દક્ષિણે પૂર્વે ને પશ્ચિમે ઘટાલપ્પાતાં એણે શિવમન્દિરો દીઠા. માતા ભવાનીની વાવ જોઇ, જળ મહેલો જેની દાદા હરીરની ને અડાળજની વાવો જોઈ. પ્રાચીનતાની રત્નખાણુમાં ફારબસ પગથિયાં ઉતરતો હતો. પછી તો ભીમનાથ પાલીતાણા વલ્લભીપુર સિદ્ધપુર પાટણ

મેઢેરા તારંગા અને છેલ્લે આબૂશિખરે જૂનાં મન્દિરોની જગતઅદ્વિતીય આરસકવિતા ફારબસે દીઠી હતી. એક જ પ્રશ્ન ફારબસના હૈયામાં ગાજ્યાં કરતો કે આ પગલીઓ પાછળ મૂકી ગઇ છે એ ગુર્જરમહાપ્રજા કેવીક હશે ? કાળના આકડા ઉકેલવાના ફારબસને કોડ જાગ્યા.

પણ એ કાળલિપિ ભણાવે કોણ ? કાળની લિપિ કવિઓ જાણે છે કાળની લિપિ ભણવાને ફારબસે ગુજરાતના કવિઓને ન્હોતર્યા.

ગુજરાતનો ઇતિહાસ લખવાનો મનોરથ ફારબસને થયો ત્હારથી સહુ કોઈને તે પૂછતા કે ઇતિહાસસામગ્રી ક્ય્હાંથી જડશે ? ઘણે સ્થળેથી ઉત્તર મળતો કે અમારા દેશમા તો ઇતિહાસો કાવ્યગ્રન્થોમા જ હોય એ અનુભવ-વેણે ફારબસનુ મન ભારતીય કવિતા ભણી વળ્યુ પછી ભાટ ચારણ બ્રાહ્મણને તેડાવીને કવિતામય ઇતિહાસ સાંભળવા માડ્યા, ઠીક લાગે તે લખાવી લેવા માડ્યા. વાચતા વાચતા પ્રતીતિ વધતી ગઈ કે ભારતની ઇતિહાસ-વાર્તા કવિતામય છે, ને કવિતામા છે. તેથી બની શકે એ બધા ઇતિહાસકાવ્યોનો ગ્રન્થસંગ્રહ સંગ્રહવાનો ભાવ ફારબસને થયો. પણ એ કાવ્યસંગ્રહને કાજે દેશભરમાં ઘૂમે કોણ ? એ ઇતિહાસસંગ્રહ કરવાને અને એ કાવ્ય-ગ્રન્થોના અર્થ સ્હમજાવવાને સરસ્વતીપુત્ર સમા કવિની આવશ્યકતા ફારબસને સ્હમજાઈ, અને ઇતિહાસવિશારદ કવિની શોધમાં ફારબસ પડ્યો ફારબસના શિરસ્તેદાર હતા છોટમલાલ ઉલ્લાસરામ. લોકઅનુભવી ને નયનિપુણ હતા;

ખાડિયાનો ઢાળ ઉતરતાં સૂતારવાડાની પોળને નાકે રહેતા. સ્વાભાવિક રીતે સાહેબે નિજ શિરસ્તેદારને પૂછયુ, અને છોટમલાલભાઇએ નિજ પાડોશી ઉત્તમરામ કવિનું નામ લીધું. ઉત્તમરામજી સાઠોદરા નાગર હતા, સૂતારવાડાની પોળમાં રહેતા. ખાડિયાને નાકે કવીશ્વરની પોળ છે ત્હેનું નામ એ ઉત્તમરામજીના વડિલો પરથી પડેલું છે. ઉત્તમરામજીના માતામહે બાબીવિલાસ નામનો ત્રણચાર હજાર શ્લોકપૂરનો કાવ્યગ્રન્થ વ્રજભાષામાં રચ્યો હતો. કો નવો ગ્રન્થ ઉત્તમરામજીએ લખ્યો નથી, પણ પ્રસ્તાવિક ઐતિહાસિક કવિતોના મુખપાઠનો એમનો ભંડાર મ્હોટ્ટો હતો. પોતે કાવ્યવિલાસી હતા, વાર્તારસિયા હતા, પ્રથમ મેળાપે મોહમુગ્ધ કરતા. એમના કુટુંબીજનો જૂનાગઢ માણાવદર વાડાસીનોર રાધનપુરના બાબી રાજવંશોમા ફરતા ને બાબીવિલાસમાંના છન્દો સંભળાવતા. રાધનપુરના નવાબ સાહેબે છોગાળુ નામનું ગામ એ કવિવંશને બક્ષિસ આપ્યુ હતું. ફારબસતેડયા ગયા ત્હારે ફારબસને પણ ઉત્તમરામજીએ બાબીવિલાસમાંથી બાબી રાજવંશનો ઇતિહાસ સભળાવ્યો. પણ એ વૈભવવિલાસી નાગરકવિ દેશમાં ફરી વેરાયેલા ઇતિહાસના કણ સંગ્રહી લાવી આપે એવુ ફારબસે દીઠું નહિ પછી કોઇકે નડિયાદના રણછોડ ભ્હારોટનું નામ કહેલું, એટલે ત્હેમને ફારબસે નડિયાદથી તેડાવ્યા. રણછોડદાસ ભ્હારોટ એટલામાં દેશજાણીતા હતા. ઇતિહાસના પ્રસ્તાવિક છન્દકવિતો રણછોડ કવિએ સાહેબને સભળાવ્યાં, પોતે રચેલા દૂહા સવૈયા લલકાર્યા, માડીને એક વાર્તા કહી પણ ફારબસને માત્ર વાતડાહ્યો કવિ

ન્હોતો જોઇતો, દેશાટણી વ્યવહારકુશળ કાર્યકરન્દો કવિ જોઈતો હતો. સાહેબે પોતાના ઇતિહાસસંગ્રહના કામ વિશે જ્યહારે પૂછ્યું કે દેશના ઇતિહાસખંડેરોમાંથી જૂની વાતો ને જૂની કવિતાઓ વીણી સગ્રહી લાવશો, ત્યહારે રણછોડ કવિએ ઉત્તર વાળ્યો કે અમે તો કવરાજ કહેવરાઈએ. કસુંબાનો રંગ ચ્હડે ત્ય્હારે અમારાથી કવિતા થાય. ફારબસનું મન માન્યું નહિ. પછી કવિઓની રત્નખાણ સમા વિજાપુરમાંથી એક કવિરત્નને ન્હોતર્યા. એમની પાસે પૃથુરાજરાસાનો કેટલોક ભાગ હતો, અને એ ભાગમાંથી કેટલોક મુખપાઠે પણ હતો. એ ભ્હારોટ કવિ પાસેથી એટલો રાસાભાગ ઉતરાવી લેવાનો લાભ ફારબસને પ્રાપ્ત થયો. આશરે સાતેક હજાર છન્દ હતા.

ગુણગ્રાહક સુજનતામૂર્તિ ફારબસ કોઈને નિરાશ કે અસન્માનાયેલા પાછા વાળતો નહિ. યથાશક્તિ સહુને સત્કારીને, શાલ પાઘ શેલાંનો સિરપાવ આપીને, મીઠપથી ને રાજદરબારી રીતે વિદાય આપતો. ફારબસ સદા કવિઓને બિરદાવતો, ઉલ્લાસાવતો સ્કોટલાડના ગિરિદેશોમાંની ને ભારતવર્ષનાં રાજસ્થાનોમાંની ઈતિહાસવિખ્યાત ઠકરાતી રીતે ફારબસ કવિઓ પ્રત્યે વર્તતો

ગુજરાતની ઇતિહાસગાથા ફારબસે એમ ભણવા માંડી. ઉંડુ જોતો જતો તેમ તેમ એને નવાં અજવાળાં ઉઘડતાં. એ કાળવહી વાંચતાં ફારબસને સંતોષ ન થયો; અને એ અસંતોષના ઉદ્દગાર નિજ અમલદારબન્ધુ ભોળાનાથ ભાઇ પાસે એકદા નીકળી પડયા. અસંતોષના નિખાલસ

ઉદ્ગારની એ ધન્ય ઘડી હતી. પછી આસોનાં અજવાળિયાંમાં અમદાવાદના નગરશેઠના ખેપિયાએ વઢવાણુની વાટ લીધી, અને ચન્દની પડવાની પર્વતિથિએ એ ઇતિહાસપ્રસિદ્ધ પ્રાચીન પુરીમાંથી શાસ્રસંપન્ન, ધર્મસંપન્ન, કાવ્યસંપન્ન, સુદામાજી સરિખડો દૂધઉજળો, વેદવિદ્ પરિવ્રાજક બ્રાહ્મણુ અમદાવાદને માર્ગે પડયો. આભલખ્યા વિધાત્રીમંત્રો એક ત્ય્હારે ઉચ્ચરતા કે એ પરિવ્રાજક બ્રાહ્મણુ ગુજરાતનો કવીશ્વર થશે.

વઢવાણુથી નીકળ્યા ત્ય્હારે દલપતરામ કને વાટખર્ચીની રાતી પાઈ ન હતી. રસ્તે ચારેક ગાઉએ સરોવરતીરનું શમલા નામનું ગામડું આવે છે. ત્ય્હેમાં સ્વામીપન્થી જાલમસંગ ગરાશિયા ને અભજી વાણિયો રહેતા. એ સ્વધર્મબન્ધુઓ કનેથી કેટલાક આના ઉછીતા લઇને દલપત વેદિયા ગુજરાતને પંથે પડયા. એ શુકનના પૈસા હતા; એ પૈસા હતા એથી અધિકા પછી હજાર રૂપીઆ થઈ નીવડયા. લીમડીને પાદર લક્ષ્મીપુત્રનો સંગાથ થયો. વાવ કૂવા તળાવેથી એ પરિવ્રાજક બ્રાહ્મણે એ ગાડીબેઠા શેઠને પાણી ભરી લાવી પાયાં. માર્ગે શરદની ઝપટ વાગી તે મધ ને પીંપર ચાટયાં. ઠેશો ખાતા ને ધાંચો ઓળંગતા દલપતરામ એમ અમદાવાદમાં આવ્યા, અને રંક જેમ રિદ્ધિને ગણે તેમ શમલેથી ઉછીતા લીધેલા આનાઓનો વાટખરચીનો હિસાબ ચોપડીમાં નોંધ્યો.

આ વેળા ઉતરવાનું સ્વામીમંદિરે ન હતું, સંસાર-મંદિરે હતું. ભોળાનાથના કાગળે દલપતરામ અમદાવાદ

આવ્યા હતા એટલે ઉતારો નિજ કાવ્યશિષ્યને ત્‍્હાં રાખ્યો હતો, ને પછી મંદિરપાંખમાં ઘર ભાડે લીધું ત્‍્હાં સૂધી પખવાડિયુંક નિજ કાવ્યશિષ્યની મહેમાની માણી હતી.

ખભે ઝોળો, ને સુદામાજી જેવા દલપત વેદિયા શિષ્યઘેર ગયા. પછી વતનમાંથી વિચરતી વેળાનો એ ઝોળો પૂર્વાશ્રમના નિત્યસંભારણાની પેઠે દલપતનિવાસમાંના દલપતખંડની વળગણીએ નિજના ને સન્તાનોના દર્શન કાજે લટકતો. વતનનું એ સંભારણું દલપતરામને જીવન વ્હાલું હતું.

પછી તો દલપતશિષ્યમંડળ ગુજરાતવિશાળું વિસ્તર્યું હતું, અને સહુ યે દલપતશિષ્યો ગુણઓશિંગણ હતા. પણ દલપતરામના પ્રથમ કાવ્યશિષ્ય ભોળાનાથભાઈએ અને દ્વિતીય ઇતિહાસશિષ્ય ફારબસ સાહેબે નિજ કાવ્યગુરુને ને ઇતિહાસગુરુને ગુરુદક્ષિણાઓ દીધી છે એવી અન્ય કો શિષ્યવરે દલપતરામને દીધાનું પછીનો અર્ધી સદીનો ઇતિહાસ ઉચ્ચરતો નથી.

આપણા નવયુગના આરંભકાળે એમ દલપતરામ કવિતા ને ઇતિહાસના ગુજરાતે ગુરુવર્ય હતા.

અને પછી દલપતફારબસના ઇતિહાસયોગની ધન્ય ઘડી આવી. એ ઇતિહાસઘડીને ગુજરાત સદાકાળ સંભારશે.

મુમતાજશાહજહાંનના સાબરમહેલના પાયતલ ભીંજવીને વંકવેળામણી સાબરમતીનો જળપ્રવાહ દક્ષિણ વળાંક લે છે ત્‍્હાંથી નારાયણઘાટ દૂધેશ્વર શાહપુર ને ખાનપુર થઇને નદી બાદશાહી મહેલને ભદ્રઆરે વહે છે.

શ્રી સહજાનંદ સ્વામી એ ઘાટે નહાતા તેથી નારાયણઘાટને સ્વામીપન્થીઓ પાવનકારી માને છે. દધિચિ ઋષિના આશ્રમઘાટે અમદાવાદની જનતાનો સંસાર સંકેલ્યા પછીનો અન્તિમ વિશ્રામઘાટ છે, અને અમદાવાદથી યે સોગણી મ્હોટી અમદાવાદનગરી દધિચિ ઋષિની રમણરેતીમાં પોઢેલી છે. ખાનપુરને આરે અહમદશાહની નગરીનાં તાબૂત ડૂબે છે, જળઝીલણી એકાદશીએ સ્વામી નારાયણના ઠાકોરજી જળ ઝીલવાને ત્હાં પધારે છે નદીમાંની બાદશાહી મહેલની ખિરાદરીની ગઠબ્હારીએ કોટની પુરાણી રાંગે આજે યે નદીપટમાં બાદશાહી નદીદીવડો ઊભો છે. એ નદીદીવડો ને ખાનપુરની વચ્ચે, નગરનાસિકાનો અણિઅગ્ર નગરદેહમાંથી જાણે બહાર નીકળતો હોય એવો, ચાંદાસૂરજનો મહેલ નગરકોટમાથી નદીપટમાં પડેલો છે. સાબરમતીની જળશીતળ વાયુલહરીઓ ચાંદાસૂરજના મહેલને સદાની શીતળતા ઢોળે છે એ મહેલની સન્મુખે નદીચોકમાં પૂર્વે અકબરશાહે રણસંગ્રામ ખેલ્યો હતો ને અહમદનગરીને જીતી હતી. સ્કોટલાંડનો સપૂત એ ચાંદાસૂરજના મહેલમાં વસતો, અને એ મહેલમા દલપતરામ ને ભોળાનાથ ફારબસને મળવા ગયા. નવેમ્બર માસની એ પ્રતિપદા હતી, હિન્દુઓની જ્ઞાનપંચમી હતી, વિબુધોનો બુધવાર હતો. વિબુધોના મેળાવાનો ત્હારે દૈવયોગ હતો.

ખડ વચ્ચે ટેબલે ફારબસ બેઠેલા હતા. પાછળ બે પડખે બે લહિયા, ચિત્રવિચિત્ર સમા, લખતા હતા. દલપતરામનાં ફારબસનાં અને તદ્દ્વારા ગુજરાતના આજે મહાભાગ્ય લખાવાનાં હતાં.

પેસતાં જ ભોળાનાથભાઈ બોલ્યાઃ આ દલપતરામ આવ્યા છે–દીવાળી પહેલાંના આવ્યા છે.

એ શબ્દે સાહેબ ખુરશીમાંથી ઉઠ્યા, અને ઉઠી સન્માન દઈને દલપતરામને મળ્યા. દલપતરામને જ માત્ર નહિ, ગુજરાતી કવિતાના પ્રતિનિધિને ફારબસ ત્‍યહારે સન્માનતા હતા. ફારબસનાં અંગોમાં આદર હતો, મુદ્રામાં કૌતુક હતાં.

પ્રથમ દર્શને જ દલપતરામે દીઠું કે છે તો કોઈક વિવેકસોહામણો સજ્જન; 'સાહેબને દેશીઓની સૂગ નથી.'

પરસ્પર નમસ્કાર થયા, ને સહુ બેઠા. દલપતરામ સૌથી મ્હોટા–૨૮ વર્ષના હતા, ફારબસ ૨૭ વર્ષનો હતો, ભોળાનાથ સૌથી ન્હાના–પચ્ચીશેક વર્ષના હતા. સાબરમતીને આરે ત્રણ જુવાનિયા ગુજરાતનું ભાવી ઘડતા બેઠા હતા.

ફારબસે વાત ઉપાડી. 'દલપતરામ આવ્યા તે સારૂં થયું દલપતરામને અગવડ તો નથી પડીને?' હળવે હળવે, ચીપી ચીપીને સાહેબ હિન્દીમાં બોલતા હતા. ગુજરાતી ભાગ્યુતૂટું આવડતું. હાઈસ્કુલના હેડમાસ્તર શ્રી ભોગીલાલ પ્રાણવલ્લભદાસની પાસે ગુજરાતી ભણતા.

'ભોળાનાથભાઈ જૂના ઓળખીતા છે. એમને ત્‍યહાં અગવડ કેવી?' દલપતરામે વિવેક કર્યો.

દસબારેક દિવસથી દલપતરામ ભોળાનાથભાઈને ત્‍યહાં હતા ને હાથે રાંધી ખાતા. કાઠિયાવાડમાં શ્રીમાળીઓ ને નાગરો ત્‍યહારે નિજનિજને સર્વોત્તમ બ્રાહ્મણ કહેતા;

નાગરો નિજ મુત્સદ્દીગીરી ને રાજવસીલાને કારણે, અને શ્રીમાળીઓ નિજ વેદવિદ્યા ને કર્મકાંડઅવસરના આચાર્યપદને કારણે. ઉભય જ્ઞાતિઓને પરસ્પર છાશવ્યવહાર ને અથાણાંવ્યવહાર ત્‍હારે હતો.

'ભોળાનાથ કહે છે ત્‍હમે કવિતા સારી કરો છો. કાંઇક સંભળાવશો ?'

'સાહેબને સમય હોય તે પ્રમાણે કહું': રજવાડાંઓના અનુભવપ્રવિણ દલપતરામ બોલ્યા.

'કવિતા સાભળવાને તો સાહેબ અઠવાડિયાં આપે': ભોળાનાથે કહ્યું. વચમાં વચમાં ભોળાનાથભાઇ વાત ઉપાડી લેતા.

સાહેબે કહ્યું: કવિતા તો સંભળાવશો એટલી સાંભળીશ.

દલપતરામે દીઠું કે છે તો કોક કવિતરસિયો. પછી કુવલયાનન્દ ભણતા તા ત્‍હારે રચેલા, નિજ જ્ઞાનચાતુરીમાંનાં, શ્રી કૃષ્ણની અષ્ટ પટરાણીઓના બે કવિત, અર્થ વિસ્તારીને સાહેબને સંભળાવ્યા દલપતરામના કાવ્યલલકારથી મહેલમાના નીંદરતા પડઘાઓ જાગતા. પેલા ચિત્રવિચિત્ર સમા લહિયાઓ પણ નવદુનિયા સરજાતી નિરખી રહ્યા હતા

મન્દ હાસ્યથી દલપતરામે નારદજીના ટીંખળની કથા કહી દલપતરામનો હાસ્યરસ પછી તો દેશજાણીતો થયો છે.

દેવસભાના હાસ્યરસિયા નારદજીને એક વેળા વિચાર થયો કે દ્વારકામાં જઇને ભગવાનના જ ઘરમાં ઘડીક ઝઘડો જગાડું. તંબૂરો વગાડતા વગાડતા ઋષિજી રણ-

વાસમાં પધાર્યો. આઠે પટરાણીઓ દેવર્ષિને ઘેરી વળી; આદર્યાં, અર્ચ્યાં, પૂજ્યા. અખંડ સૌભાગ્યના નારદજીએ સૌને આશીર્વાદ દીધા, અને પૂછયુઃ તમ સહુમાંથી શ્રી હરિને માનીતી કોણ ? ત્હારે આઠે ય પટરાણીઓ બોલી ઉઠી કે હું, હું, હું. નારદજીએ દીઠું કે ધારણા ફળી, વાદ મંડાણો. પછી નારદજી બોલ્યાઃ ખરૂ; પણ એનો નિર્ણય થવો જોઇએ ને ? ત્હારે સત્યભામાજીએ કહ્યું કે ત્હમે કહો તે નિર્ણય નારદજી કહેઃ એનો નિર્ણય હું શું કહું ? શ્રી કૃષ્ણ કહે. આઠે પટરાણીઓ ત્હમે ભગવાન કને જાઓ, ને સૌ સાગમટે પ્રશ્ન પૂછો. જેને પહેલો ઉત્તર આપે એ શ્રી હરિની માનીતી. નારદઉશ્કેરી આઠે ય પટરાણીઓ ભગવાન પાસે ગઈ. નારદે માન્યુ કે ઝઘડો જામ્યો; પણ ભગવાન નારદજીથી મ્હોટા હતા.

अष्ट रानी मीली आइ कृष्ण पास पूछे प्रश्न;
एक यों: अवासछीतिछाय कहा कीजिये ?
रेंट क्या आधार फिरे " क्या विरोख मेडी कहे ?
चोर्थी कहे करजीको द्रव्य कैसे दीजिये ?
वीनकाम क्या करे बजार जाय ? पंचमी यों;
बालपथ्य कौन खेत ? जाप क्यों गनीजिये ?
कहे दलपतिराम हरिवर कह्यो ' माले ';
अष्टमी यों: सांजे खग कहां हि लखीजिये ?

સભાજિત દલપતરામને નવલ જનનો ક્ષોભ ન હતો. દરબારી છટાથી એ કવિત કહ્યુ. પછી અર્થસ્ફોટ કીધો.

અષ્ટપટરાણીઓ મળી કૃષ્ણપ્રભુ પાસે આવી, અને પ્રશ્ન પૂછવા લાગી. એકે પૂછ્યું કે ઘરને છત્રછાયા કરવાને શું કરે ? ઉત્તર, માળે-છાપરૂં કરે. બીજી પટરાણીએ પૂછયું કે રૂહેંટિયો શા આધારે ફરે છે ? ઉત્તર, માળે-માળથી. ત્રીજાં રાણીજીએ પૂછ્યું કે શું હોય તો મેડી કહેવાય ? ઉત્તર, માળે-માળથી. ચોથાં રાણી બોલ્યાં કે કરજીને દ્રવ્ય કેવી રીતે આપવું ? ઉત્તર, માલે-માલ રાખીને. પાંચમાંએ પૂછ્યું કે વગર કામે બજારમાં જઇને કોઈ શું કરે ? ઉત્તર, મા'લે-મ્હાલે. છઠ્ઠાં રાણીજીએ એમ પૂછ્યુ કે બાળકની કરી કોણ પાળે ? ઉત્તર, મા લે. સાતમાં કૃષ્ણપત્નીએ પૂછ્યુ કે જાપ શેનાથી જપિયેગણિયે ? ઉત્તર, માળે-માળાથી. અને આઠમાં સોહાગણે પૂછ્યું કે સ્હાંજ સમે પંખીઓ ક્ય્હાં દેખાય ? ઉત્તર, માળે-માળામાં.

એમ અષ્ટ પટરાણીઓએ સાગમટે પ્રશ્ન પૂછયા ત્ય્હારે શ્રી હરિએ ઉત્તરમા એક જ શબ્દ ઉચ્ચાર્યો ' માળે '.

સહુ પટરાણીઓ પોતપોતાના પ્રશ્નનો ઉત્તર સ્હમજી ગયાં ને નારદજીને જઇને કહ્યા; અને બોલ્યાં કે શ્રી હરિને અમે સૌ સરખી વ્હાલી છીએ; સૌને હરિએ સંગાથે ઉત્તર દીધો.

દલપતરામનો શુદ્ધોચ્ચારવન્તો બ્રાહ્મણી છન્દલલકાર, પૂજ્યભાવ ભરેલી ઉન્નત વાર્તાશૈલી, મંદી મંદી ઝળકતી મન્દ મન્દ ઠાવકી મર્માળી હાસ્યરેખા, અખંડ વરસંતાં ફૂલડાં શા મુખબોલની મધુરપઃ મ્હોટે ભાગે ગઢવીબ્હારોટને સાંભળવા ટેવાયેલા ફારબસે એ સહુમાં નવીન ભાત દીઠી.

નારદવચને હસતા, પટરાણીઓનાં વચને નારીબહુમાન દાખવતા, અનેકાર્થી એક શબ્દને, સહેજ ખેચતાંયે પણ, કાવ્યમા ને વાર્તામાં અનેકાર્થે સાર્થ ગૂથાતે જોઇ કાવ્યમર્મજ્ઞનું રસકૌતુક પ્રકાશતા, સાહેબની મુદ્રામાં દલપતરામે સમભાવ દીઠો, કવિતાની રહમજણ દીઠી, શાસ્ત્રવાર્તા પ્રત્યે સન્માન દીઠું. દલપતરામને પ્રતીતિ થઈ કે છે તો કોઇક સુજાણ કાવ્યરસિયો.

દલપતફારબસ પ્રથમ મેળાપે જ એમ પરસ્પરથી પ્રસન્ન થતા હતા.

નારદજીના ટીખળની વાતો આગળ ચાલી.

નારદજી ભોંઠા પડ્યા; પણ હારનારા ન હતા, તરકીબદાર હતા તરત પૂછ્યુ કે ભગવાન આઠ વાર 'મારો' 'મારો' બોલ્યા હતા કે એક વાર? પટરાણીઓએ કહ્યુ એક વાર. ત્યહારે–તો તો એક જ ભગવાનને વ્હાલી છે, નારદજી ઉચ્ચર્યા.

વળી પટરાણીઓમાં વાદવિવાદ મંડાણો રૂક્મિણીજી બોલ્યાં કે એમ હોય તો સાતે પૂછે, ને હું એક ના કહું તો હરિ બોલે જ નહિ

નારદજીએ જાણ્યુ ઠીક જામી છે, હોમો ઘી કહ્યું કે એમ કરો; જાવ; આ સાત પ્રશ્ન પૂછે, ને ત્હમારે ન બોલવાના સમ દેવા તરત ભગવાનનું પારખું.

ભગવાનનુ પારખુ લેનારા ઘણા ભૂલ્યા છે, ને નારદજી યે ભૂલતા હતા.

આઠ પટરાણીઓ વળી ભગવાન પાસે ગઈ. સાતે ય

સોહાગણીએ હરિને એક એક પ્રશ્ન પૂછયો, ને રૂક્મિણીજીએ બોલવાના સમ દીધા.

प्रथमी पूछे, प्रलंब पगीयां कैसे हो गोल ?
बत्तीससें मुख वर्न कीतने रखीजिये ?
क्यों शोभे कपासखेत ? कहा करुं विख ? सुधा ?
तीरथमें परान्नसे पाप कहा कीजिये ?
सप्तमी, क्या सती परनरसें हसंत लहु ?
बोलवेकी शपथ व्हां दीनी रुक्मिनीजिये;
वींटियां बेरख सूडी तज पान जायफळ
एलची दिखाइ, दलपति कहे, श्रीजिये.

ફારણસે દલપતકાવ્યલલકાર ફરીથી સાંભળ્યો. ઉત્તરાવસ્થામાં યે દલપતકંઠશબ્દ સભાગાજન્તો મેઘપડછન્દવો હતો. કવિતા લલકારતાં દલપતરામ બોલતા નહિ, ગાજતા. જુવાનીના જોમનો ત્હારે એમાં ઉછળાટ હતો. ફારણસનો પક્ષપાત દલપતરામના શુદ્ધોચ્ચારણ ઉપર ને શબ્દઉછળાટ ઉપર ઢળતો જતો હતો. અને એ શુદ્ધોચ્ચારણ દલપતરામને શીખવ્યુ હતું ડાહ્યા વેદિયાએ, અગ્નિહોત્રની સમક્ષે; અને એ શબ્દઉછળાટ શીખવ્યો હતો ચારણકવિ દેવાનન્દ સ્વામીએ, ધર્મમન્દિરની છાયામાં.

કવિતાતરંગે તરતી તરતી દેવકથા આગળ ચાલી.

પ્રથમ પટરાણીએ પૂછયું કે લાંબી પાઘ ગોળ કેમ થઈ? ઉત્તર, વીંટી (તેથી.)

બીજાં રાણીજીએ પૂછયું કે બત્રીસમાંથી કેટલા અક્ષર મ્હોડે રાખિયે ? બે રખો: હરિ.

ત્રીજાં પટરાણીએ પૂછ્યું કે કપાસનું ખેતર લોક કેમ શુદ્ધ કરે ? સૂડી(ને).

ચોથાં પટરાણીજીએ પૃછ્યુ કે વિષને શું કરે ? તજ

પાંચમાંએ પૂછ્યું કે અમૃતને શું કરે ? પાન

છઠ્ઠાં કૃષ્ણપત્ની બોલ્યાં કે તીર્થમાં પરાન્ન ખાધે શું પાપ થાય ? જાય ફળ.

સાતમાં પટરાણીએ પૂછ્યું કે પરનર શુ સતી હસે તો શું સ્હમજવું ? એ લચી–પત્નીધર્મથી લપસી.

ભગવાન તો વિશ્વજિત છે, સર્વઅજિત છે; નારદજી ને રૂક્મિણીજીથી યે હાર્યા ન જાય. શ્રી હરિએ બન્નેયને જીત્યાં, મહાત કીધાં. હરિએ એકકે શબ્દ ઉચ્ચાર્યો નહિ; અને છતાં સાતે ય પટરાણીઓને ઉત્તર દીધા. કને મુખવાસનો વાટવો હતો; ત્હેમાંથી વીંટી બેરખો સૂડી તજ પાન જાયફળ ને એલચી કહાડીને પટરાણીઓની સન્મુખ મુંગે મ્હોંએ ઢગલો કીધો. સાતે મહારાણીઓ પોતપોતાના પ્રશ્નના ઉત્તર સ્હમજી ગઈ, રુક્મિણીજી પ્રસન્ન થયાં, અને નારદજી બીજી વારકા હાર્યા.

શ્રી હરિથી તો દુનિયાં હારેલી જ પડી છે ને ?

કાવ્યવાર્તા જામી હતી, ને ફારબસ વાર્તારસિયો હતો. આઠઆઠ પટરાણીઓને એક શબ્દે આગમટો ઉત્તર; સાતેના પ્રશ્નોને, જાણે કો મહાજાદુગરની થેલીમાંથી કહાડીને અપાતા હોય એમ, મુખવાસના વાટવામાંથી કહાડીને અપાતા જવાબ; મુંગે મ્હોટે બોલાતા બોલ; કલ્પના, તર્ક, અનેકાર્થી કાવ્યગૂંથણી સાંભળીને ફારબસ સાહેબ કાવ્ય-

પ્રસાદથી પ્રસન્ન થયા, અને બોલ્યાઃ વાહ, કાવ્યજુક્તિ સારી છે. ફારબસને પ્રતીતિ થઈ કે વડા તર્કશાળી કવિ છે.

અને ભગવાને કહ્યુ કે શમશા એ ય શબ્દ છે.

કાવ્યકથા જેમ જેમ જામતી ગઈ તેમ તેમ ફારબસની પાળે પાણી પગથિયુ પગથિયું ચ્હડતાં ગયાં.

અને ફારબસનાં ભાવપૂર હતાં એટલાં જ બુદ્ધિંહેણુ ઉંડાં હતાં. ફારબસનું સૂકાન સદા પોતાને હાથ હતું; પ્રવાહમાં તણાતું નહિ. એટલે પાછી ફારબસે દલપતરામની પરીક્ષા માંડી.

જે કોઈ કવિરાજ ફારબસ કને આવતા એમનું દેશાચાર ને ધર્માચારનું જ્ઞાનઉંડાણ પારખવાને ફારબસે પ્રશ્નાવલિ ઘડી રાખી હતી. એ પ્રશ્નાવલિ પછી ફારબસે પૂછી ને દલપતરામને પારખ્યાનાણ્યા.

'કવેશર ! કાવ્યને કે લેખને મથાળે ત્હમારે આ સૂંઢાળી મૂર્તિ શેની મૂકાય છે ?' કહી મૂર્તિ દાખવીને પૂછયુ.

દલપતરામે કહ્યુંઃ આ તો ગણેશની મૂર્તિ છે. ગણપતિ –પિતાની સેનાનો પુત્ર કો સેનાપતિ હોય એમ–શિવજીના ગણના એ પતિ છે. સેનાપતિ કાર્તિકસ્વામી છે, ગણેશ સેનાપતિના ભાઈ. ગજાનન વિઘ્નહર્તા છે, સર્વમંગળકર્તા છે. ઈશ્વરી ત્રિમૂર્તિમાના શિવજી સંહારક દેવ છે. ગણપતિ વિરાજતા હોય ત્ય્હાં શિવજીના વિઘ્નકારી કોઇ ગણ— ભૂત પ્રેત પિશાચ ડાકણ શાકણ જોગણી—કાંઈ વિઘ્નનાં આવરણ નાંખી શકે નહિ. શુભ પગરણમાં, તેથી, સહુ ગણેશને સંભારે ને સ્થાપે છે.

દલપતરામને પગરણમાં જ ગણેશ બેઠા.

ફારબસ: એ—એમ ? ખરૂં. અમારે ત્હાં યે રાજકુંવર કોઈક પલટણના કર્નલ કે કમાન્ડર હોય છે, ક્યહારેક સેનાપતિ યે હોય છે.—ત્યહારે આ શ્રી પાંચ ને શ્રી આઠ લખાય છે એ શું ?

પરદેશી સાહેબને મન કપરા સંસારપ્રશ્નો ભાસતા હતા તે દલપતરામે તો પ્રથમ પાઠે પઢ્યા હતા. દલપતરામે કહ્યું: હિન્દુ ધર્મ સંપ્રદાયોમાં છે, તેમ સંપ્રદાય પર પણ છે. સંપ્રદાયપર ઉદાર મતવાદી હિન્દુઓ પંચાયતન દેવમૂર્તિને પૂજે છે. અને અમારામાં આઠ સિદ્ધિઓ કહી છે. એ પંચાયતન દેવમૂર્તિ ને એ આઠે સિદ્ધિઓ ત્હમને પ્રસન્ન હજો એમ કહેવાનો લેખકનો ભાવાર્થ હોય છે.

સાહેબને નવું દર્શન થતું હતું. કાવ્યગ્રંથોનાં, હિન્દુસંસારનાં ઉંબરાનાં કમાડ ઉઘડતાં હતાં. હિન્દુસંસારના —હિંદુધર્મના પાયા, કાવ્યગ્રંથસાં રાજલેખમાં વહિયાવટિયા કાગળોમાં ધર્મસ્મૃતિથી મંડાતાં પગરણ, ફારબસને દેખાવા માંડ્યાં. સાહેબે જાણ્યું કે હિન્દુઓ ધર્મને સંભારીને પરિયાણ માંડે છે, અને શબ્દ કે ચિત્રની અંદર Symbolism—ધ્વનિકાવ્યના ગૂઢાર્થ હોય છે તે દલપતરામ સ્હમજે ને સ્હમજાવે છે. ફારબસને સંતોષની સેરો ફૂટતી હતી, રાસમાળા કને ને કને આવતી ભાસતી હતી. ફારબસની રાસમાળાની ભાવના માત્ર ઇતિહાસની સાલવારી નોંધવાની ન હતી, ગુર્જરસંસારને અક્ષરમાં મૂકી સજીવન ને અમર કરવાની હતી.

ફારબસના મનમાં ગેડ બેસતી જતી હતી, થર બન્ધાતાં જતાં હતાં; તેમ દલપતરામે સ્હમજતા જતા હતા કે સાહેબના પ્રશ્નો પંડિતના પ્રશ્નો છે.

કાવ્યહીરાને ફારબસપારખ પારખી રહ્યો. પછી પૂછયુંઃ ત્હમે હમારી પાસે રહેશો ? જૂના ઇતિહાસની સાધન-સામગ્રી શોધી લાવી દેશો ?

શા માટે નહિ ? ગુજરાતમાં ઠામ ઠામ ઈતિહાસના ઢગલા ઢોળાયેલા છે, ને દલપતરામ દેશના ચોખૂટમાં ફરેલા છેઃ ભોળાનાથભાઇએ વાત ઉપાડી લીધી.

દલપતરામ : શોધ કરીશ, ને મળશે એ ગ્રન્થો લાવી આપીશ..

ફારબસનો સંતોષનો ઘટ ભરાયોઃ તર્કશાળી કવિ છે; લોકાચારના ગૂઢાર્થ સ્હમજે છે; ઇતિહાસસામગ્રીના કાવ્યગ્રંથો શોધી લાવશે. ગુર્જરરાષ્ટ્રનો ઈતિહાસ ફારબસની આંખ સમીપે મૂર્તિમત આવતો ભાસ્યો.

અમારે દેશ તમ સરખાને કવેશર કહે છે; અહીં રહેશો તો અમે પણ ત્હમને કવેશર કહીશું. ફારબસને સ્કોટલાંડના Bard સાભર્યા, ને સુજનતા ઉચ્ચારી.

‘ એ તો સાહેબની લાયકી છે ’. ‘ સાહેબની લાયકી ’ બોલથી દલપતરામે નિજની લાયકી દાખવી. સાહેબને યે થયું કે દલપતરામ વિવેકસાગર છે.

પછી પગારવાર્તાની ઘડીક ગમ્મત જામી.

ત્સ્હારે—એ—એ શો પગાર ત્હમે લેશો ? છેવટે ફારબસે વ્યવહારપ્રશ્ન પૂછયો.

સાહેબ આપશે તે. અમે બે માણસ અને એક બાળકી છીએ. સો—સવાસોઠનું ખર્ચ છે. દલપતરામે ઉત્તર વાળ્યો.

એ શબ્દો સાંભળીને ફારબસને દલપતરામ ગૂઢાર્થના કો કાવ્ય સમા ગૂઢ અને હાથઆવ્યા સરી જતા રતન જેવા ઘડીક લાગ્યા. ઠાવકાઇથી, સ્હમજાવતા સ્હમજાવતા સાહેબ બોલ્યાઃ જૂવોને, કવેશર! મ્હારે તો મ્હારા પગારમાંથી પગાર આપવાનો છે. મ્હને જ આઠસોક રૂપિયા મળે છે. હું તો માસિક વીસ રૂપીઆ આપી શકું.

પ્રથમ નોકરી મળ્યે સૌની આંખોમાં ઉગે છે એવાં દલપતરામની આંખોમાં હરખનાં તેજ ઉગ્યાં પ્રતિઠાવકાઇથી દલપતરામે ફારબસને સ્હમજાવ્યુઃ સાહેબ! અમારે ત્યહાં વાણોતરીની વરસૂણ હોય છે, ને સાહેબને મ્હેં તો સો—સવાસોનો વરસૂણિયો પગાર કહ્યો હતો. મ્હેં તો સો—સવાસો માગ્યા હતા; આપ તો મ્હને બમણા આપવાનું કહો છો.

સાહેબ ખડખડાટ હસી પડયા. દલપતરામે દીઠું કે સાહેબ મીલનસાર છે.

હા, સાહેબ! ખરૂં છે. ગુમાસ્તી અમારે વાર્ષિક બંધાય છેઃ ભોળાનાથે દલપતવેણની સાક્ષી પૂરી

હવે સાહેબની આંખોમાં હર્ષના તેજ ઉગ્યા. દલપત હીરો હાથ આવશે એવી પ્રતીતિ પડી.

ફારબસે વિચાર્યું હોત તો સહેજે સ્મરણે આવત કે અંહીની પેઠમ અસલથી ઇંગ્લાંડમાં યે અમલદારીની ને વાણોતરીની વરસૂણો જ છે. હિન્દમાં તો હિન્દી સરકારે માસિક પગારપલટો કીધો છે.

'સજ્જન મિત્રો મળે, વદે સુખ મધુરી વાણી.' સાબરમતીને તીરે, ચાંદાસૂરજના મહેલમાં, સાબરમતીની ધીરસમીરના જેવી મીઠડી-મધુરી વાણુલહરીઓ વાતી હતી; અને એ વાણુલહરીઓ પછીનો પચ્ચાસ વર્ષનો ગુજરાતનો ઇતિહાસ ઘડતી હતી.

સજ્જનને સજ્જન પ્રથમ દર્શને પિછાને છે. ફારબસને દલપતે ઓળખ્યા, દલપતને ફારબસે ઓળખ્યા. પરસ્પરે જાણ્યું કે ગુણુસાગર છે.

વાટ જોવરાવી જોવરાવી મેહુલો મળ્યે કળાયેલ મોરલાના જેવું ફારબસનુ દિલ પ્રફુલ્લી ઉઠયુ, ને બોલ્યું.

ત્ય્હારે આજથી જ ત્હમારો પગાર ચ્હડતો. આજે ત્હમે મ્હને કાંઇ ઓછું ભણાવ્યું નથી. સુજનતાના સાગર ફારબસે અન્તે વિધિવાકય ભાખ્યું, ને પહેલા માસનો પગાર આપ્યો.

એ સજ્જનશબ્દોએ દલપતરામનું ભાગ્ય ઘડયું, ફારબસનું ભાગ્ય ઘડયું, ગુજરાતનું ભાગ્ય ઘડયું, બેસતી નવસંસ્કૃતિનું ભાગ્ય ઘડયું

પ્રથમ મેળાપે જ દલપતફારબસનાં અન્તર્યામી સાક્ષી પૂરતા હતા કે પોતપોતાની એષણા ફળતી હતી, મનોરથ પૂરાતા હતા. જીંદગી ઝંખતી તે સાંપડતું હતું.

કર્નલ ટોડને જતી જ્ઞાનચન્દ્રજી મળ્યા હતા એમ ફારબસને કવેશર દલપતરામ મળ્યા. વઢવાણુના અગ્નિહોત્રીનો સપૂત એમ સાહેબનો નોકર ગુરુ મિત્ર થયો. જાણે ગુજરાતના સરસ્વતીઘાટે કવિતા ને ઇતિહાસ મળ્યાં,

જાણે ગુજરાતના નવયુગના કાળઘાટે પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમ મંડાણાં. અને એ સંસ્કૃતિઓના સંગમઘાટે દલપતફારબસની અમ્મર દહેરીઓ સ્થપાઈ.

દલપતફારબસનો મેળાપ એ જાણે દેશભરમા પ્રવર્તતા પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમના ચિહ્નરૂપે હતો.

૧૮૪૮ની તે તિથિએ ગુજરાતે નવયુગ બેઠો, ને નવઇતિહાસ ઘડાવા માડ્યો. પ્હરોડ તો પચ્ચીશેક વર્ષ પૂર્વે પ્રગટ્યું હતું; આ તો નવયુગનુ વ્હાણું વાયુ ૧૮૪૮ પૂર્વેનુ તે પ્રાચીન ગુજરાત, દયારામભાઇનું ગુજરાત; ૧૮૪૮ પછીનુ તે અર્વાચીન ગુજરાત, દલપતરામનું ગુજરાત.

૧૮૪૮ના નવેમ્બરની પ્રતિપદાએ ગુજરાતે નવયુગ બેઠો. સં. ૧૯૦૫ની જ્ઞાનપંચમી એમ ગુજરાતને વરદાયિની નીવડી.



# પ્રકરણ ૨ જું, પાટનગરમાં પહેલી પગલીઓ

કહું હવે શ્રીપુરનો સુધારો, સ્વદેશમાં જ્ઞાન વધારનારો;
સ્વદેશનું જે હિત ચિત્ત રહાશે, તે સાંભળી અન્તર રાજી થાશે.

દલપતફારબસના ઇતિહાસયોગમાં દૈવી સંકેત હતો. એ યોગઘડી ગુજરાતના નવયુગની મુહૂર્તઘડી હતી. ઇતિહાસના એ અવસરે ગુજરાતના પાટનગરે દલપતરામને ફારબસે જ ન્હોતા બોલાવ્યા, કાળયોગ બોલાવતો હતો. દલપત ને ફારબસ બન્ને યે નિમિત્તો હતા; વિશ્વવિધાતાની વિશ્વયોજનાના મહાનિર્માણનું એ નિમન્ત્રણ હતું.

ફારબસની કબ્રગાહ લેખી પા સદીભર પાળી પોષી ઉછેરેલી દલપતસેવી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ત્રીશેક વર્ષો ઉપર દલપતનગુણી થઈ હતી; પણ આજ કંઈક ફ્લપતગુણઓશીંગણ પાછી થઇ છે. સોસાયટીના નવ આવાસના ખાતમુહૂર્તે, સોસાયટીના સુવર્ણમહોત્સવના ને મણિમહોત્સવના અવસરોએ, ૧૮૯૮માં ને ૧૯૦૮માં ગવાયેલા ઇતિહાસવર્ણનોમાં દલપતરામનું નામે ન સંભારનાર, જ્ઞાનવિસ્મૃત કે 'હીણી અસૂયા'ળી, સોસાયટી આજ—૧૯૩૨માં-નિજ ઇતિહાસગ્રન્થમાં લખે છે કેઃ

દલપતફારબસનો 'એ મેળાપ એક અસામાન્ય બનાવ કહી શકાય. એ દ્વારા પરમાત્માએ ગુજરાતી પ્રજાની સેવા કરનાર એક લોકસેવક ઉભો કરવાનો સંકેત રચ્યો ન હોય-એમ અમને ભાસે છે.'

ભાગ ૧ લો, પા. ૨૪૭

'અર્વાચીન ગુજરાતનું ઘડતર ઘડવામાં કવીશ્વર દલપતરામનો હિસ્સો મહત્વનો છે, અને એના વિધાયકોની ચિરસ્મરણીય નામાવલિમાં એમનુ નામ આગળ પડતું છે. અમદાવાદમાં એમને ખેંચી આણવામાં અમે કોઇ અદશ્ય હાથ જ નિહાળીએ છીએ.'

એજન, પા. ૨૪૫

'જેમની સાહિત્યસેવા સોસાયટીનું ગૌરવ વધારનારી તેમ દેશનુ હિતસાધક કલ્યાણકારી હતી, એવા કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ હતા. જમાને જમાને યુગપ્રવર્તક મહાપુરુષો પાકે છે એમાંના તેઓ એક હતા'

એજન, પા. ૭૩

ખરે. ગુજરાતભરમાં ઘૂમીને શહેરો ને ગામડાંઓમાં નવયુગનાં અજવાળાં પાડનાર યુગપ્રવર્તક ત્હારે એક દલપતરામ હતા. ગામેગામ વિચરી એમણે નવગુજરાત ઘડ્યો. શાળાઓમાં ને લોકસભાઓમાં દલપતકવિતાનાં દૂધ પીપીને ગુર્જરનવપ્રજા ૧૮૪૮થી ૧૮૯૮ પર્યન્ત અર્ધી સદીભર ઉછરી

અને એ સર્વ દલપતલોકોપયોગિતાનું મૂળભૂત કારણરૂપ હતું ફારબસનું આમન્ત્રણ, પેલો નવરાત્રીનાં અજવાળિયાનો ખેપિયો.

ઇસ્વી ૧૮૪૮ની શરદઋતુ ગુજરાતે સદ્ભાગ્યનાં અજવાળિયાંની ઋતુ હતી આસોના અજવાળિયામાં ફારબસનો ખેપિયો વઢવાણ ગ'ચયો; કાર્તકનાં અજવાળિયામાં ચાંદાસૂરજના મહેલમાં કવિતા ને ઇતિહાસનો હાળયોગ

થયો. ૧૮૪૮ની શરદઋતુમાં ગુજરાતે સંસ્કૃતિઓના સંગમનું મુહૂર્ત એઠું.

એ જ જ્ઞાનપંચમીએ ઘેર જઈને ધર્મભાવી દલપતરામે મન્દિરમાં નરનારાયણ દેવને પ્રથમ કમાણીના દેવભાગનો એક રૂપિયાનો થાળ કીધો. શ્રી હરિ રૂપિયાભૂખ્યા નથી, પણ રૂપિયામાના ભાવભૂખ્યા તો છે જ.

એમ પખવાડિયુક ભોળાનાથભાઈને ત્હાં રહી પછી મન્દિરછાયામાં મહાસુખરામના ઘરના આગલ્યો ને પાછલ્યો બન્ને મેડા ભાડે લીધા; અને ત્ય્હારથી 'આરતી પ્રેરણા દેતી કાવ્યસ્તોત્રોની આપના.' વાર્ષિક નવ કે દસ રૂપિયા ભાડું હતું. અમદાવાદનો કાયમી વસવાટ થયે ચિરસ્મરણીય દલપતનિવાસ એ પ્રથમ વાસથી સોએક વ્હામ દખણાદો સરજાયો હતો મહાસુખરામના ઘરમા વસી દલપતરામ મહાસુખ પામ્યા. એ ઘરનો ઓતરાદો કરો નરનારાયણ દેવની પછીતે પડતો. દલપતરામ આજ જેમ અક્ષરધામમાં જઈ સમાયા છે, તેમ આજ એ ઘર પણ મન્દિરમાં ભળી ગયુ છે.

નરનારાયણ દેવનો સુપુત્ર એમ દેવછાયામા આવીને વિરાજ્યો.

વળતા દિવસથી દલપતરામે સાહેબને ભણાવવા જવા માંડ્યુ સ્હવારના દસથી બારનો નિત્યક્રમ હતો. ગુજરાતી અગર વ્રજભાષાનુ કાંઈક પુસ્તક વચાતું સાહેબ વાચતા, દલપતરામ સ્હમજાવતા. સં. ૧૯૦૪ની જ્ઞાનપંચમીથી દલપત વેદિયા સાહેબના ગુરુ થયા

પ્રથમ માનમંજરી અને અનેકાર્થીના વ્રજભાષાના

ગ્રન્થો સાહેબ પાસે વાચવાના શરૂ કર્યા. શબ્દોના અર્થ સ્હમજવાને એ ગ્રન્થોની પ્રથમ જરૂર. પૃથુરાજરાસો કે અન્ય કો મહાગ્રન્થ એ જાણ્યા વિના યથાર્થ અર્થસંદર્ભે સ્હમજાય નહિ એવુ કવીશ્વરના કહેવાથી એ વાંચનનો આદર કીધો હતો. પછી જૂની ગુજરાતીમાં એક જૈન ગોરજીનો રચેલો કુમારપાળરાસો વાચવા માંડ્યો. અમદાવાદના ઝવેરીવાડામા ખડતર ગચ્છનો ઉપાશ્રય છે, અને ત્‍હેના ખૂબચન્દજી ગોરજી હતા કવીશ્વરને ભોળાનાથભાઇએ એ ગોરજીની પિછાન કરાવી હતી, અને કહ્યું હતું કે એમની કને ગ્રન્થભંડાર છે, ઘણાં પુસ્તકો મળશે, જતા રહેજો કુમારપાળરાસો ખૂબચન્દજી કનેથી પ્રાપ્ત થયો હતો વસ્તુપાળતેજપાળનો રાસ પણ ત્‍હાંથી મળ્યો હતો. બન્ને ય રાસાઓની નકલો પછી ઉતરાવી લીધી હતી. એમ ૧૮૪૮ના નવેમ્બરના પૂર્વાર્ધમાં દલપતઇતિહાસ સંશોધન અમદાવાદમા આરંભાયુ

બે કલાક ભણાવવાનુ હતું, છતા સારસ્વતઉદ્યમી દલપતરામનો દિવસ ભરેલો રહેતો. ભણાવવા ઉપરાન્ત વળતા દિવસનું ભણાવવાનુ વિચારી જવામા કેટલોએક સમય વીતતો. ઉપરાત ગોરજી શાસ્ત્રી પંડિત ભાટ કે ચારણને ત્‍હાંથી ઐતિહાસિક ગ્રન્થોની માહિતી મેળવતા. હેમાભાઇ નગરશેઠ, હરકુંવર શેઠાણી, મગનભાઇ કરમચંદ, પ્રથમ પરિચિત મણકીવાળા, પ્રથમ શિષ્યવર ભોળાનાથભાઇ. એ સહુને ત્‍હા પણ કવીશ્વરનું જવુઆવવુ થતું ને ત્‍હા જ્ઞાનવાર્તા ને કાવ્યવાર્તા ચર્ચાતી. ઇતિહાસસામગ્રીની શોધમાં સાહેબ કવીશ્વરને પરગામ પણ મોકલતા ૧૮૪૮ના

નવેમ્બર આખરે ને ડિસેમ્બર આદિમાં વઢવાણ લીમડી ધ્રાંગધ્રા મૂળીમાં ગઢવીઓ ને ગોરજીઓમાં ઇતિહાસગ્રન્થ-સંશોધનાર્થે કવીશ્વર ત્રણેક અઠવાડિયાં ફર્યા હતા, પ્રબંધચતુર્વિંશતિ નામનો સંસ્કૃત ગદ્યગ્રન્થ નિજ પાડોશી ને પ્રેમવર્ષક લાલચંદજી ગોરજી પાસેથી મેળવ્યો હતો. પાટણનો, ભોજનો, ભુજનો એમ ચોવીસ ઇતિહાસો એમાં છે. શ્રીપાળનો રાસ પણ લાલચંદજીની પાસેથી લાવ્યા હતા. ઘોઘે ગયા ત્હારે એક ગોરજી કનેથી શત્રુંજયમાહાત્મ્ય નામનો દશેક હજાર શ્લોકપૂરનો ગ્રન્થ ઉતરાવી લીધો હતો. શ્રીમાળનગરીની ગાથા સમા શ્રીમાળપુરાણનો ખંડભાગ પણ લખાવી લીધો હતો. જગદેવ પરમારનો વાર્તાગ્રન્થ વાંકાનેરમાં છે એમ મૂળીના ચારણમંડળમાંથી ભાળ લાવ્યા હતા એ ગ્રન્થ એજન્સીમાં લખી ફારબસે પછી મંગાવ્યો હતો. ૧૮૪૮ ના આખર માસોમાં કાવ્યકોવિદ દલપતરામ એમ ઇતિહાસ ને કવિતાના સંશોધનાર્થે ફારબસમોકલ્યા ગુજરાતે ઘૂમતા.

શંકરદિગ્વિજયનો હસ્તાક્ષરી મહાગ્રન્થ સાદ્યન્ત ભોળાનાથભાઈને ઘેર હતો. એ સંસ્કૃત કાવ્યગ્રન્થ ભોળાનાથે ઉતરાવીને આપ્યો, અને પડોશમાં જ રહેતા બાપા શાસ્ત્રીને કવીશ્વરની ભલામણ કરી. બાપાશાસ્ત્રી પાસે દલપતરામ શંકરદિગ્વિજય ભણી આવતા ને સાહેબને ભણાવતા. એ ગ્રન્થ સાહેબને ગમ્યો; એનુ ગુજરાતી ભાષાન્તર કરાવવાનુ મન થયુ. ભોળાનાથને વાત કરી. પૂછ્યુ કે અમદાવાદમા સારામાં સારા શાસ્ત્રી કોણ? ભોળાનાથે કહ્યુ શુકદેવ શાસ્ત્રી; પણ એમને ભાષાન્તર ન

આવડે સાહેબે કહ્યું ત્હારે શું એમના ઘરમાં પણ સંસ્કૃત બોલતા હશે? સાહેબનો આગ્રહ જોઈ ભોળાનાથ બોલ્યાઃ એકાદ પ્રસ્તાવિક શ્લોકનું ભાષાન્તર કરાવી જોઈએ, પસંદ પડે તો પછી ગ્રન્થનું ભાષાંતર કરાવિયે.

શુકદેવ શાસ્ત્રી મોઢ બ્રાહ્મણ હતા, ને રાયપુરમાં રહેતા. શિવની બુટ્ટી-ભાંગનું સારૂં સેવન કરતા. વ્યાકરણ વેદાન્ત ન્યાયમાં કીટ ગણાતા. નગરપંકાતા હતા.

એક દિવસ શાસ્ત્રીજીને ભોળાનાથ સાહેબ પાસે તેડી લાવ્યા. શંકરદિગ્વિજયનું ગુજરાતી ભાષાંતર કરી આપવાનું સાહેબે શાસ્ત્રીજીને પૂછતાં ત્હેમણે હા પાડી. પછી ભોળાનાથની સૂચના ઉપરથી એમ ઠર્યું કે સારસ્વત સંધીકરણના પ્રથમ શ્લોકનું ભાષાંતર નમૂના લેખે કરાવવું. સાહેબે કહ્યું કે એ બે ચરણોનો અર્થ અહીં કરી સ્હમજાવો. ત્હારે શાસ્ત્રીજીએ ઉત્તર દીધો કે અહીં થાય નહિ; વાર લાગે એવું છે; માટે અમે ઘેર લઇ જઈશું એ શ્લોક આવો છેઃ

प्रणम्य परमात्मानं बालधीवृद्धिसिद्धये
सारस्वतिमृजुं कुर्वे प्रक्रियान्नातिविस्तरात्.

બેત્રણ દિવસે દલપતરામ શાસ્ત્રીજીને ત્હાં ખબર કહાડવાને ગયા. શાસ્ત્રીજી બોલ્યા કે હજી તૈયાર નથી, એકાદબે દિવસમાં લઇને આવીશ. પછી ભાષાન્તર લઈને શાસ્ત્રીજી સાહેબને બંગલે આવ્યા. એક આખું પાનું એ શ્લોકના અર્થનું ભરેલું હતું. સાહેબના કહેવાથી તે વાંચી સંભળાવ્યું.

પરમાત્માનં નામ પરમ એવા જે આત્મા તેને પરમાત્મા કહીએ. તે પરમાત્મા જે તે તેને વાલધી એટલે કે બાળકોની જે બુદ્ધિ તેને બાળધી કહીએ વિ.

એવી રીતે ઠેકઠેકાણે તે જે તે ને જેનું તેનું એવું એવું લખીને આખું પાનું ભરેલું હતું. પૂરૂં યે પાનું ધીરજધારી ફારબસે સાંભળ્યું ને સાંભળીને માથું ધૂણાવ્યું. એટલે શાસ્ત્રીજીએ કહ્યુઃ સાહેબ કહે તો હજી આથી ય સરસ કરી લાવું, અને બે પાનાં ભરી લાવું. પછી શાસ્ત્રીજીને રજા આપી અને શંકરદિગ્વિજયનું ભાષાન્તર અવસર આવવા ઉપર મૂલતવી રાખ્યું.

ધીરે ધીરે આમ ફારબસનું ગુજરાતી ને વ્રજભાષાનું જ્ઞાન વધતું જતું.

અમદાવાદમાં શાહપુરમાં ભાટવાડો છે. ત્યહાં વહીવંચાઓ રહેતા ને તે રજપૂતોની વંશાવળીઓ વાંચતા. ભાટમંડળમાં મહાકવિ કાલિદાસના એક નામેરી હતા; તે સોલંકી ને વાઘેલા વંશોની વહી વાંચતા. ભાટચારણોમાંથી દલપતરામે એમનું નામ સાભળ્યુ. દલપતરામે એ મહાકવિના નામેરીની ઓળખાણ કીધી ને પછી ફારબસ કને લઇ ગયા સોલંકી તથા વાઘેલા વંશની વંશાવળીઓ તથા અન્ય ઐતિહાસિક હકીકત કાલિદાસ બ્હારોટ કનેથી મળી તે લખી લીધી.

ખાડિયામાં ઉત્તમરામ કવિને ઘેર પણ દલપતરામ બાણીવિલાસ ગ્રન્થ માટે ગયા હતા. એ ગ્રન્થ ઉતારી લેવાને કવિ કોઇને આપતા નહિ. કહેતા કે જૂનાગઢના નવાબે

અમારી પાસે માગ્યો હતો ત્હારે અમે એમ કહ્યુ હતું કે એ તો અમારા બુઝુર્ગોની કાવ્યવાણી છે, અમારી કને જોઈએ. ઊત્તમરામજીએ દલપતરામનો સત્કાર કીધો ને કહ્યું ત્હમારે જોવો હોય તો ગ્રન્થ આ રહ્યો, પણ ઉતારવાનો ચે નથી, કે ઘર બહાર લઈ જવાનો યે નથી. એ તો અમારા ગૃહના ગૃહદેવ છે. દલપતરામે બાબીવિલાસ જોયો હતો, મહી કવિત સવૈયા છન્દ હતા. કવીશ્વર કહે છે કે ગ્રન્થ સારો લાગ્યો હતો. કેટલેક વર્ષે પછી તે ઉતારી લેવાને મળ્યો હતો

હરકુંવર શેઠાણીની હવેલીએ એક મારવાડી પડિત હતા, સસ્કૃત સારૂ જાણતા, સૌ એમને ભડારીજી કહેતા. રાસમાળાની પ્રસ્તાવનામા ફારબસે એમનો આભાર માનેલો છે ભડારીજીની મારફત પ્રબન્ધચિન્તામણિનો ગ્રન્થ સાપડયો હતો. કાશ્મીરની રાજતરગિણીના જેવો પ્રબન્ધચિન્તામણિ ગુર્જરઇતિહાસનો વિદ્વજ્જાણીતો ગ્રન્થ છે જૈન સાધુ મેરુતુગાચાર્યજીએ ઇસ્વી ૧૩૦૫મા કવીશ્વરના જ વતન વર્ધમાનપુરમા એ ગુર્જરઇતિહાસનો સંસ્કૃત ગ્રંથ રચેલો છે.

રાસમળાનુ કામ રસ્તે પડયુ તેથી ફારબસને સંતોષ થતો, કવિતાઓ હૈયાપુર સાભળવાને મળતી તેથી આનન્દ થતો. દલપતરામની મીઠ શ ને દલપતરામનો નિર્દોષ હાસ્યરસ ફારબસને ગમતા કવેશ્વર ધર્મવતા છે, નીતિવતા છે, નિર્વ્યસની છે એ જોઈ સાહેબનો આત્મા આહ્લાતો. ફારબસને દલપતના ઓળખાણમાથી આકર્ષણ થયા

સંસારની વાતો પણ સાહેબ પૂછતા. ત્હમારી નાતમાં જાણવા જેવા ચાલ શા શા છે? બીજી નાતોનાં ખાસ રસમરિવાજ કાંઇ છે? કોણ કોનાથી વટલાય? આધ્યાત્મિક વાતો પણ થતી ને પરસ્પર સરખાવાતી. સાહેબ પૂછતાઃ ત્હમારા ધર્મનાં મૂળતત્ત્વો કિયાં? દલપતરામ; હિન્દુધર્મના પાયામાં દેવોની ત્રિપુટિ છે, બ્રહ્મા વિષ્ણુ ને મહેશ્વર. અનુક્રમે એ સૃષ્ટિને સરજે, પોષે, ને સંહારે છે. ફારબસઃ અમારા ખ્રીસ્તી ધર્મના પાયામાં પણ દેવત્રિપુટિ છે; ઇશ્વર, પવિત્ર આત્મા, અને ઇશ્વરનો પુત્ર. રામાયણ મહાભારત ને પુરાણોની વાતો પણ થતી. હિન્દી અને બ્રિટિશ પ્રજાઓના ગુણગૌરવની વાતો થતી ત્હારે અનેક દૃષ્ટાંતો ફારબસ આપતા ને કહેતા કે ત્હાંના નીતિવંતાઓ અહીંનાના કરતાં નીતિવંતા છે, અને ત્હાંના અનીતિવંતાઓ અહીંનાના કરતાં જબ્બર અનીતિવન્તા છે. ત્હાંના બે ચોર આવ્યા હોય તો આ આખું શહેર લુંટી જાય ને પકડાય નહિ. વટલાવા વિશે સાહેબ ઘણાને પૂછતા ને અસંતોષ રહેતો તે જ દલપતરામને પૂછ્યું કે હિન્દુધર્મશાસ્ત્રમાં તો બ્રાહ્મણ પછી બીજો વર્ણ ક્ષત્રિય છે ને ત્રીજો વર્ણ વૈશ્ય છે. ત્હારે આજ વાણિયા રજપૂતથી વટલાય એમ કેમ થયું? દલપતરામે કહ્યુંઃ એ સ્હમજવું અઘરૂં નથી. હિન્દુઓ માને છે अहिंसा परमो धर्म· અમારે જીવહિંસા એ પાપ મનાય છે, ક્ષત્રિયોએ માંસાહાર તજ્યો નથી, વૈશ્યોએ માંસાહાર તજ્યો છે. જગતભરમાં જેમ પુનર્લગ્ન કરનારાંઓ કરતાં પુનર્લગ્ન ન કરનારાંઓ ઉંચા, એમ માંસાહારીઓ કરતાં અમાંસાહારીઓ ઊંચા. ખ્રીસ્તી

ધર્માનુસાર ફારબસ માનતો કે મનુષ્યદેહમા જ આત્મા છે, પ્રાણીઓમા આત્મા નથી એવુ વાક્ય હાવર્ડકૃત ઈંગ્રેજી વાચનમાળામા ત્યહારે શિખવાતું કે Cow has no soul એ પછી પાચેક દાયકે ખ્રીસ્તી વિચારરંગોમા અજાણ્યે રંગાયેલા એક સુધરેલ હિન્દુ વિદ્દજ્જન બોલ્યા હતા કે Killing is no sin દલપતરામ લખાવી ગયા છે કે ફારબસ ધર્મદ્વેષી ન હતો, ને તેથી કવીશ્વરની સુવિચારી ધર્મવાર્તાઓ સાભળતો, મનન કરતો, ને સાચી લાગે તે સ્વીકારતો કવીશ્વર કહે છે કે 'જો ધર્મનો દુરાગ્રહી તે સાહેબ હોત તો મારૂ મન ઉદાસ રહેત'

અનેક કૌતુકરસિયો ફારબસ એક વેળા અમદાવાદમાનું સ્વામીનારાયણનુ ગાનવિશાળુ નિજ ગુરુવર્યનું ધર્મમદિર જોવાને પધાર્યો હતો સાહેબ ઘોડે બેસીને આવ્યા હતા, દલપતરામ મદિરદ્વારે શિષ્ય—શેઠને સત્કારી મળ્યા થયા હતા બૂટ ઉતારીને ફારબસ મદિરમા ને મદિરની હવેલીઓમા ફર્યો હતો, ગગનના જેતી મદિરઅટારીઓએ મ્હહર્યો હતો એ મન્યસ્તવાસની હવેલીઓ નિરખી એને યુરોપના સન્યસ્તવાસ–Monastories—સાભર્યા હતા સભામડપમા ખુરશી ઢાળી સાહેબને બેસાડ્યા હતા, અયોધ્યાપ્રસાદજી મહારાજે પ્રસાદીનો હાર ને શિક્ષાપત્રી આપી સન્માન્યા હતા અવધવિરચિત પેત્રુ સત્સગપ્રખ્યાત ને લોકવિખ્યાત કીર્તન ફારબસને સભળાવ્યુ હતું કે

एक कपटी न तरे, महाराज ! शरन आये सब ही तरे.

જતાં જતાં પરમવિવેકી ફારબસ વિવેકવેણુ ઉચ્ચર્યો હતો કે અબ તો મેં સ્વામીનારાયનકા શિષ્યકા હિ શિષ્ય હું.

દલપતરામને સંસારાર્ણવ હવે સુલભ જણાવા લાગ્યો. ગુરૂશિષ્યના જીવ મળતા ગયા, નવું નવું જોવાજાણવાનું મળતું થયું. સારા સારા સજ્જનોની પિછાનો થવા માંડી. સાહેબ સત્યવાદી છે ને સત્ય સાંભળે છે એ પ્રતીતિ વધતી ગઇ. ફારબસના મનમાં પણ દલપત પ્રત્યે એવા ભાવ ઉગતા હતા. મિત્રોનાં મનોમન એમ સાક્ષી પૂરતાં.

પ્રથમ મેળાપે ફારબસે માસિક પગાર પૂછ્યો ત્હારે દલપતરામને દિલમાં થયું હતું કે સાહેબને થોડાક માસનું કામ હશે. ધીરે ધીરે દલપતરામની એ આશંકા મટતી ગઈ. અને પછી તો ફારબસ પણ વખતોવખત કહેતો કે "તમારી આખી ઉમ્મરની ફિકર મ્હારે છે." પરસ્પર એમ માન ને મિત્રતા ગાઢ થતાં ગયાં.

એકદા દલપતરામે સાહેબને પૂછ્યું કે આપની નોકરી બે જ કલાકની છે. તે બહારના સમયમાં કોઇને કવિતા સંભળાવું ને કોઈ કાંઇ કદર બૂઝે તો મ્હારે તે લેવું કે નહિ? કવિતાના મૂલપારખ ફારબસે કહ્યું કે કવિતાની કદર કરનાર હોય તે તો સારૂ. એ તો ત્હમારાં નહિ, ત્હમારી કવિતાનાં મૂલ છે. ખુશીથી સ્વીકારવાં.

મહા માસ ઉતરતાં ફારબસે કહ્યુ કે હવે કણીલાને વઢવાણથી તેડાવો. તે ઉપરથી ધનેશ્વર નામના કપડવણજના મોઢ બ્રાહ્મણને રૂા. ૨ આપવાના ઠરાવીને ફાગણ સુદ બીજે વઢવાણ મોકલ્યો તે અમારાં જી મૂળીમાને અને અમારાં સૌથી મ્હોટાં બ્હેન રાયકુંવરને તેડીને ફાગણ શુદ-

દશમને દિવસે અમદાવાદ આવ્યો. દલપતરામ અમદાવાદમા ગૃહસ્થાશ્રમી થયા

૮૭ વર્ષના એ ગયકુવર આજે યે આયુષ્યવાડીની છાયામા બેઠા છે

એવામા ધોળકાના શ્રીમાળી બ્રાહ્મણ અચા ઓઝા ને કાશીનાથ ઓઝા બન્ને સગા ભાઈઓ સામવેદ મુખપાઠે ભણીને કાશીએથી દેશમા આવ્યા ધોળકા તે શ્રીમાળી જ્ઞાતિની કાશીપુરી છે, અને ઓઝાબન્ધુઓ ગૃહસ્થ હતા, કુલીન હતા, અજાચક હતા. નાત જમતી હતી ત્ય્હા અમદાવાદમા તેઓ જમવાને આવ્યા હતા, ને કવીશ્વર પણ જમવાને નાતમા ગયા હતા એક નાતીલાએ કાશીનાથ ઓઝાને દલપતરામની પિછાન કરાવી ને કહ્યુ કે આ દલપતરામ કવિતા કરે છે, ને શાહુકારોમા ને સાહેબ લોકમા સન્માનાય છે ત્ય્હારે વેદવિદ કાશીનાથ ઓઝા બોલ્યા કે ત્હમે સમજતા હશો કે એ ઉંચી પદવીએ ચ્હડયો, પણ એમા ઉચુ પદ શુ ? જેના બાપના પગ ધોઇને પીએ ત્હેનો દીકરો યવનનો ચાકર થયો, ને વેદવાણી મૂકીને ભાટચારણને ધધે ધાયો દલપતરામે ત્ય્હારે વિનયભાવે કહ્યુ કે ઓઝા ! આપ કહો છો તે સાચુ છે પણ

शशत्रुको सुनि शब्द सदा अति रीझत है भरतार रमाको;
अर्थ न सूझत है इनको, पुनि लोभत है मदगन्ध विनाको;
गान रु तान प्रभुको रुचे वहि जान परे नहि अक्षर जाको;
देव रिझे दलपत्तिहुको श्रुतिपें अति सुंदर हे स्वर ताको.

જેણુ કરીને શ્રી હરિ રીઝે એને હુ તો શ્રુતિથી યે સુંદર

સ્વર માનું છું. કાશીવિદ્દ્વર ઓઝાજી ઉચ્ચર્યા કે ભલે, ત્હમે માનો; પણ અમને કાંઈ સંભળાવશો નહિ.

શ્રુતિપરાયણ ડાહ્યાભાઈના ભાઈઓ દેશમાં ત્હારે હતા. એ વેદવિદ્ બન્ધુમંડળના સદાગ્રહે જ મધ્યકાળમાં સૈકાઓ પર્યન્ત વેદવિદ્યાને જતનથી જાળવી હતી.

દલપતફારબસની મિત્રબેલડીની ઇતિહાસકથનીનો પૂર્વરંગ એ છે કે આદિમાં એ ઉભય એકપંખાળા પાંગળા હતા. '૪૬ના નવેમ્બરથી '૪૮ના નવેમ્બર સૂધી જોડ વર્ષ ફારબસ અમદાવાદમાં જ હતો, પણ જાણે ઉડવાને વાંછતો પંખીરાજ ઉડી શકતો નહિ. એ જ જોડ વર્ષ દલપતરામનાં દુઃખ દારિદ્ર ને ઉંડી નિરાશાનાં વીત્યાં હતાં. ભાવનગરથી વડોદરા પર્યન્ત નસીબ અજમાવવાને દલપતરામ ફર્યા હતા, પણ નિષ્ફળ. ધૂળમાથી પાંચીકા જડતા, ભાગ્યનાં કમાડ ઉઘડું ઉઘડું થતાં; પણ ઉઘડ્યાં ન હતાં. દલપતફારબસના ઇતિહાસયોગ પછી પરસ્પરની પાંખ થઈ ઉભય ઉડવા લાગ્યા. ફારબસના મનોરથ ફળ્યા, દલપત વેદિયા ગુજરાત પ્રાન્તના કવીશ્વર થયા. ગદ્ય ને પદ્ય નવ ગુર્જરસાહિત્યનાં પગરણ મંડાણાં, ગુજરાતે નવો યુગ બેઠો.

પ્રથમ ફારબસનો એવો મત હતો કે 'કચ્છી બોલી છે એવી ગુજરાતી પણ સાહિત્યગિરા નથી, માત્ર બોલી છે; વાણિયાના ચોપડા લખવાના જ કામમાં આવે. ગુજરાતી ભાષા તે બજારભાષા છે, એમાં વાંચવા લાયક ગ્રન્થો નથી.' પછી જૂના રાસાઓ મળતા ગયા ને વંચાતા ગયા તેમ તેમ ફારબસના વિચાર ફરતા ગયા. અને પછી તો વારંવાર ફારબસ દલપતરામને કહેતા કે જેટલાં પુસ્તકો

મળે તે બધાં લખાવી લઈયે, અને એમનો સંગ્રહ કરિયે ત્હેમાંથી ઇતિહાસે મળે; અને આવા આવા ગ્રન્થો રચાયા છે, આવા આવા કવિઓ ને ગ્રન્થકારો થઇ ગયા છે એ પણ જણાય ફારબસદલપતસઘયોં એ ગ્રન્થભંડાર ન્હાનો ન હતો સાપડેલા એ બધાં પુસ્તકો શિક્ષાપત્રીની પેઠે બાંધીને રાખેલા હતા.

એવામા દલપતરામને ઇતિહાસસામગ્રી સંગ્રહવાને ફારબસે સોરઠદેશમા પાઠવ્યા. ફારબસવિલાસના એકાદશના અંકમા મૂળીના ખેંગાર ગઢવીને ઓળખાવતા દલપતરામ કહે છે કે "જયારે સન ૧૮૪૮મા પુસ્તકોની ખેળ કરવા સારૂ આપે મને કાઠીઆવાડ તરફ માકલ્યો હતો ત્યારે હુ મૂળીએ ગયો હતો વિ. વિ દલપતરામ ઝાલાવાડમા ફર્યા ને મળી તે ઇતિહાસસામગ્રી લઈ આવ્યા દલપતરામ ગ્રન્થો શોધી લાવતા, ફારબસ નકલો કરાવી લેતો, અને એમ ગ્રન્થભંડાર વધતો હતો.

દલપતહસ્તે એમ ગુજરાતનુ ઇતિહાસસંશોધન મંડાયુ, ઇસ્વી ૧૮૪૮

સંગ્રહ કરતા ગ્રન્થનો ઉપજ્યો એક વિચાર,
સાર્વજનિક શુભ સ્થાપિયે પુસ્તકનો ભંડાર

ગુરુશિષ્યની મન્ત્રણા થઇ કે સાર્વજનિક પુસ્તકભંડાર હોય તો અનેકને એ ગ્રન્થો સદુપયોગી થાય. ફારબસે કહ્યુ એ કામ એકલે હાથે ન બને, કમિટિ રચાય ન દેશીઓ સહાય કરે તો જ સફળ થાય ગુરુશિષ્યની વિચારણાને પરિણામે ફારબસને અન્ય પ્રાન્તોમાના સોસાયટીઓ સ્મરણે ચ્હડી

છે દક્ષિણ સોસાઇટી જ્યાં છે દક્ષિણદેશ,
તેથી પણ ગુજરાતની વધતી કરૂ વિશેષ.
જ્યાં દિલ્લી ને આગરા, મંડળિઓ છે ત્યાંય;
ગ્રન્થ રચાવે છે રૂડા સ્વદેશિ ભાષામાં ય.

પછી ફારબસે નિજ ઇંગ્રેજ મિત્રમંડળમાં એ વિચાર વેર્યા ને વાવ્યા.

પછી તેણે પોતા તણા મિત્રોને કહી વાત;
સ્થાપી સાહેબો મળી સોસૈટી સાક્ષાત.

ગુજરાતી ભાષાના ઉદ્ધારનો પાયો એમ રોપાયો, ને નવયુગનાં કમાડ ઉઘડ્યાં. ફારબસદલપતનો સુયોગ ત્રણ પખવાડિયાંમાં જ ગુજરાતને કલ્યાણકારી ફળવન્તો નીવડ્યો. ૨૬મી ડિસેમ્બર ૧૮૪૮નો મંગળવાર નવયુગના મંગળમુહૂર્તનો દિન હતો.

આરંભયોગે ૧૯ ઈંગ્રેજ ને ૧ દેશી સભાસદ હતા. મુંબઇના ગવ્હર્નર પેટ્રન થયા. કામકાજ ઈંગ્રેજીમાં ચાલતું. ન્હોતું આવડતું ઈંગ્રેજી કે ન્હોતા કને ધનભંડાર; એટલે એ ફારબસસમારંભના દલપતરામ તો ત્યહારે દ્રષ્ટા ને સાક્ષી હતા. પછીથી સૂકાની થઇ સૂકાને બેસનાર ત્યહારે તો પીઠના વાયુની પેઠે પડદા પાછળ અદ્રશ્ય ઉભા હતા. કર્ટિસ તો પછી કહેતો ને દલપતરામને વિનવતો કે

સ્થાપવામાં હતા તમે, તો તેને સંભાળો હવે,
મમતા રાખીને મોટી કરો રૂડી રીતથી.

સોસાયટીની ફારબસરોપી વડવાઇનો દલપતરામે મમતા રાખી દેશવડલો કેવી રીતે કીધો એ કથાભાગ આગળ અન્ય પ્રકરણોમાં આવશે.

ઉદારતા પ્રજાકલ્યાણાર્થે વહતી કીધી હતી લાયબ્રેરીનું વાર્ષિક લવાજમ એક રૂપિયો હતું, ને પચાશેક સભાસદ થયા હતા દલપતભાઇ ભગુભાઇ, હેડમાસ્તર ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, સબજજ ભોળાનાથભાઈ, કલેક્ટરના શીરસ્તેદાર રામપ્રસાદભાઈ: એમ રોજ આઠદશેક ગૃહસ્થો વાંચવાને આવતા કવીશ્વર તો ત્હાં હોય જ;—જ્યહાં જ્યહાં ફારબસ, ત્યહાં ત્યહા કવીશ્વર. નવેક હજારનું ફંડ થયું, ત્રણેક હજારના ગ્રન્થો ખરીદાયા બાપાલાલ ગોવિન્દરામ નામના ગૃહસ્થ લાયબ્રેરિયન નિમાયા હતા. સરકાર પાસેથી માગી લઇને ભદ્રના બાદશાહી કિલ્લાના એક ખડમા તા. ૧૨મી જાનેવારીની મકરસક્રાન્તિની તિથિએ પુસ્તકશાળા ઉઘાડી. સોસાયટીની ઓફિસ પણ ત્યહા જ હતી; લાયબ્રેરી ને સોસાયટી બધુ ત્યહારે એક હતું. તે તિથિએ સૂર્ય નારાયણે માગ્ગની ડોર મરડી ને ગુર્જરપ્રજાનુ સૂકાને નવપ્રવાહપૂરમા મરડાયુ સોસાયટીનુ એ પ્રથમ સત્કાર્ય. ગ્રન્થભડારને સિંહાસને આપણા નવયુગના ગણેશ બેઠા

એ પછી ત્રણેક માસ વીત્યે
એપ્રિલ ચોથીએ વર્તમાનપત્ર પ્રગટાવ્યું,
નામ જેનુ ગુજરાત મધ્યે કયાઇ ન હતુ

ફારબસના મનોરથો ઋતુએ ઋતુએ ફળતા હતા સંવત ૧૯૦૨ ની સાલમા અમદાવાદમા પહેલવ્હેલુ શિલાપ્રેસ અજીભાઇ અમીચદે આણ્યુ હતું મુબઇ જઇને છાપવાનું તે શીખી આવ્યા હતા, અને દોઢસોકમા છાપખાનુ સસ્તામા મળ્યુ હતુ સન ૧૮૪૯ના એપ્રિલની ચોથી તારીખથી અજીભાઇના છાપખાનામા સોસાયટી તરફથી છાપુ છપાવા માડ્યું.

એનું નામ નામ વરતમાંન. બુધવારે બુધવારે તે છપાતું, તેથી જનતા તેને બુધવારિયુ કહેતી. અમરેશ્વર કુબેરદાસ નામના સોસાયટીના કારકુન બુધવારિયાના તન્ત્રી નિમાયા હતા. પછી પુસ્તકપ્રસારક મંડળીવાળાઓએ બીજું શિલાપ્રેસ આણ્યુ હતું. ભોગીલાલ ભોળાનાથ દલપતરામ એ છાપામાં લખતા; ફારબસના શિરસ્તેદાર છોટમલાલ પોતાની ને ફારબસની વતી છાપામાં ઘણું લખી મોકલતા. બજારભાવ ને શહેરસમાચાર પણ બુધવારિયામાં આવતા. એ શહેર-સમાચારમાંની હકીકતોને અંગે આરંભકાળમાં વર્તમાનપત્રને અમલદારી અથડામણો થતી; તેમ છાપામાં પરસ્પરની લોકનિન્દા પણ આવતી. પહેલાં પૂર બધે યે મેલાં જ હોય. હીરાલાલ ફોજદારનો શહેરચકચારભર્યો કેસ ત્હારે ચાલતો હતો; છાપામા એ વિશે કઈક છપાયુ; એ ઉપરથી સરકારી સરક્યૂલર આવ્યો કે સરકારી કોઇ અમલદારે છાપાઓમાં લખવુ નહિ. એથી ફારબસનુ લખવું બન્ધ થયુ, પણ નિગેહબાની ગઇ નહિ. અમદાવાદના જેલવહીવટ ઉપર ટીકા આવ્યે અધિકારીમંડળમા માહોમાહિ ન્હાનકડું રમખાણ જામ્યુ હતું. ફત્તાશાહની પોળવાળા લલ્લુભાઈ રાયચંદ બજીભાઈના શહેરસમાચારના સંગ્રહકાર હતા. કેટલાકોએ એમને કહ્યુ કે છે એવો કો સમશેર બહાદુર જે વર્તમાનપત્ર સ્હામે ટક્કર ઝીલે ? એ ઉપરથી ’૫૪મા લલ્લુભાઇએ સ્હામું છાપુ કહાડયું ને નામ રાખ્યુ સમશેર બહાદુર. સમશેર બહાદુરનો મુદ્રાલેખ હતો

નિત કલમ હમારી ચાલશે એકધારી,
વગર તરફદારી, લોકને લાભકારી.

ગુજરાતી ભાષા ને સાહિત્યનો ઉત્કર્ષ, પ્રજાઉપયોગી જ્ઞાનપ્રચાર, અને લોકકેળવણીના વૃદ્ધિવિસ્તાર એ સોસાયટીના વ્યાપક ઉદ્દેશો હતા. છાપું છાપખાનું; શાળા કન્યાશાળા પુસ્તકશાળા; ગ્રન્થસંગ્રહ, ગ્રન્થરચના, ગ્રન્થપ્રકાશન; કોશ માટે શબ્દસંગ્રહઃ એ સહુ પૂર્વોક્ત સદુદ્દેશો પાર પાડવાનાં સાધનો વિચારાયાં હતાં.

પ્રથમ મન્ત્રી કહો, કે સૈકાભરના મન્ત્રીઓનો મન્ત્રીશ્વર કહો તો તે ફારબસ હતો.

અરે ભલી નાતાલ ! તું ભલે આવિ આ કાળ;
નામ તારૂં નાતાલ, પણ તે મેળવ્યો સુતાલ

સોસાયટી સ્થપાયા પછી સત્તાવનમે વર્ષે, દલપતરામે નરલોક ત્યાગ્યા પછી સાતમે વર્ષે, વીસમી સદી બેસતા, ઇસ્વી ૧૯૦૫માં એ દલપતઉછેર્યાં સોસાયટીવડલાની ઘટાછાયામા પ્રથમ ગુજરાતી સાહિત્યપરિષદ ભરાઈ ત્હારે એ પરિષદને પ્રમુખપદેથી નવગુજરાતના આપણા જગતસાક્ષર ગોવર્ધનભાઇએ, ગુર્જર કવીશ્વરના એ દોહરામાના નાતાલ ને સુતાલ એ ઐતિહાસિક શબ્દયુગલના જાણે પડધા પાડતા હોય એમ, તાલભંગ ને તાલબદ્ધની ઉદ્દઘોષણા કીધી હતી. પચ્ચાસે વર્ષે, નવી સદીના આરંભકાળે દલપતશબ્દોચ્ચાર ગુજરાત જાણે ફરી સાંભળતો હતો

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો પાયો રોપાયો તે તિથિએ દલપતજીવનનો પણ પાયો રોપાયો. તે પછી પાએક સદીભર તો સોસાયટી એટલે દલપતરામ ને દલપતરામ એટલે સોસાયટી એમ હતું. દલપત કવીશ્વરથી

સોસાયટી દીપતી ને તેજસ્વિની ભાસતી; ને સોસાયટીથી દલપત કવીશ્વરનું મ્હોરણપ્રફુલ્લન થતું.

તે તિથિએ દલપતરામે ગુર્જરગિરાને બિરદાવી છે કે

કે ગુજરાતિ ગિરા ! સુણુ તું, દિલગીર હવે ન રહે લવલેશે;
આજ થકી તુજ ઉપર, જાણ, મહેર કરી મહારાજ મહેશે.
× × × × થૈશ તું વૈભવશાળિ વિશેષે.

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાયા પછી તો જાણે બન્ધનાં બારણાં ઉઘડી ગયાં.

દસમે દિન ગુરુવાસરે વળી ત્હ્યાં બીજી વાર
સભા મળી સોસાયટી કરવા વિવિધ વિચાર.
પુસ્તકશાળા સ્થાપવી, સંગ્રહ કરવા ગ્રન્થ;
ગુજરાતી ભાષા તણો સુધારવો શુભ પન્થ.

બાદશાહી લાલ દરવાજાના મેડા ઉપર એક લાયબ્રેરી ત્હ્યારે હતી. પણ ત્હ્યાં પુસ્તકો યે ઇંગ્રેજી હતાં, ને વાંચનારે ઇંગ્રેજો હતા. ગુજરાતીઓને માટે અમદાવાદમાં ત્હ્યારે પુસ્તકશાળા ન હતી. નવા વર્ષના આરંભે જ, ઇસ્વી ૧૮૪૯ની ૫મી જાનેવારીએ, દેશીઓ અને પરદેશીઓ ઉભયને માટે સોસાયટી તરફથી પુસ્તકશાળા સ્થાપવાનું ઠર્યું. દલપતફારબસ તો પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સંગમઘાટે ઉભા હતા ને ? એ નવપુસ્તકશાળાનું નામ નેટિવ લાયબ્રેરી રાખ્યું હતું; સાતઆઠેક વર્ષો પછી હેમાભાઈ નગરશેઠે ઉદાર સહાયતા કીધે એ નામ બદલી હેમાભાઈ ઇન્સ્ટીટ્યૂટ રખાયું. પુસ્તકશાળાના ને સોસાયટીના લોકલાભ શેઠિયાઓમાં સ્હમજાવવાને દલપતરામ ફરતા, અને નિજ કવિતાથી રંજન કરી હેમાભાઈની

પણ રસમ નઠારી દેખશે જો તમારી,
ચટ કલમ ચિતારી દેઇ દેશે ઉતારી.

સ્હામસ્હામાં છાપાં નીકળ્યે વાત રસાકસીએ ચ્હડી, પક્ષાપક્ષી મંડાઇ, ઉપનામો અપાયાં. સોસાયટીપક્ષમાંના એકનું નામ પ્રતિપક્ષે ટચાક કારીગર પાડયું હતું, અને સોસાયટીપક્ષે એક પ્રતિપક્ષીનું નામ ટેકચંદશાહ ને બીજાનું નામ લોભીદાસ પાડયું હતું. એક વકીલનું ઉપનામ ખ્લીડરપક્ષી હતું. ઉભય પક્ષના લખેશરીઓ હતા, અને એકબીજાનાં કુટુંબલાંછનો પણ છાપતા. પરસ્પર ફરિયાદો પણ ક્વ્હારેક મંડાતી. નગરશેઠ હેમાભાઇ જેવા સાલસ ને સજ્જન પુરુષો આ વાતોથી કંટાળતા. વિદ્યાવૃદ્ધિ ને પ્રજાકેળવણીની વાર્તાવિચારણા દલપતરામ વર્તમાનપત્રમાં લખતા.

દેશદેશના સમાચારનું, જનતાની જાગૃતિ ને કેળવણીનું વર્તમાનપત્ર રૂપી પરમ સાધન ફારબસે ગુર્જરપાટનગરીને સંપડાવ્યું. ફારબસ સ્હમજતો હતો કે વર્તમાનકાળ ભણવાનો ગ્રન્થ તે વર્તમાનપત્ર; વર્તમાનપત્ર તે તો દેશભરમાં વિસ્તરતી ને ઘેરઘેર ગુણકથા કહેતી સાર્વજનિક શાળા. ગુજરાતનો જૂનો ઇતિહાસ ફારબસ શોધતોશોધાવતો, તેમ ગુજરાતનો ઘડાતો ઇતિહાસે ફારબસ ગુજરાતને ભણતોભણાવતો. ઉભય કાર્યે દલપતરામ દેહના અંગ સમા પડખે જ હતા.

વર્તમાનપત્રની ત્ય્હારે ૧૨૫ નકલો ખપતી ને છ રૂપિયા વાર્ષિક લવાજમ હતું.

મહીસાગરથી યે મ્હોટો આજ તો ગુજરાતે વર્તમાનપત્રોનો સાગર ઉભરાય છે; પણ એનાં ન્હાનકડાં મૂળઝરણાં

ગુર્જરપાટનગરીમાં વહેતાં કીધાં ફારબસે, અને એના પ્રથમ તન્ત્રી પેલા અમરકીર્તિ અમરેશ્વરે.

ઈસ્વી ૧૮૫૦ના પોસ માસની કડકડતી ટાઢમાં બજીભાઇએ એકદા ઉજાણી કહાડી અને કવીશ્વરને ઉજાણીમાં ન્હોતર્યા હતા. દિલ્લી દરવાજા બહાર એક વાડીમાં ઉજાણી હતી; દૂધપાકપૂરીનું જમણ હતું. સ્હાંજના ચારેક વાગતાં દલપતરામ ગયા ત્ય્હારે ત્ય્હાં દસપંદરેક જણાએ બેઠા હતા, ને ગપ્પાં ચાલતાં હતાં ગપ્પાંમાંથી મંડળી વાદવિવાદે ચ્હડી, ને વાદવિવાદેથી ગાળાગાળે સૌ ગયા; અને ગાળાગાળેથી પરસ્પર આક્ષેપે આવ્યા. જીભની લગામ તૂટી ગઈ, અને સહુ બેલગામ બની ગયા. એક કહે તું શાકમાં ખાઈ ગયો, બીજો કહે તું ખાંડમાં ખાઇ ગયો. ત્રીસની અન્દરના સહુ જુવાનિયાઓ હતા. કવીશ્વરે વારવા માંડયા, પણ વિફરેલા જુવાનિયા ઝાલ્યા ન રહ્યા. વાત વધી પડી, ને પછી તો થોડી મારામારી યે થઇ. એક જણ દરવાજે દોડ્યો ને મારામારી થઈ છે કહીને બે સીપાઇઓને બોલાવી લાવ્યો. બખેડો કરવાના આરોપસર છ જણાઓને સીપાઇઓએ પકડયા, અને ફોજદારને ઘેર લઈ ચાલ્યા. શહેરમાં આવતાં જુવાનિયાઓનાં ચ્હડ્યાં પડળ ઉતર્યા ને ને અન્તર્આંખો ઉઘડી કે રાંધેલી રસોઇ બગડશે, અને આ તો અજુગતું થયું. પછી સીપાઇઓને કહ્યુ કે હવે તો અમે અંદર અંદર સ્હમજી ગયા છીએ, માટે રાજીનામું લ્યો ને છોડી ઘો. સીપાઇઓએ કહ્યું કે એમ ન મૂકાય. હમકો દો દો આને દો તો છોડ દેવે. જુવાનિયાઓએ ના પાડી. છ પૈસા, છેવટે છ પાઇ આપો તો છોડિયે એમ

કહ્યું, પણ જુવાનિયા એકના બે ન થયા ફોજદારને ત્હાં છયેના નામ લખી લીધા, ને કહ્યું કાલે કચેરીએ આવજો. ચાર ઘડી રાત્રે પાછા વાડીએ સૌ પહોચ્યા, ટાઢે પાણીએ ન્હાયા, ને ટાઢમા ધ્રૂજતા ધ્રૂજતા ખીર જેવો દૂધપાક ખાધો બીજે દિવસે છાપામા બધી વાત છપાઈ, ને ભોળાનાથભાઈએ વાચી. ભોળાનાથે કવીશ્વરને તેડાવેલા તેથી પોતાપણું રાખતા એમણે દલપતરામને ચીઠ્ઠી લખીને પૂછાવ્યુ કે આ બધુ શુ છે? ત્હમે ત્હેમા હતા? દલપતરામે લખ્યુ કે જમવામા હતો, મારામારીમા નહિ અને સાથે એક કવિત લખી મોકલ્યુ

જ્યા ગયા ઉજાણીએ, શુ જાણિયે-અજાણી એ તો,
જાણિયે તો જાણી જોઈ જૈયે ન કજુસમા
શક્યુ ન ન્હવાઇ, ને નવાઈ જેવી વાઇ ઠર,
ભવી થૈ ભવાઈ, ન ખવાઇ ખીર ખુશમા
થઈ જ્યા લડાઇની ચડાઇ ત્યા સીપાઇ આવ્યા,
ગયા પકડાઇ ખટ ભાઈ હુ સાતુ સમા
પાઇ પાઈ જો સીપાઇને અપાઈ હોત, ભાઈ!
લાગત છ પાઇ, ન છપાઇ જાત ન્યૂસમા

દલપતજીવનના અને નવયુગના આરંભકાળે છાપાઓમાના શહેરસમાચારના આ ગમ્મતરંગો હતા આજે વાચીને હસવુ આવે છે, પણ ત્હારે તો એના તીખા ચાણ વાગતા

સોસાયટીની સન્મુખે ભદ્રકાળી માતા છે ઘણા લોક ત્હા ભૂત ઉતરાવવાને આવતા, ને ધૂણતા સોસાયટીમાથી સાહેબલોકો તે જોતા લોકોમા પણ ભૂતના તરેહવાર

વહેમો ત્હારે ચાલતા. નવીન ગુર્જરગ્રન્થો રચાવવાનો સોસાયટીનો ઉદ્દેશ હતો જ. માતા સન્મુખનાં ધૂનન નિરખી ફારબસને વિચાર ઉગ્યો, અને ભૂતનિબન્ધની ઇનામી જાહેરખબર સોસાયટી વતી નીકળી

જૂન તેરમીએ ભૂતનિબંધ રચાવા તણું
જાહેરનામું વળી છપાવીને કર્યું છતું.

નિબન્ધો મોકલવાને છ માસની મુદ્દત ઠરાવી હતી, ને દોઢસો રૂપિયાનુ ઇનામ હતું. લેખકનુ નામ જૂદા પરબીડિયામાં લખવાનુ હતું, લેખમા તો કાંઈક સઞા કે કહેવત લખવાના હતા

એક દિવસ ભણતા ભણતા ફારબસે દલપતરામને પૂછ્યું કે ત્હમે આ નિબન્ધ લખવાના છો ? કવીશ્વરે કહ્યું કે એટલા વાસ્તે એટલી બધી મહેનત કોણ કરે ? ત્હારે સાહેબ બોલ્યા કે ઇનામ કરતા માન એમાં અધિકું છે. વિલાયતમા તો ગાંઠનુ ખર્ચીને પણ વિદ્વાનો લખે ને સ્પર્ધા જીતે. ત્હમારા દેશમાના સ્વયવર જેવુક આ તો ગણાયઃ સરસ્વતીપુત્રોનો જાણે સાહિત્યસ્વયવર ! એમ ફારબસે દલપતરામને સ્પર્ધા જીતતા કીધા.

નિબન્ધનો વિષય દલપતરામને અજાણ્યો ન હતો. વઢવાણમા ઘરડાઓ વાતો કરતા તે દલપતરામે સાભળેલી હતી કે અહી ચોકમા ચૂડેલો રામડા લેતી ને અમે જોવાને બેસતા. જેની આગળ ભૂતની વાત કરિયે તે એક નવી વાત કહે જ કહે. અમદાવાદમા પણ ભૂતપ્રેતડાકણશાકણની ઓછી વાતો ત્હારે પ્રચલિત નહોતી. ઇસ્લામીઓ એને મેલી વિદ્યા કહેતા, જૈનો એને કુતોહળદેવ કહેતા. મન્ત્ર-

મહોદધિ શારદાતિલક તથા રૂદ્રયામલ મન્ત્રગ્રન્થોમાના મન્ત્રતન્ત્રયન્ત્રો તો જૈન જતીઓના સમાગમે દલપતરામે જાણ્યા હતા કાળી ચૌદશની કાળરાત્રીઓએ ને ગ્રહણતિથિઓએ એ જતીપ્રસંગોથી મન્ત્રસાધના દલપતરામે સાધી જોઇ હતી ભૂતપ્રેત પ્રત્યક્ષ જોવાના કોડ હતા, ને તે પૂરવાને વીસ-વીસ ગાઉના ગામોતરા યે કીધા હતા પણ સૌ વૃથા પછી સ્વામીનારાયણના સત્સંગે દલપતરામ એ વહેમોથી મ્હોટે ભાગે મુક્ત થયા હતા, કારણસના સત્સંગે વિશેષ મુક્ત થયા સ્વામી નારાયણના મન્દિરે હનુમાનજી કને પણ લોક ધૂણવાને જતા ને નારાયણકવચના પાઠથી મન્ત્રેલા પાણીએ ભૂત ત્ય્હા ઉતારાતા એ વહેમવાતાઓ, ભૂતઉતારના મન્ત્રતન્ત્રો, અને સ્વાનુભવની ને લોકપ્રચલિત સામગ્રી ગૂથીને દલપતરામે ભૂતનિબન્ધ રચ્યો.

ભૂતનિબન્ધ એટલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ગ્રન્થપ્રકાશનમાળાનો પ્રથમ મણકો, અર્વાચીન ગુજરાતનો પ્રથમ સ્વતન્ત્ર ગદ્યગ્રન્થ, લોકપ્રસિદ્ધિ પામેલો દલપતરામનો પ્રથમ સાહિત્યવિજય

ઇતિહાસ કહે છે કે કવીશ્વર દલપતરામે અર્વાચીન ગુર્જરસાહિત્યમા પ્રથમ પગલીઓ કાવ્યગ્રન્થથી નહિ, ગદ્યગ્રન્થથી પાડી હતી ઇતિહાસના આશ્ચર્યો એવા છે

ભૂતનિબન્ધ પૂર્વેનું ગુજરાતી ગદ્યસાહિત્ય તે સ્વામીનારાયણના વચનામૃતોમાનું, અને શાળાખાતાના ઇસપનીતિ બાળમિત્ર આદિક ગ્રન્થોમાનું વચનામૃતોમાનુ તે આપણું પ્રાચીન ગદ્ય, શાળાખાતાનુ એ આપણું ભાષાન્તરગદ્ય

અર્વાચીન ગુજરાતીનો પ્રથમ સ્વતન્ત્ર ગદ્યગ્રન્થ તે ઇસ્વી ૧૮૪૯માં લખાયેલો દલપતરામનો ભૂતનિબન્ધ.

ત્રણ નિબન્ધો લખાઇને એ સાહિત્યસ્પર્ધામાં આવ્યા હતા. ત્હેમાં એક શાસ્ત્રી ઘોંડુબાનો હતો. ઘોંડુબા ત્હારે સાદરે કારકુન હતા, ને પછી દેવગઢબારૈયાના દિવાન થયા હતા. પરીક્ષક કમિટિએ ઇનામ દલપતરામને આપ્યું. પછી તો દલપતરામ સાહિત્યસ્પર્ધામાં અનેક ઇનામો જીત્યા, પણ નવયુગની સાહિત્યસ્પર્ધામાંનો એ પ્રથમ દલપતવિજય.

કેટકેટલાક ગુજરાતી ગ્રન્થોનાં ઇંગ્રેજી ભાષાન્તરો થયેલાં છે ? ફારબસને ભૂતનિબન્ધ એટલો ગમ્યો કે વળતે જ વર્ષે, ૧૮૫૦માં, ભૂતનિબન્ધનું ઇંગ્રેજી ભાષાન્તર પોતે કરી પ્રગટ કીધું.

'૫૦ના સોસાયટીના વાર્ષિક રિપોર્ટમાં ભૂતનિબન્ધ પરત્વે લખાયું છે કેઃ

The first work, Bhut-nibandh, has met with very marked approbation, not only on account of the purity & vigour of the language, but that it is also written in a spirit of freedom of opinion and defiance of prejudice.

એમના યુગમાં દલપતગદ્યનાં Purity & Vigour વખણાતાં, દલપતવિચારના Freedom of opinion and Definace of projudice નાં યશોગાન ગવાતાં. આજનાં રેલ્વે ઇજીનો સો માઇલની ઝડપે દોડે છે; પણ દુનિયાંને આશ્ચર્ય તો પમાડ્યાં હતાં એ દસ માઇલના ઝડપી ઇજીને. દેશદેશના ઇતિહાસોની સાક્ષીઓ એવી છે.

ઇંગ્રેજી ભૂતનિબન્ધની પ્રસ્તાવનામાં ફારબસ નિજના ગુરૂવર્ય વિશે લખે છે કેઃ I have only now to allude to the personal qualifications of the essayist, which are of a high order. He has been a zealous student of his native literature, whether in its Sanskrit or in its Vernacular form He is distinguished by sound sense & a genuine humour. A keen observer, & possessed of a retentive memory, he has had opportunities of observation permitted to few who would be either acute enough to see without being imposed upon, or manly enough to stem the popular torrent by avowing what they disbelieved

ભૂતનિબન્ધ પછી ચાળીશેક વર્ષે સરસ્વતીચન્દ્ર છપાયો એ જગતકાદમ્બરીમાં સરસ્વતીચન્દ્ર કહે છે કે 'રંગાયા વિના હું રંગો જોઈ શકું છું.' એ વર્ણનબોલ 'See without being imposed upon' એ દલપતવર્ણનના ફારબસબોલનું ભાષાન્તર જાણે નથી ભાસતું ?

ફારબસના ઇંગ્રેજી ભાષાન્તર ઉપરથી ભૂતનિબન્ધનાં ઉર્દુ અને મરાઠી ભાષાન્તરો થયા. પેશ્વાઇના પાયતખ્ત પૂનામા, બાદશાહીના પાયતખ્ત દિલ્હીમા, અને ઇંગ્રેજોના પાયતખ્ત કલકત્તામા ગુર્જરગિરાને એમ ગુર્જરસપૂત દલપતરામે પૂજાતી કીધી. પ્રથમ કાલે જ ગુજરાતી ભાષા હિન્દની પાટનગરીઓમાં સન્માનાતી થઇ. દલપતરામ દેશમાં અજવાળાં પાડતા.

પછી ગુર્જરરાજધાનીમા શુ થયુ? દલપતકવિતાને પૂછો દલપતકવિતા તો દલપતયુગનો ઇતિહાસ છે દલપતકાવ્ય એટલે દલપતરચ્યો દલપતયુગનો રાસો

ભૂતનિબન્ધની જાહેરખબર સોસાયટીએ જૂનમાં છપાવી હતી તે પછી એક માસે

આઠમી જૂલાઇથી કન્યાઓને ભણાવા કાજે
ઠરાવી નિશાળ કામ ઉત્તમ એ તો ઠર્યું.

તુળજારામ મહેતાજીની ને લાલભાઈ મહેતાજીની સરકારી ગુજરાતી શાળાઓ ત્ય્હારે અમદાવાદમા બેએક હતી, અને એક ખાનગી શાળા હતી કાળુપુરમાની અજૂરીની પોળના એક મકાનની બ્હારીઓ કાળુપુરના ધોરી માર્ગ ઉપર પડે છે, અને જે ચારેક દાયકા પછી વૈદકલ્પતરુવાળા ત્રકુશિષ્ય વૈદરાજ જટાશકરભાઇએ ભાડે રાખ્યો હતો, તે જગાભાઈ કહાનદાસને મેડે એ ખાનગી શાળા બેસતી આજ જાણીને આશ્ચર્ય થશે કે એ ૧૮૪૯ની ખાનગી શાળા બાળ ને બાળકીઓની મિશ્રશાળા હતી. '૫૧ની સાલમા એ શાળામા ૮૨ બાળકો ને ૧૮ બાળાઓ ભણતા એ શાળાના મહેતાજી કરુણાશકર કરીને હતા બાળકોને બેસવા શાળામા પાટલીઓ કરાવી હતી ને સરકારી શાળાઓમા ચાલતા પુસ્તકો એ ખાનગી શાળામા યે ભણાવાતા શાળામાનો શિક્ષણક્રમ લોકોપયોગી હતો પ્રથમ અક્કેક અક્ષરના ને બબ્બે અક્ષરના શબ્દો અને સાથે આક શીખવાતા પછી બાળ ગગાધર શાસ્ત્રીનુ ગુજરાતી વ્યાકરણ શીખવાતું તે પછી ઇસપનીતિ ને હાડસલીની વાતો, અને છેલ્લે પચોપાખ્યાન ને બાળમિત્ર

ભણાવાતા અભ્યાસક્રમ અટપટો ન હતો ફી હતી નહિ, ને વિદ્યાર્થીઓને પુસ્તકો અપાતા. ઉત્તમ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ મળતી. શિક્ષણક્રમ સાવ સસ્તો હતો

૪થી જૂલાઇએ કરુણાશંકર મહેતાજીએ સોસાયટીને અરજી આપી કે મ્હારી શાળાને સહાયતા મળે તો કન્યાશાળા જમાવુ. અમદાવાદ શહેરમા ત્હારે એકકે કન્યાશાળા ન હતી, એટલે ૮મી જૂલાઇએ સોસાયટીએ કરુણાશંકર મહેતાજીની અરજી મંજૂર કીધી, શાળાનુ સર્વસ્વ ખર્ચ આપવા માડ્યુ, ને એમ ગુર્જરરાજનગરીમા કન્યાશાળા સ્થપાઇ. બીજા જ વર્ષથી એ સકળ સહાયતાનો ભાર સખાવતે બહાદુર હરકુંવર શેઠાણીએ સોસાયટી વતી ઉપાડી લીધો. પાચસાત વર્ષે એ બાલિકાવર્ગ વિકાસ પામીને શેઠાણી હરકુંવરની કન્યાશાળા થઇ, અને અમદાવાદની જૂની બાદશાહી ટંકશાળમા આજે યે એ કન્યાશાળા ગુર્જરગૃહિણીમંડળની પાવલીઓ-બેઆનીઓ સરજે છે

પછી ૧૮૫૮ના એપ્રિલની ૩૦મી તારીખે વડોદરાના રેસીડેન્ટ સર રીચમંડ શેક્ષપિયરે હરકુંવરકન્યાશાળાના વાસગૃહનો પાયો નાખ્યો હતો ગુજરાતના પાટનગરે કન્યાશાળાનો પાયો નાખવાને શેક્ષપિયરવંશજ જ આવે ને !

દલપતકારણચના ઇતિહાસયોગની પ્રથમ બારમાસીની આ કાર્યવહી

સોસાયટીની કન્યાશાળા સ્થપાયા પછીની સાલે, ૧૮૫૦ના ડિસેમ્બરની ૫મી તારીખે, શેઠ મગનભાઈ કરમચદે રાયપુરમા પોતાની મગનભાઈની હવેલીની

સમીપમાં કન્યાશાળા સ્થાપી. ફારબસે નાંખેલાં બીજ એમ ફાલવા માંડ્યાં.

'૪૮ના નવેમ્બરમાં ફારબસદલપતની મિત્રબેલડી મળી અને '૫૦ના માર્ચ માસમાં એ મિત્રયુગલ મુંબઇ જવા નીકળ્યું. એ પંદર માસમાં ગુર્જરમહાપ્રજાની રાજધાનીના જાણે સ્વરૂપપલટો થઇ ગયો. ડિસેમ્બર '૪૮માં સોસાયટી સ્થપાઇ, જાનેવારી '૪૯માં પુસ્તકશાળા થઇ, એપ્રિલમાં વર્તમાનપત્ર પ્રગટ્યું, જૂનમાં નવયુગના પ્રથમ ગ્રન્થપ્રકાશનની જાહેરખબર છપાઇ, જૂલાઇમાં કન્યાશાળાનાં મંડાણ મંડાણાં. દરમિયાન ઇતિહાસના કાવ્યગ્રન્થોનું સંશોધન તો સતત ચાલુ જ હતું. ગુજરાતે જાણે સરસ્વતીના આંબાવાડિયાનાં બીજ રોપાણાં. એ અમરાઇનાં છાયા ને અમૃતફળ ગુર્જરપ્રજા આજ મનભર માણે છે.

ફારબસદલપત એમ નવગુજરાત ઘડતા હતા, ગુજરાતે નવવિદ્યાના પાયા માંડતા હતા.



## પ્રકરણ ૩ જું, સૂરતમાં સ્વદેશવાત્સલ્યની નવકવિતા

ઘંટા તણા ચાર ટકોર લાગ્યા, ઉદ્યોગિ લોકો જન સર્વ જાગ્યા;
જાણે શ્રુતિ ચાર તણા ઉચારે, મુમુક્ષુ અજ્ઞાનપણું ઉતારે.

ઇતિહાસ કહે છે કે આપણું દેશભક્તિનું પ્રથમ કાવ્ય દલપતરામે લખ્યું છે, ને દલપતવિરોધીઓ પણ એ કાવ્યને દલપતરામનું દિવ્યદર્શન કહે છે.

તો સાંભળો એ એંશી વર્ષજૂના ઇતિહાસના બોલ.

નર્મકવિતામાંના નર્મદજીવનકથાસારમાં નવલરામભાઈ લખે છે કેઃ 'આ જ અરસાપર કવિ દલપતરામ સૂરતમાં ફાર્બસ સાહેબની પાસે હતા, અને તે પોતાની ઉગતી કવિતા વાંચી નવી કેળવણી પામેલાને પહેલવહેલો જ ગુજરાતી કવિતાનો સ્વાદ લગાડતા હતા.'

સ્વયં સૂરતને, નર્મદના વતનને નવગુજરાતીકવિતાનો પહેલવહેલો સ્વાદ દલપતરામે ચખાડ્યો એ નર્મદમિત્ર નવલરામના કથનની ઇતિહાસ સાક્ષી પૂરે છે.

દલપતકાવ્યમાંના સંસ્થાનસુધારાના પ્રકરણમાંની એક નોંધમાં દલપતરામ લખે છે કે 'સન ૧૮૫૦ના મે માસમાં સૂરત ગયા; અને નવેંબરમાં એંડ્રુસ લાયબ્રેરી સ્થાપી, તથા સુરતમાં સમાચાર પ્રગટ કરાવ્યુ.' અને સૂરત અઠ્ઠાવીશીની સભાનો આદર કીધો.

પણ એ ઇતિહાસઅવધિએ પહોચિયે તે પહેલાં કેટલીક કાળકથનીઓનાં પગથિયાં ચ્હડવાનાં રહે છે. એ પગથિયાં ચ્હડીને સ્વપ્નમતિને આરેથી તાપી માતાને ઓવારે પછી આવિયે.

૧૮૫૦ના જાનેવારીમાં સોસાયટીના સેક્રેટરીનો અધિકાર ફારબસે અમદાવાદના પાદરી ડૉ. સીવર્ડને સોંપ્યો. ડૉ. સીવર્ડ ઉતાવળિયા સુધારક અને સ્વભાવે પણ ઉતાવળિયા હતા. ડૉ. સીવર્ડનો છુટલેલ ઢેડ હતો, ને ત્હેને એક દીકરો હતો. ઉજળાં ધોયેલાં કપડાં પહેરાવીને, મહેતાજી ઉપર ચીઠ્ઠી લખીને, નિજ છુટલેલના દીકરાને સોસાયટીની શાળામાં પાદરીએ ભણવાને મોકલ્યો. ઢેડછોકરો શાળામાં ગયો એટલે કરુણાશંકર મહેતાજીની શાળાની ઘેર ઘેરે જતી રહી. નિશાળનો ખાલી ઓરડો રહ્યો. મહેતાજીએ જઇ હકીકત પાદરીને કહી. સાહેબે કહ્યું કે આનગી વખતે આ છોકરાને ભણાવવાને ત્હમે અંહી આવજો; એનો જૂદો ખાનગી પગાર ત્હમને આપીશું. મહેતાજીએ કહ્યું એમ કરૂં ત્હો પણ નાતીલા મ્હને નાતબહાર મૂકે. ડૉ. સીવર્ડ ત્ય્હારે ગુસ્સે થઇને બોલ્યા: ત્હમારાથી કાંઇ સુધારો થવાનો નથી. જાવ; કોઇક મુસલમાનને રાખીશું. શાળા હતી કરુણાશંકર મહેતાજીની; સોસાયટી તો સહાયતા આપતી હતી; છતાં મહેતાજીને બરતરફ કર્યા જેવું ડૉ. સીવર્ડે કર્યું. કરુણાશંકર દલપતરામને મળ્યા ને કર્મકથની કહી કે આ તો મદદ લેવા જતાં મૂળગા જાય છે. દલપતરામ મહેતાજીને ફારબસ કને તેડી ગયા. વાર્તા સાંભળીને હિન્દુસંસારનો સ્હમજનાર ને સન્માનનાર ફારબસ હસી પડ્યો, ને બોલ્યો કે દેશી ચાલના અજાણ્યા ઇગ્રેજો આમ કરે છે. પછી ફારબસે પાદરી ઉપર ચીઠ્ઠી લખી કે એ થવાને પચ્ચાસ વર્ષની હજી વાર છે. કરુણાશંકરને ફારબસે કહ્યું કે ત્હમે ત્હમારે શાળાએ જજો ને

કામ ચલાવજો; શાળા પડવા દેતા નહિ. ફારબસની ચીઠ્ઠીએ પાદરીનો રોષ શમ્યો. દીર્ઘવિચારક ફારબસ શીખ્યો હતો તે સંસારસૂત્ર પાદરીને શીખવાનું બાકી હતું કે ઉતાવળે આંબા ન પાકે. ફારબસભાખ્યાં આગમ આજ આવ્યાં છે, ને પચ્ચાસ વર્ષે થશે ધાર્યું'તું એ એંશી વર્ષે થયું છે–ઢેડનાં બાળકો આજ નિશાળોમાં બેઠાં છે.

'૫૦ના માર્ચમાં ફારબસને મુંબઈ રજા ઉપર જવાનું હતું. ચારેક વર્ષ અમદાવાદમાં થયાં હતાં એટલે બદલીની યે આશંકા હતી. દલપતરામને કહ્યું કે મુંબઈ રજાએ જવાનું છે. બદલી થાય તો ત્‍હાંથી બારોબાર બીજે જવાનું થાય. માટે કબીલા સહિત ત્‍હમે પણ મુંબઇ ચાલો કે અભ્યાસ પડે નહિ. અને ઉરભાવ ઉમેર્યો કે કોઈ રીતની અડચણ પડવા નહિ દઉં. પછી ફારબસ સંગાથે દલપતરામ સહકુટુંબ મુંબઈ ગયા. સં. ૧૯૦૬ના મહા વદી ૧૨ને દિવસે ખંભાત થઇને મુંબઇ જવા સારૂ સૌ અમદાવાદથી નીસર્યા. ફારબસના શિરસ્તેદાર છોટમલાલે ખંભાત સૂધીની ગાડી ભાડે કરી આપી હતી. ગુરુની તહેનાતમાં સાહેબે પટાવાળાઓ સોંપ્યા હતા. મહાશિવરાત્રી માર્ગમાં કીધી. વાટમાં ને ખંભાતમાં છોટમલાલભાઈના ઓળખીતાઓને ત્‍હાં ઉતર્યા હતા. ખંભાતથી મુંબઇનું વહાણ ફારબસે સુવાંગ ભાડે કર્યું હતું. વહાણમાં કનાતો બાંધીને ફારબસે કવીશ્વર કાજે બંદોબસ્ત કીધો હતો. એમ બેલગાડી ને વહાણમાં બેસીને ઇસ્વી ૧૮૫૦ની વસન્ત ઋતુમાં દલપતરામ પહેલી વાર મુંબઈ ગયા. અમદાવાદથી મુંબઈ જતાં ત્‍હારે પાંચ–છ દિવસ થતા.

ખંભાતથી મુંબઇ જતાં માર્ગે તાપીનું બ્હારૂં આવ્યુ. એ બ્હારામાં ખારવા લોક તાડી વેચવાને આવતા. સાહેબે તાડી ખરીદાવી. એવામાં દલપતરામ ફારબસને મળવાને ગયા ખારવાઓએ તાડી આપવા માંડી ત્હ્યા સાહેબે દલપતરામને આઘેથી આવતા દીઠા. સાહેબે ધીમેશથી ખારવાઓને અળગા કીધા કે હમણાં રહેવા દ્યો, કવેશર આવે છે. પછી થોડીક વારે કાંઇક કામે સાહેબ ગયા ત્યહારે ખારવાઓએ દલપતરામને કહ્યું કે સાહેબ ત્હમારાથી શરમાય છે, તમ દેખતાં તાડી પીતા નથી. ફારબસ શિષ્ય નિજ ગુરુવરની એવી આમન્યા પાળતો; પણ એમા મ્હોટપ શિષ્યવરની હતી.

બે દિવસે ખંભાતથી મુંબઇ પહોચ્યા. મુંબઇમાં મહાલક્ષ્મીને આરે એક બંગલામાં ફારબસના ભાઈ રહેતા ત્હ્યાં સહુનો ઉતારો હતો. દલપતકુટુમ્બને માટે બંગલાની વાડીમા તંબૂ ને રાવટી નંખાવ્યા હતાં સન્મુખે સાગર લહરતો, આઘે મહાલક્ષ્મીનો મન્દિરધ્વજ લહરતો મહાલક્ષ્મી તો શ્રીમાળીઓની કુળદેવી છે, મુંબઇના સાગરતીરે પણ દલપતરામને દર્શન દેતી.

દોઢેક માસ મુંબઇમાં રહેવાનુ થયુ હતું. દલપતરામ લખે છે કે ત્યહારે મુંબઇની વસ્તી ચારેક લાખની હતી. હાલ કોટ કહેવાય છે એ તો જબરો કિલ્લો હતો. કિલ્લા ફરતી ખાઇ હતી. ક્રાફર્ડ મારકેટ બોરીબંદર ટાટા પેલેસ રાજબાઇ ટાવર મ્યૂઝિયમ કે એલ્ફિન્સ્ટન કોલેજની મહેલાતો ત્યહારે ન હતી. કોટ ને બહારકોટ વચ્ચે મ્હોટું મેદાન હતું. ધોબી તળાવ તે ખરેખરનુ તળાવ હતું.

પરેલમાનો એક બંગલો તે ગવ્હર્નરનો સરકારી મહેલ હતો

સાહેબને ભણાવવામા ને ગ્રન્થો વાચવાવિચારવામા દલપતરામનો વખત વીતતો વેગળો વાસ ને અજાણી વસ્તી, એટલે દલપતરામ શહેરમા ક્યહારેક ક્યહારેક જ જતા એક દાક્તર ભાઉ દાજી શિવાય અન્ય કો વિદ્વાન કે કાવ્યરસિક સજ્જનની નવઓળખ થઇ ન્હોતી મુબઇ નગરીમા દલપતરામ એ વેળા અજાણ્યા ગયા અને અજાણ્યા આવ્યા હતા

દાક્તર ભાઉ દાજી ત્યહારે મુબઇમા અગ્રેસર પુરુષ હતા પ્રખ્યાત દાક્તર, અભ્યાસક, ગુણજાણ, ઉદાર વિચારવન્તા હેમણે દાક્તરની મુબઇમા નામના હતી નવયુગના નવઅજવાળા એમણે ઝીલ્યા હતા, છતા ભારતવર્ષના સનાતન ગુણગોરવના અભ્યાસી ને કીર્તિપૂજક હતા હિન્દીઓ તેમ જ ઇંગ્રેજોમા સન્માનાતા ૨૪ ને દૃભાયેલાના બેલી હેમણે મુબઇ એમને ઓળખતું છેલ્લી વરષોમા, મુબઇથી જતા જતા, દલપતરામનો ને દાક્તરનો સમાગમ થયો હતો કવીશ્વરની પુની રાયકુવર માદી પડી, ફારબસે ચીઠ્ઠી લખી આપી, ને દલપતરામ દાક્તરને મળ્યા ફારબસના ગુરુ દલપતરામને દાક્તરે વિદ્વાન જાણ્યા, ને કન્યાઓને દૂધ પીતી કરવા વિરૂદ્ધનો નિજ ઇનામી નિબન્ધ દાક્તરે દલપતરામને આપ્યો નિબન્ધ ગુજરાતીમા હતો, અસરકારક હતો, એક હજારનું ઇનામ જીતેલો હતો દલપતરામે પણ દાક્તરને કવિતા સભળાવી હતી ફારબસ સાહેબના ઇતિહાસના અભ્યાસ વિશે પણ વાતો થઇ હતી છૂટા પડતા દાક્તરે કહ્યુ કે વ્હેલા મળ્યા હોત તો સારા ભરત,

વિદ્વન્સમાગમ કરાવત. ઇસ્વી ૧૮૫૦ની ભાઉ દાજીની એ પિછાને પછી '૫૯માં દલપતરામને આંખો પાછી આણી આપી હતી. દાક્તર ભાઉ દાજીએ રાયકુંવરને શાં યે અમૃત પાયાં કે આજ ૮૭મી શરદ રાયકુંવરે દીઠી છે.

મુંબઇથી ફારબસની બદલી પરભારી સૂરતના આસિસ્ટન્ટ જડ્જ તરીકે થઇ, અને મૈની અધવચાળમાં ફારબસદલપતમંડળ આગબોટમાં બેસીને સૂરત આવ્યું. સૂરતમાં ત્હારે નવયુગનું પ્હેરોડ પ્રગટી ચૂક્યું હતું; ફારબસદલપતને પગલે પછી સ્હવાર પડ્યું.

નર્મદ, નવલ, નન્દશંકર–ત્રણ નન્નાઓનો નહિ પણ એ પૂર્વેનો પાંચ દદ્દાઓનો જમાનો સૂરતમાં ત્હારે પ્રવર્તતો હતો. નર્મદ ત્હારે સૂરતમાં હતો, પાક ખાતો, ને લાલાઇમાં મહાલતો. મહીપતરામ ત્હારે મિશન હાઇસ્કુલમાં ભણતા, ને પરહેજગાર મંડળી ચલાવતા. સર્વ દેશમાં ને સર્વ કાળમાં હોય છે તેમ કેળવણીખાતું ત્હારે સૂરતમાં પ્રધાન ને અગ્રેસર હતું. આત્મારામ પાંડુરંગના ભાઇ દાદોબા પાંડુરંગ સરકારી હાઇસ્કુલમાં હતા, ને દુર્ગારામ મહેતાજી નાણાવટમાં નવલશાહના કોઠામાંની પ્રાથમિક ગુજરાતી શાળામાં હતા. સૂરતની નાગરી નાતના અગ્રણી ત્હારે દિનમણિશંકરજી હતા. નર્મદના સગા એક દોલતરામ વકીલ, જે જ્ઞાનસાગર કહાડતા, અને એક બીજા દલપતરામ માસ્તર એ સજ્જનમેલડી ગૌણ હતી. દાદોબા મુંબઇથી આવ્યા હતા, ને સૂરતમાં મુંબઇગરી તરંગમાળાના કનકવા ચગાવતા હતા. દુર્ગારામ મહેતાજી સૂરતનું ત્હારે નરરત્ન ગણાતા. સરકારી કેળવણીખાતાને

આથલે પ્રજાશિક્ષકોનો પ્રથમ ફાલ ઉતર્યો ત્હેમાના અમદાવાદના તુળજારામ મહેતાજી ને સૂરતના દુર્ગારામ મહેતાજી હતા મનુસ્મૃતિ ઉપર મહેતાજીને પરમ શ્રદ્ધા હતી મનુસ્મૃતિના ચિન્તનમનનના પરિણામરૂપ માનવધર્મ સભા દુર્ગારામ મહેતાજીએ સૂરતમા સ્થાપી હતી, ને માનવધર્મનો સપ્રદાય સ્થાપવાના મનોરથ સેવતા. વિધવા પુનર્વિવાહના હિમાયતી દુર્ગારામ સૂરત શહેરમાની સુધારાની પાયગાના ઝડાધારી ત્હારે ગણાતા મન્ત્રતન્ત્રના કટ્ટા વિરોધી ને જાદુકપટપ્રકાશના ઉદ્યોતકાર હતા સુધારાના પાઠ જુવાન મહીપતરામ દુર્ગારામ કને ભણતા પછી મહિપતરામે દુર્ગારામનુ જીવનચરિત્ર લખ્યુ છે ગુજરાત ને સૌરાષ્ટ્રની પ્રજા નવયુગના આદિ શિક્ષાગુરુ તરીકે દુર્ગારામ મહેતાજીને આજે યે ભાવથી સભારે છે

અમદાવાદમા દલપતરામ અમરદારોમા, લક્ષ્મીનન્દનોમા, ને સરસ્વતીપુત્રોમા વિચરતા, તેમ સૂરતમા યે એવો ત્રિવિધ સમાગમ ત્હેમને સાપડયો હતો

ખપાટિયે ચકલે સ્વજ્ઞાતિલા લાલજી દવેને ત્યહા દલપતરામ જઈ ઉતર્યા, અને પછી પારેખમા જ ઘર ભાડે લીધુ

સજ્જનને સજ્જનના આકર્ષણ આવે સૂરતમા પગ મૂકતા જ એમ દલપતરામને મહેતાજીના આકર્ષણ આવ્યા નામ તો અમદાવાદમા સાભળ્યુ હતુ, મળવાને મહેતાજીને ઘેર ગયા સૂરતમાના મહાજનમડળમાંનો એ પ્રથમ મેળાપ સ્રાટેમની સાથે છો? ચારેકને શુ શીખવો છો? પ્રથમ મેળાપે એવી એવી વાતો થઈ મહેતાજી વિદ્વાન છે,

વિદ્વન્મેળાપી છે, સત્સગવાછુ છે એવી હૈયાછાપ લઇને દલપતરામ ગયા રહેતા રહેતા બન્ને સજ્જનો વચ્ચે મિત્રતા બન્ધાઇ, અને પછી તો સૂરતમાની ત્ય્હારની લોકપ્રવૃત્તિઓમા બન્ને સહકાર્યકરો થયા

દામોદર કુડના મહેતાજીના દુર્ગારામ મહેતાજી તો જાણે ન્હાનકડા અવતાર હતા

સૂરતના વાતાવરણમા જાદુકીમિયાના મન્ત્રજન્ત્રની ગેબચર્ચા એ અરસામા અતિ પ્રબળ હતી. સ્હામસ્હામા આહ્વાનો ન ખાતા, ભૂવાઓ ને સૈયદસાઈઓની સભાઓ ભરાતી એક વેળા મહેતાજી દલપતરામને સરકારી તિજોરીના ઉપરી બાલભાઇ લક્ષ્મણને ઘેર મળવાને તેડી ગયા પૂનાનો એક સૈયદ ને ત્હેનો શાગીર્દ બાલભાઇને ત્ય્હા વિનવતા હતા કે અબ હમકો રજા દો બાલભાઇએ કહ્યુ કે જાવ, એક બે દિવસમા ત્હમને રજા આપીશું એમના ગયા પછી કૌતુકકલ્પતા દલપતરામે પૂછ્યુ કે કોણ હતા? એટલે બાલભાઈએ કથા માડી

મ્હારો એક મામો છે તે પૂનામા રહે છે અમારી વાતચીતમા એક વેળા મામાને મ્હે કહ્યુ કે મન્ત્રજન્ત્ર જૂઠા છે, ને મામાએ કહ્યુ કે ના, સાચા છે ત્હારે મ્હે શરત નાખી કે મન્ત્રજન્ત્રને સાચા કરી આપે એવો કોઈ હોય તો મોકલજો, સિદ્ધ કરી આપશે તો પાચસો રૂપિયા આપીશ મામાએ આ સૈયદને મોકલ્યો છે એને ઉતારો આપ્યો, મોદીખાતુ બતાવ્યુ, ને બીજે દિવસે મન્ત્રજન્ત્રની સાખીતિ પૂછી સૈયદ બોલ્યો કે કુછ એસા હિ કર દુ કે હમકો જન્મભર યાદ કરો એક આદમિયા બના દુ ચો

પહેનકે ચાહ્ય રાજા યા સરદાર પાસ જાવ, પ્રસન્ન હોવે. ગાલી દો તો ભી હંસ જાય. કિતનેક દિનકા પ્રયોગ હૈ, ઔર કિતનાક સામાન ચાહિયે. એમ કહી સામાનની યાદી ઉતરાવી. સાઠેક રૂપિયાનો એ સામાન લાવી દીધો, ફોજદારને કહીને શહેરદરવાજો ઉઘાડો રખાવ્યો. ઉતારામાં ન્હાની કબર કરીને લીલુ લૂગડું એણે ઓઢાડયું. રાતે રાતે પાણીમાં પેસીને મન્ત્ર જપતો. બેતાળીસ દિવસ પૂરા થયે એક માદળિયુ આપ્યુ. મ્હેં કહ્યું ઇગ્રેજી નિશાળમાં મિ. કર્ટિસ માસ્તર છે; એમને જઇને ગાળ દઇશ, ને માદળિયાની પરીક્ષા કરીશ. સૈયદ કહે ઐસા કાયકો કરના? વો તો કોઇ દફે કામ આયગા પછી મોતીભાઇ દલપતરામ નામના મિત્રને લઇને હું હાઇસ્કુલે કર્ટિસ સાહેબ કને ગયો. મોતીભાઈ ને મન્ત્રણામાં લીધા હતા કે માદળિયાનાં પારખાં લેવાના છે; કાઇ અજુગતું બને તો વચ્ચે પડજો. માદળિયું પહેરી હાઇસ્કુલમાં જઇ કર્ટિસ સાહેબને ઇગ્રેજીમા ગાળ દીધી મિ કર્ટિસ તો આંકણી લઈને ઉઠયા, એટલે મોતીભાઇ વચ્ચે પડયા ને બધી વાત કહી. સાહેબે કહ્યુ કે સૈયદ મૂર્ખ છે ને ત્હમે પણ મૂર્ખ છો. પાછા આવી માદળિયુ સૈયદ સ્હામે ફગાવી દીધું, ને કહ્યું કે પ્રસન્નતાનાં પારખા લેતા લ્હડાઇ થાત. ત્હારે સૈયદ બોલ્યો કે મૈં કુછ તેરી પાસસે પેસા લેનેકો નહિ આયા હું. પેસાકા ગંજ બોલ ઇતના કર દું. પછી શાગીર્દને બે પૈસા આપ્યા ને કહ્યું, ઇલમકે કામ મટકા લે આઓ. શાગીર્દ એક માટલું લઇ આવ્યો. સૈયદે માટલું મ્હને ને મોતીભાઇને આપ્યું. દેખો, અચ્છી તરહસે દેખ લો; ઇસમેં

કુછ હૈ ? અમે માટલામા જોયુ, મંહી કાંઈ ન હતું પછી સૈયદે સોટી વડે જમીન ઉપર એક જંત્ઝીરો-મન્ત્ર લખ્યો ને બોલ્યો કે ઇસ્કે પર મટકા ધર દો પછી ગરણું મગાવી, પલાળી, માટલા ઉપર ઢકાવ્યુ ચેલાને કહ્યુ કે એક મટકા પાનીકા ભરલા, ઔર ઇસ પર ડાલ શાગીર્દે એમ કીધુ. પછી ગરણું ઉપાડી લેવરાવ્યું ને બોલ્યોઃ કહો, બબઇગરા યા સફ્ફ્કઇ યા બાબાશાહી, કહો ઇતના સિક્કા નિકાલુ. મ્હે કહ્યુ મુંબઇગરા બે કહાડો, બસ છે. માટલામા હાથ ફેરવી સૈયદે પહેલા એક ને પછી બીજો મુંબઇગરો બહાર નાખ્યો. વાત કળ્યામા ન આવી વગતે દિવસે અમે યે રમત રમ્યા. શાગીર્દને બોલાવ્યો, લાલચ દીધી કે સાઇનો સ્વભાવ અમને ગમ્યો નથી. એમને રજા આપી ત્હમને અહી રાખીશુ ને એક જગા બનાવી દેશુ. એટલે શાગીર્દે કહ્યું કે મ્હને યે એ મારે છે, હું અહી રહેવા ખુશી છુ મ્હે કહ્યુ અમારાથી કપટ ન રાખો તો પછી પૂછ્યુ કે પેલા રૂપિયા શી રીતે નીકળ્યા. શાગીર્દે પ્રથમ તો કીધુ કે ઇલમથી નીકળે છે પણ અન્તે ભેદ ફોડયો કે દળવાળા કાચા માટલા લઇ, ખીલાથી ખોતરી, મહી સફ્ફ્કઇ, મુંબઇગરા, બાબાશાહી ભરિયે છીએ, ઉપર ચીકાણી માટીથી છાદિયે છીએ પાણી રેડયે માટી ભીંજાઇને પોચી થાય એટલે જોઈતા સિક્કા કહાડિયે. પછી મ્હે નવુ કોરૂ માટલુ મગાવી રાખ્યુ, અને બીજે દિવસે દુર્ગારામ મહેતાજી અને પાચસાત મિત્રોને ન્હોતર્યા. સૈયદને બોલાવ્યો. કહ્યુ કે અમારા આ મિત્રો છે. એમને ઈલમ બતાવો; ત્હમને વધારે આપીશું. અચ્છા કહી

સૈયદે પૂર્વવત્ શાગીર્દને બે પૈસા આપ્યા ને કહ્યું મટકો લે આવ. અમે કહ્યું ના, ના, ચેલો ન લઇ આવે, અમે માટલુ લાવી દઇયે. સૈયદે પ્રથમ તો ન માન્યુ, પણ અમારા આગ્રહે છેવટે હા પાડી માટલુ આવ્યુ. મંહી પાણી ભરાવાયુ, રૂપિયા કહાડવા માંડયા, પણ ક્હાંથી નીકળે ? મથી મથી આખરે સૈયદ બોલ્યો કે કોઈ નાપાક આદમી આ ગયા હે, મેરા ઇલ્મ આજ નહિ ચલેગા પછી સૈયદને અમે ઘટસ્ફોટ કીધો ને ભેદભરમ ખુલ્લો પાડયો જવાની રજા ને ઇનામના રૂપીઆ માગવાને આજ આવ્યો હતો

ભૂતનિબન્ધના રચનાર દલપતરામને આવા કિસ્સા કહાણીઓ કાઇ નવા ન હતા જાદુમન્ત્રોના ઇલ્મ ને ઇલ્મીઓ એમણે બહુ દીઠા હતા, મધરાતે મેલા મન્ત્રો સ્વય સાધ્યા હતા; અને અનુભવે જાણ્યુ હતુ કે એ મિથ્યાવાદ છે બાલાભાઇની કહાણીથી એટલુ વિશેષ જાણ્યુ કે વઢવાણમા, અમદાવાદમાં, સૂરતમા ને પૂનામા સરખા બાપોગ હતા, અને ઇ'મ અને ઇલ્મીઓના શ્રદ્ધાળુઓ વસતા.

ગુજરાતમાથી ભૂતપ્રેત કહાડયા દલપતરામના ભૂતનિબન્ધે, ને જાદુભ્રમ કહાડયા દુર્ગારામશિષ્ય ઇચ્છાશકર વ્યાસના જાદુકપટપ્રકાશે દલપતરામે ને દુર્ગારામે ગુજરાતના વ્હેમપડળ ઉતાર્યા

ફારબસના અમદાવાદમાના શિરસ્તેદાર છોટમલાલ ઉલ્લાસરામ સાહેબને મળવા સૂરત આવ્યા હતા ત્હેમણે દલપતરામને પૂછ્યુ કે અહીં કાઈ નવા ચાલ દીઠા ? દુર્ગારામ મહેતાજી બેઠા હતા દલપતરામે કહ્યુ હા-

વાણિયાનું પીત્તળનું વાસણ હોય ત્હેમાં બ્રાહ્મણને પાણી પીવું હોય તો ઘસે, ઉટકે, ને પછી મંહી પાણી પીએ; પણ સાહેબનું કાચનું પ્યાલું હોય તો વીંછળીને પીવાય. ત્ય્હારે છોટમલાલભાઇ બોલ્યા કે ત્હમારી નાતમાં એમ હશે. એટલે મહેતાજીએ કહ્યું કે તાપીને ઓવારે ગ્રીન સાહેબનો બંગલો છે. ત્હેમને હું મળવાને ગયો હતો. ત્ય્હાં એમ બન્યું હતું કે સાહેબનો ગ્લાસ લઇને તાપીમાં વીંછળી તાપીનું પાણી મ્હેં પીધું હતું. દલપતરામ એ કહે છે. સૂરતની નાગરી નાતના ત્ય્હારે દિનમણિશંકર પંડયા પ્રધાન પુરુષ ગણાતા. એકદા એમને ત્ય્હાં આવી વાત નીકળી ત્ય્હારે પંડયાજીએ કહ્યું કે મહેતાજી ! એક વાર ત્હમે નાતબહાર રહેવાના છો. મહેતાજીએ ઉત્તર વાળ્યો કે રહીશ તો ત્હમને લઇને રહીશ. ગ્લાસમાથી પાણી પીતા તમને દીઠા પછી મ્હેં પીધું છે. પંડયાજીએ કહ્યું કે ગ્લાસની કાંઇ શુદ્ધિ કરતા હઇશું ને ! મહેતાજી કહે, શીખવો અમને; કાચની શુદ્ધિ શી રીતે કરાય ? દેવતામાં નાંખતા હશો ? આજ આ ન્હાની-હસવા જેવી વાતો લાગે છે; ત્ય્હારે અને ત્ય્હાર પછી અર્ધી સદી સૂધી મ્હોટી હતી. એ પછી પચ્ચાસ વર્ષ વીત્યે યે અમદાવાદના પ્રોફેસર જેવા નાગર વિદ્વજ્જનને મુખે કાચના પ્યાલામાંથી ચ્હાપાણી પીવા-ન પીવાની ચર્ચા ચર્ચાતી દીઠીસાભળી છે.

ક્ય્હારેક ક્ય્હારેક મહેતાજી મૂર્તિપૂજાની જાહેર નિન્દા કરતા. એક વેળા દલપતરામ મહેતાજીને ઘેર મળવા ગયા. સ્હવારનો બીજો પ્રહર બેઠો હતો મહેતાજી નવેણે પૂજામાં હતા. સિંહાસનમાં પંચદેવની પ્રતિમા હતી. મહેતાજીએ

દેવને ન્હવરાવ્યા, ચાંલ્લા કીધા, નૈવેદ્ય ધરાવ્યું, આરતી ઉતારી. પૂજામાંથી ઉઠ્યા ને જમવા બેઠા ત્ય્હારે દલપતરામે પૂછ્યુંઃ મહેતાજી ! ત્હમારે વળી દેવપૂજા કેવી ? ત્ય્હારે ભાવનીતરતી જીભે મહેતાજીએ પૂર્વકથા કહીઃ મ્હારે મા સમાં માશી હતાં. માશીબાએ ઉછેરીને મ્હને મ્હોટો કર્યો હતો. પછી કાળે કરી માશી મૃત્યુશય્યામાં પડ્યાં. મૃત્યુ-વેળાએ માશીને મ્હેં પૂછ્યું કે માશી ! કાંઇ કહેવું છે ? ત્ય્હારે માશીએ કહ્યું કે આ મ્હારા દેવ છે, એ અપૂજ ન રહે તે જોજે મ્હારી દેવપૂજા ત્હને ભળાવું છું. ત્ય્હારથી માશીની દેવપૂજા હું કરૂં છું. બુદ્ધિવાદ કરતાં હૃદયભાવને આર્યપ્રજા સન્માનતી આવી છે. દુર્ગારામ મહેતાજીનો મૂર્તિપૂજા પરત્વેનો બુદ્ધિવાદ એક હતો, માશીની મૃત્યુ-શય્યાના છેલ્લા બોલ પ્રત્યેનો હૃદયભાવ બીજો હતો. બુદ્ધિવાદ ને હૃદયભાવની અથડામણમાં મહેતાજી હૃદયભાવને બુદ્ધિવાદથી અધિકો માની સત્કારતા.

મહીપતરામ ત્ય્હારે મિશન હાઇસ્કુલમાં વિદ્યાર્થી હતા. પાદરીના ને દુર્ગારામના સંગમા હતા દુર્ગારામ કનેથી સુધારાની દીક્ષા લીધી હતી, દુર્ગારામને ગુરૂ માનતા. દુર્ગારામના અનુયાયી લેખે નાતનું અકારાપણું વહોરતા હતા અત્ય્હારે નહીં, દાયકા પછી મહીપતરામને નાતનું એ અકારાપણું વિટંબણાનેઠે નડ્યું હતું.

વિધવાપુનર્વિવાહ માટેનો મહેતાજીનો આગ્રહ પંડિત વિદ્યાસાગરથી બીજે નંબરે હતો. વારંવાર વિધવાવિવાહનાં ભાષણો મહેતાજી કરતા ને નાતમાં ચવાતા. દલપતરામની પાડોશમાં ખપાટિયે ચકલે અન્નપૂર્ણા નામની બાઈ રહેતી.

રહેને એક બાળરાંડ પુત્રી હતી. અન્નપૂર્ણાની બીજી પુત્રીનાં એવામાં લગ્ન આવ્યાં. ન્હાની બ્હેનનો એ લગ્નમહોત્સવ મ્હોટી બ્હેન જૂવે જૂવે ને રૂવે. માએ પુત્રીને હૈયાસરસી ચાંપી, આશ્વાસન દીધું; પણ વિધવા પુત્રીને તો એક આંખે શ્રાવણ ને બીજી આંખે ભાદરવો વરસ્યા જતા. માથી પછી ન સંખાયું ને કળકળતી આંતરડીએ બોલાઇ જવાયું કે 'મારો—પેલો દુર્ગો. રોજ કહેતો કે વિધવાવિવાહ કરો, વિધવાવિવાહ કરો. પણ પોતાની મરી ગઇ ત્યહારે તો દસ વર્ષની કુંવારિકાને પરણ્યો ને કંઇ રસ્તો કહાડ્યો નહિ.' જસ્ટિસ રાનડેથી માંડીને સુધારકમંડળમાં કેટલા યે એવા 'મારા—દુર્ગાઓ' નીકળ્યાનુ પછીના દાયકાઓનો દેશઇતિહાસ કહે છે. એવા અનુભવોએ જ 'સુધારાવાળાઓ' માંથી નર્મદની શ્રદ્ધા પછી ઉઠી ગઈ હતી.

મહેતાજીએ એક બીજી સ્વાનુભવકથની દલપતરામને કહી હતી. 'હું એક વેળા ભરમન્દવાડમાં ખાટલે પડ્યો હતો. એવામાં મ્હારો ભાણેજ આવ્યો. ફરી ગયેલી મ્હારી સ્થિતિ જોઇને એ બોલી ઉઠ્યો કે લ્યો, લ્યો, ચોકે લ્યો, નહિ તો મૃત્યુ બગડશે. તાત્કાળિક ભોય લીંપી, ગંગાજળ છાંટયુ, જવતલે વધાવી, મ્હને એ પવિત્રતાની પથારીએ લીધો. કોઇકે તો ન્હવરાવવાનુ યે કહ્યું હતું. થોડીક વારે મ્હને કંઈક ભાન આવ્યુ ત્યહારે વેદના તો જાણે સહી જતી નહિ. માંડમાંડ હું બોલ્યોઃ ન મરતો હોઉં ત્હો યે મારવો છે ? અંહી હેઠે ને ભીનામાં કોણે ને શા માટે મ્હને લીધો ? આંખ ઉઘાડી જોયું તો સ્હામે જ ભાણેજ ઉભો હતો. ભાણેજ મ્હને ત્યહારે જમ જેવો લાગ્યો. પછી

મ્હને પાછો આટલે લીધો. હું જીવ્યો ને જીવું છું. એ ધર્મિષ્ઠો તો મ્હને જીવતો મારતા હતા.'

દુર્ગારામ મહેતાજી કદાગ્રહી સુધારક ન હતા. ભદ્રંભદ્ર કહી કહીને ભાંડતા કંઈક સુધારકો અન્તે સ્વયં ભદ્રભદ્ર થઇને ને ભદ્રંભદ્ર કહેતા'તા એમની ખાંધે ચ્હડીને સ્મશાને સિધાવ્યા છે. શુદ્ધ ને સાચા, પણ વિવેકબુદ્ધિવન્તા શાસ્ત્રશ્રદ્ધાળુ બ્રાહ્મણ મહેતાજી હતા. સાચેસાચનો મૃત્યુઅવસર આવ્યે એ બ્રાહ્મણવરે આતુરસંન્યાસ લીધો હતો. કેટલીક વેળા સાચાઓથી સંસાર સહાતો નથી. મહેતાજીએ સંન્યસ્ત લઇને સંસાર ત્યાગ્યો હતો. મહેતાજી હાડે આર્યસંસ્કૃતિના સન્તાન હતા.

ઇસ્વી ૧૮૫૦ના મે માસમા દલપતરામ સૂરત ગયા ત્હારે એ જમાનાનું સૂરતમાંનુ લોકવાતાવરણ આવુ હતું. (સૂરતના હિન્દુસસારના આકરા કુસપપ્રહર હજી આવવાના આઘે હતા નર્મદના વિધવાવિવાહના ને મહીપતરામના વિલાયતગમનના કારમા વરઝોળા તો આ પછી દાયકે-દોઢ દાયકે જામ્યા હતા; પણ નાતબહારની સાંસારિક સાગો હવામાં ઉડતી થઈ હતી)

સૂરતમા પણ ગુરુશિષ્યનો નિત્યક્રમ અમદાવાદમાના જેવો જ હતો રાજકવિ કે ભ્હારોટના મેળાપ એ દિશે દુર્લભ હતા સ્હવારના દસથી બાર ફારબસ દલપતરામ કને ભણતા. બપ્પોરે સાહેબ ઓફિસકામે બેસતા ને દલપતરામ રાસમાળા માટેના ઇતિહાસસશોધનાર્થે જતા કે આવતી કાલે ભણાવવાનું વિચારી જતા. સ્હાંજનો પહોર મન્ને યે લોકપ્રવૃત્તિઓમાં અને સજ્જનસમાગમમાં નિર્ગમતા.

રાત્રે રાત્રે દલપતરામ હરિપરામાં સ્વામીનારાયણને નિજ ધર્મમન્દિરે જતા. ક્‌હારેક દુર્ગારામ ને ક્‌હારેક મહીપતરામ દલપતરામની સંગાથે ફારબસને બંગલે જતા. સત્સંગી, સાહિત્યરસિયું, લોકસેવાનું દલપતફારબસની મિત્રબેલડીનું જીવનવિધાન હતું.

ઇતિહાસસંશોધનમાં તો સૂરતવાસમાં દલપતફારબસને સાંપડ્યાં હતાં પૃથુરાજરાસો, શ્રીમાળપુરાણ, ને રાંદેરમાંથી કેટલાક જૈનગ્રન્થો.

ત્‌હાં જૈન ગ્રન્થભંડાર છે સાંભળ્યે દલપતરામ ઉપાશ્રયે ગયા, ને ગોરજીને મળ્યા. વાર્તાલાપ ને વિવેકબોલથી ગોરજીને રંજન કરી ગ્રન્થભંડારની વાત કહાડી, ટીપ માગી ને જોઈ, અને મંહીથી બેચારેક ગ્રન્થો નકલ ઉતરાવવાને માગી લીધા. તળ સૂરતમાં એક શાસ્ત્રીજીને ત્‌હાં દલપતરામે શ્રીમાળપુરાણ દીઠું. નિજ જ્ઞાતિઇતિહાસનો એ ગ્રન્થ, એટલે એનો સારસાર ભાષાન્તરરૂપે દલપતરામે ઉતારી લીધો પૃથુરાજરાસો તો ઠેઠ બુન્દીકોટેથી આવ્યો હતો. દલપતરામે સાંભળ્યુ કે ૮૦૦૦૦ શ્લોકપૂરનો રાસાનો સમગ્ર મહાગ્રન્થ બુન્દીકોટાના રાજદરબારમાં છે. ફારબસને વાત કહી. ફારબસે બુન્દીકોટાના રેસીડેન્ટને લખ્યું. ચાળીસ-પિસ્તાળીસ હજાર શ્લોકનો ગ્રન્થ આવ્યો, એની નકલ ઉતરાવીને પાછો મોકલાવ્યો. એ મહાગ્રન્થના આવવા-જવાના જ વાટખર્ચના ફારબસને ૧૧૦ રૂપિયા થયા હતા. રાસો આવ્યે રાસાનું વાંચનવિચારણ ચાલતું. પૂર્વવત્ સાહેબ વાંચતા ને દલપતરામ સ્હમજાવતા.

સૂરતમાં એક રવિવારે સાહેબ ભણવા બેઠા હતા ને

દલપતરામ ભણાવતા હતા. વાંચતા જાય ને સાહેબ દલપતરામના મ્હોં સામું જોતા જાય. ફારબસની ચેષ્ટા દલપતરામે દીઠી ને પૂછ્યું કે સાહેબ! શું છે? કાંઇ નહિ, દલપતરામ! કહી સાહેબે વાંચવા માંડયું પણ એ પ્રશ્નોત્તરે દલપતરામને કે ફારબસને નિરાંત વળી નહિ. નિરન્તર સ્વસ્થ ચિત્તનો ફારબસ આજ અસ્વસ્થ ને ઉદ્વેગિયો જીવ જણાતો, ચિન્તાનો ચળવળાટ દાખવતો સાહેબ વાંચતા જાય ને દલપતરામના મ્હોં સ્હામું જોતા જાય: જાણે દલપતમુખડે આજ કાંઇક નવું દીઠું ન હોય! દલપતરામે જોયું કે સાહેબનું મન ભણવામાં નથી. બ્હારી વાસે એમ પુસ્તક બંધ કીધું; ને ટેબલ ઉપર મૂકયુ; અને પૂછ્યું: આજ ત્હમારૂ ભણવામાં મન નથી. વારે વારે મ્હારા મ્હો સ્હામુ જૂવો છો. છે શું? ફારબસે કહ્યુ પૂછું? દલપતરામ! દલપતરામે કહ્યું: પૂછોને પડદો શાનો છે? ઊંડા શ્વાસ ભરી ફારબસ બોલ્યો: આજ ત્હમારા કપાળમાં તિલક કેમ નથી?

સ્વામી નારાયણના સંપ્રદાયી દલપતરામના વિશાળ તેજસ્વી ભાલમાં સદા સાંપ્રદાયિક લક્ષ્મીનારાયણનું ચન્દ્રક સહિતનું ઉર્ધ્વપુંડ્ર શોભતું ઘરમાં શોભતું; બહાર શોભતું; લોકસભાઓમાં શોભતું; અખંડ અને અનન્તર શોભતું. દલપતરામના સંપ્રદાયનું તેમ જ ત્હેમના કુળદેવતાનું તે તિલક. મયૂરકપાલમા ચાંદલિયો ચમકે એમ દલપતછબિઓમાં આજે યે એ ઉર્ધ્વપુંડ્ર કુંકુમ ને કેસરને રંગે ઝગમગે છે. નિત્યશઃ સ્હવારે દેવપૂજા કરતા ત્યહારે એ દેવતિલક કરતા, ને સાહેબને ભણાવવાને જતા ત્યહારે પણ સ્વર્ગંગામાં શુક્રબિમ્બ સમું તિલક દલપતભાલમાં

નિત્ય દીપતું. આજે દલપતભાલમાં એ દેવતિલક ન્હોતું, ને ન્હોતું એનાં ફારબસને કૌતુક હતાં.

અહ–હો! એમાં આજ ભણુવામાં મન નથી ને ચિત્ત ચગડોળે ચ્હડયું છે કહી દલપતરામે પ્રાતઃવાર્તા માંડી. આજે રવિવાર છે તે હજામતની પાળી હતી. નિત્યે વ્હેલો આવે છે, પણ આજ હજામને આવતાં મોડું થયું. હું ન્હાયો ને પૂજા કીધી. પૂજા કરીને ઉઠયે હજામ આવ્યો. એટલે હજામત કરાવી, ને ફરીથી ન્હાયો. પૂજાટાણે કીધેલું તિલક એ ન્હાવાટાણે ભૂંસાઇ ગયું. પછી લોકાચારને કાજે ફરી તિલક નથી કીધું. આમાં આટઆટલો ઉદ્વેગ શો?

ફારબસનો ઉદ્વેગ ઉતર્યો હતો, જીવ હેઠે બેઠો હતો. દલપતરામ! ત્હમે તો જાણો જ છો કે મન વાંદરૂં છે, ને ધર્મ તે મન બાંધવાનો ખીલો છે. અંહી ત્હમે કેટલાએક એવાઓમાં ફરો છો કે જે નથી માનતા અમારા ધર્મમાં, કે નથી માનતા ત્હમારા ધર્મમાં. આજ તિલક ન દીઠે મ્હને થયું કે સૂરતમાં આવી ત્હમે યે ધર્મશૂન્ય થયા કે શું? મ્હારૂં નથી કહેવું કે ત્હમે અમૂક ધર્મ પાળો. પણ એક પગ ઠરાવીને બીજો ઉપાડજો. અતડા પડશો નહિ. પ્રજાને કેળવીને, સમુદાયને વાળીને, લોકને સાથે લઇ વધજો. નાસ્તિક થઇ જશો તો ફારબસને બટ્ટો લાગશે કે ફારબસની સંગતે દલપતરામ નાસ્તિક થયા.

દલપતરામે ઉત્તર વાળ્યો કે એ ચિન્તા કરશો જ મા. ધર્મનાં મૂળિયાં મ્હારાં અણુઉખાડ છે. ધર્મ કાજે તો મ્હેં બાપ ખોયા છે. અંહી ઘરથી મન્દિર છેટે છે, છતાં નિત્ય રાત્રે મન્દિર જાઉં છું, સાધુસમાગમ કરૂં છું, કથા-

વાર્તા સાંભળું છું. સાપ ને નોળિયાની દન્તકથા તો જાણો છો. ભરવગડે સાપનોળિયાની લ્હડાઈ જામે, ને નોળિયાને નાગના ઝેરી ડંખ વાગે, ત્‍હારે નોળિયો દરમાં જઈ નોળવેલ સૂઘી આવે એટલે ચ્હડ્યા ઝેર ઉતરી જાય એમ રાત્રે રાત્રે મન્દિરે જાઉં છું ને સત્કથા સાંભળું છું એટલે મ્હારાં યે સંસારનાં ચ્હડ્યાં ઝેર ઉતરે છે આપના સમાગમે તો મ્હારો સત્સંગ. કંઈકે કાચો હશે તે પાકો થયો છે. કોઇક ક્ય્હારેક પૂછે છે કે મનુષ્યાવતારને ત્‍હમે પ્રભુ કેમ કહો છો ? ત્‍હારે ઉત્તર વાળું છું કે ફારબસ સાહેબ જેવા ડાહ્યા પુરુષ પણ એમ કહે છે, ને મનુષ્યાવતારી પ્રભુને નામે આંખમાં આંસુ આણે છે.

ફારબસ ને દલપતરામ નિજનિજના ધર્મમાં ધર્મનિષ્ઠ હતા, પણ પરસ્પરના ધર્મને સન્માનતા. બન્ને ય માનતા કે, માનવવંશીઓ નહિ, પશુઓ ધર્મનીતિશૂન્ય હોય.

સદન્તરની ચિન્તા ફારબસને ઉતરી, ને થયું કે દલપતરામની પાઘડીના કસુંબી રંગ સમો દલપતરામનો સદ્ધર્મ પાકા રંગનો, અણુઉપટી જતો, ને 'ફાટે પણ ફીટે નહીં' એવો છે.

મોન્ટગોમેરી નામના પાદરીની સાથે એ અરસામાં કવીશ્વરને ધર્મચર્ચા યે ચાલી હતી, જે પછી પાદરીની ઇચ્છાથી સંકેલી લેવાઈ હતી. સૂરતના એક પારસીને ખ્રીસ્તી કરવાનો ઝગડો ન્હોચો હતો તે એ મોન્ટગોમેરી.

સાગર વચ્ચે ખડક ઉભો હોય એમ પાતાળઉંડા સદ્ધર્મપાયાવન્તા દલપતરામ ઉછળતા સંસાર વચ્ચે ઉભા રહેતા.

સૂરતમાં યે ફારબસની જાહેરપ્રવૃત્તિઓ તો અમદાવાદમાંના સમી લોકોન્નતિની જ હતીઃ છાપું, છાપખાનું, પુસ્તકશાળા, ને સભા. પ્રથમ તો સૂરતમાં છાપખાનું કહાડયું, અને અમદાવાદથી છાપયન્ત્રના કલાપ્રવીણ બજીભાઇના ભાઇને એ છાપખાનું ચલાવવાને તેડાવ્યા. પછી એ છાપખાનામાંથી છાપું પ્રગટ કરવા માંડયું, એનું નામ સૂરત-સમાચાર. છાપું દર બુધવારે છપાતું, ને શ્રી મુકુન્દરાય મણિરાય માસિક વીશેકના પગારથી સમાચારના તન્ત્રી નિયોજાયા હતા. પછી 'સૂરત અઠ્ઠાવીશી' નામની લોકહિતકારિણી સભા સ્થાપી. એ સભા લોકસભાઓ ભરતી, પ્રજાકલ્યાણની વ્યાખ્યાનમાળા ગોઠવતી. લોકકેળવણી તે એ સભાનો મધ્યવર્તી સદ્દુદ્દેશ હતો. અને પછી એ સહુ સંસ્થાઓનું કેન્દ્ર, મધ્યબિન્દુ, ને નિવાસસ્થાનરૂપ પુસ્તકશાળા સ્થાપી. બધી લોકપ્રવૃત્તિઓમાં દલપતરામ ફારબસના પડછાયા પેઠે સંગાથે જ હોય; ફારબસ કાયા ને દલપતરામ છાયા. પણ માનવી મૂર્તિપૂજક છે, ને ઘણી વેળા કાયા કરતાં છાયાને અધિકું પૂજે છે. સૂરતમાં ખાન બહાદુર અરદેશર કોટવાળની એમને ખર્ચે સ્થપાયેલી લાયબ્રેરી હતી, પણ પ્રજાજનો એમાં ઓછા જતા. ફારબસ કહેતા કે પ્રજા વાંચતી થાય તો કેળવાય, અને ભણે તો વાંચતી થાય. ફારબસે દલપતરામને વાત કીધી; ગુરુશિષ્યે મન્ત્રણા કરી લીધી. એંડ્રુસ નામે સૂરતમાં ત્ય્હારે જડજ હતો. એ સાહેબના નામથી ઇસ્વી ૧૮૫૦ના નવેમ્બરમાં ફારબસે એંડ્રુસ લાયબ્રેરી સ્થાપી. ન્હાનો કે મ્હોટો, ફારબસ જ્ય્હાં જ્ય્હાં જતો, ત્ય્હાં ત્ય્હાં જ્ઞાનયજ્ઞ કરતો. ફારબસના જ્ઞાન-

યજ્ઞમા દલપત પુરોહિત તો હોય જ ને ? ફારબસ યજમાન થતો, દલપતરામ પુરોહિત થતા. ફારબસના સૂરતમાંના એ જ્ઞાનયજ્ઞને અવસરે પણ દલપતરામ સૂરતમા ઘૂમ્યા, પુસ્તકશાળા કાજે ભાષણો કીધાં, રકમો ભરાવી. દલપતરામના સૂરતમાં મિત્ર હતા દુર્ગારામ. મહેતાજીએ પણ દલપતરામને એ સતકાર્યમાં ઉમંગે સંગાથ આપ્યો હતો. સારામા સૌ સગાથી.

લોકહિતકારિણી સભા અને ત્હેણે ન્હોતરેલી જાહેરસભાઓ પછી એ લાયબ્રેરીમાં મળતી કાળે કરી કોટવાળની પુસ્તકશાળા એંડ્રુસ લાયબ્રેરીમા સગમ પામી. આજે યે સૂરતના નગરમન્દિરમા ફારબસસ્થાપી એંડ્રુસ લાયબ્રેરી બિરાજમાન છે, સૂરતની લોકસભાઓ ત્હ્યાં મળે છે

ફારબસદલપતે નવયુગની જ્ઞાનવેલીઓ એમ સૂરતમાં રોપી

પણ સુધારાની વેલીઓ વાવીને જ અળગા રહેનારા દલપતરામ ન હતા કવિતાના પાણી પાઈ પાઈ દેશમાળી દલપતરામ એ અમરવેલીઓને ચોટડુક કરતા, અણુઉખાડ કરતા, નવયુગની જ્ઞાનવેલીઓનો મ્હોરાવીપ્રફુલ્લાવી પ્રજાકલ્યાણક લતામંડપ કરતા. એંડ્રુસ લાયબ્રેરીના ને લોકહિતકારિણી સભાના પાયા કાળઉંડા ચોપવાને પછી એ સભાની વતી એ લાયબ્રેરીમા દલપતરામે ગુર્જરઇતિહાસવિખ્યાત કવિતભાષણ આપ્યુ. દલપતદીપો એ પ્રજાસન્દેશ આજ ત્રાશી વર્ષે તો ગુર્જરપ્રજા સભારે છે

પોસ શુદ ૧૩ ને બુધવાર હતો. ઈસ્વી ૧૮૫૧ના બેસતા માસના બેસતા દિવસો હતા. એંડ્રુસ લાયબ્રેરી

સ્થપાયે માંડ હજી બે માસ થયા હતા. પછી તો એ લાયબ્રેરીમાં વરસતાં ફૂલડાંના જેવી વ્યાખ્યાનપરંપરાઓ વરસી છે; પણ સૂરતની એંડ્રુસ લાયબ્રેરીમાં અપાયેલું પ્રથમ વ્યાખ્યાન તે તો દલપતરામનું. હાઇસ્કુલના ઈંગ્રેજ આસિસ્ટન્ટ મિ. ટી. બી. કર્ટિસ સભાપતિની ખુરશીએ હતા. દોઢસોકનું શ્રોતામંડળ હતું. દુર્ગારામ, મહીપતરામ, દિનમણિશંકર, મુકુન્દરાય, નર્મદ શ્રોતામંડળમાં હતા. દલપતવિરોધીઓ યે એ દલપતવ્યાખ્યાનને દલપતરામનું 'દિવ્યદર્શન' ને દલપતરામની 'દેશભક્તિ' આજ કહે છે. દલપતરામ દુનિયાંને જોતા ને દુનિયાભરની કથા કથતા હતા. દેશદેશની વધતી જતી Industrialism ની અથડામણોનું એ દલપતકાવ્યરૂપક તે હુન્નરખાનની ચ્હડાઈ. 'દિવ્યદર્શન'ની ને 'દેશભક્તિ'ની દલપતરામે કથા માંડી. હુન્નરખાનની ચ્હડાઇ એ આપણા નવયુગનું પ્રથમ ગુજરાતી કાવ્ય.

ચીનવિલાયતમાં વધ્યા હુન્નર પ્રગટ હજાર;
એઓએ આ દેશની નિર્ધન કરી બજાર.

અતિ અગમ દેશ હિન્દુસ્તાન, વળી વિકટ પંથ–ભૂમિ ભયાન;
સજી સૈન્ય સંગ જવું દેશ દૂર, અનહદ શહેર ઉદ્યમીપુર.
તે મધ્ય ધીંગુ છે લક્ષ્મિધામ, હરિ શકે કોણ જન રાખિ હામ?
વિદ્યા વિચિત્રનો કઠણ કોટ, રખવાળ કારિગર એનિ ઓટ.
ગજદન્ત દેવિદ્વારે કમાડ, વેપારથંભ પ્રૌઢા પહાડ.
સોનાની ખાણ, શીખર સુરંગ, નિર્મળ હિરામણિમોતી નંગ.
મહાલક્ષ્મી મધ્ય વીરાજમાન.

પછી સંપ ઋષિ એક સમે પૂને પેશ્વાના દરબારમાં

પધાર્યા હતા ત્હાં ઋષિજીનું અપમાન થયુ, તેથી સંપ ઋષિએ શ્રાપ આપ્યો, એટલે ભારતની લક્ષ્મી સાગરમાં પડી.

સંપ ઋષી એક સમે પધાર્યા પૂના માંહી,
રાજા બાજીરાવ કિધું સન્માન ન કાંહી;
ઋહ્યો ક્રોધ ઋષિચિત્ત ભૂપનો ધનમદ ભાળી,
શાપ દીધો ઋષિ આપ બજાવી હાથે તાળી;
સાગરમાં હિન્દુસ્તાનની પડો લક્ષ્મી આ પાપથીઃ
પછી તુરત જ લક્ષ્મી ત્યાં પડી સંપ ઋષીના શાપથી.

પ્રતિઉપાય લેખે દલપતરામે ત્રણ વાતે કહીઃ (૧) અફીણ મજીઠ ને 'વીર વડો વણજ' એમને સજ્જ કરો; (૨) મંડળીસિંહ જગાડો; (૩) પૂર્વે સાગરમન્થન કરીને દેવદાનવો લક્ષ્મીજીને પામ્યા હતા, એમ આજ સાગરમન્થન કરી લક્ષ્મીજીની પુનર્પ્રાપ્તિ કરો

મુસલમાન ને હિન્દુ ! સુણો, મુજ દેશી સમસ્તો !

દલપતરામ ઈસ્લામીઓને સદા પોતાના લેખતા, ઈસ્લામીઓ દલપતરામને પણ સદા પોતાના લેખતા.

મુસલમાન ને હિન્દુ ! સુણો, મુજ દેશી સમસ્તો !
કહિયે કાળો નાગ ચીનવીલાયત રસ્તો.
તેન કરો નેતરૂં, રવૈયો બોટ બનાવો,
સાગરમન્થન કરી ફરી લક્ષ્મી ઉપજાવો.

જાગ, જાગ, ને જા હવે, મંડળીક અતિમાન !
લાવ, લાવ તું લાગ લઈ પકડી યંત્ર પ્રધાન.

અને અન્તે ગુર્જર કવીશ્વરે નવયુગની નવી જાગરતી દેશશક્તિનો મ્હાળગાજનો મન્ત્રોચ્ચાર ઉચ્ચાર્યો ને ભારતવાસીઓને ઉદ્‌બોધ્યા કે

દેશી મિત્રો ! દુઃખ સરવ ટાળો રે આપણા દેશનું.

દેશમાં નવયુગની વસન્ત ત્હારે બેસતી હતી, અને એ નવવસન્તનો પરિભૃત ગુર્જરઘટાઓ ભરીભરીને અમી મીઠડે નવટહુકે ગાજતો હતો.

હુન્નરખાનની ચ્હડાઈ તે ગુર્જરગિરાની દેશભક્તિની પ્રથમ કવિતા.

એમ આપણા નવયુગનું પ્રથમ ગુજરાતી કાવ્ય સૂરત ખોળે જન્મ્યું.

પ્રાચીન કાળથી કવિતાદેશે નવ રસ જાણીતા છે. ભાગવતકારે પ્રેમલક્ષણા ભક્તિનો દસમો રસ પ્રગટાવ્યો હતો. હુન્નરખાનની ચ્હડાઇ લખાઇ તે તિથિએ સ્વદેશ-વાત્સલ્યનો એકાદશમો રસ દલપતરામે આપણા રસશાસ્ત્રમાં ઉમેર્યો.

હુન્નરખાન કાવ્યની અસરો અનોખી હતી, ગુજરાતે અધીં સદીભર રહી. શ્રોતામંડળમાં શિરોમણિ નર્મદ હતો; ને નર્મદજીવનમાં એ દલપતઉદ્બોધન ત્રિવિધે ઉતર્યું. (૧) નવલરામભાઇ કહે છે કે 'સને ૧૮૫૫માં બુદ્ધિવર્ધક સભામાં મંડળી મળવાથી થતા લાભ વિષે (નર્મદે) ભાષણ કર્યું હતું.' (૨) નર્મકવિતામાંના પ્રથમ કાવ્યની નોંધમાં પ્રથમ પાને જ નર્મદ લખે કે ૧૮૫૫મા 'એ કવિતા જોડી ત્ય્હારે દોહરો કેમ કરવો તે હું જાણતો ન હતો. કવિ સામળભટની કવિતા મેં ન્હાનપણમાં મારી મેળે ગમે તેવે ઢાળે વાંચેલી તે ધુન પ્રમાણે અને કંઈ દલપતરામનું ને કંઇ મનમોહનદાસનું જોઇ જોઇ દોહરાચોપાઇ કર્યાં હતા.

(નિયમ જાણુતો ન્હોતો)' (૩) દલપતે સૂરતને તેમ નર્મદે પછી મુંબઇને કવિતભાષણોથી ગજાવ્યું.

કવિતા ગાતા ત્ય્હારે દલપતરામ રાજસભાગાજન્તા મીઠડા મેઘનાદે બોલતા નર્મદ કહે છે કે પાચેક વર્ષ તો દલપતબોલના પડઘા નિજ હૈયામાથી આથમ્યા ન્હોતા, અને એ સભારી—સભારીને એ લલકારદોરી પ્રથમ પગલીઓ પોતે કવિતાદેશમા પાડી દલપતનો ઘટાગોરભતો પણુ જળમીઠડો મેઘનાદ, કે દલપતનો મહાભાવ કાવ્ય-સન્દેશ, કે નર્મદની રસ ઝીલતી મહત્તા એમાથી કોને કોને નર્મદના એ સત્યનિષ્ટ કથનવચને વખાણુવા? આ આલેખક તો એ ત્રણેયના ગુણુબોલ આજ બોલે છે કે ગીતનો ગાજ, દલપતકાવ્યસન્દેશ, ને નર્મદમહત્તા એ ત્રિમૂર્તિને પોતે પૂજ્યભાવે નિજ મસ્તક નામે છે

અર્ધી સદીભર હુન્નરખાનના કાવ્યે ઉછરતી ગુર્જ-પ્રજાને પછી ઘડી શિલાછાપમા એ કાવ્યની બે હજાર નકલો પ્રથમ છપાવી હતી તે તરત ખપી ગઇ પછી રૂ ૨૦૦ કવીશ્વરને આપીને સરકારે એ કાવ્યહક્ક ખરીદ્યો, અને ૧૯મી સદીની આખર પર્યંત પાચ દાયકા સૂધી એ ન્હાનકડું મહાકાવ્ય શાળાઓમા સરકારે ભણાવ્યું છપો બધ કરી ત્ય્હારે કાવ્યહક્ક પાછો કવીશ્વરને સરકારે સોપ્યો ને કવીશ્વરે સોસાયટીને સોપ્યો દલપતરામે, સરકારે, ને સોસાયટીએ હુન્નરખાનની ચાળીશેક આવૃત્તિઓ ને દોઢેક લાખ નકલો છપાવી છે કેટલાક ગુર્જરગ્રન્થોની એટલી નકલો થઇ છે? હુન્નરખાનના અસાધારણુ લોકોત્તર વિજયનું કારણુ સ્પષ્ટ જ છે દલપતરામનો સૂરતને જ એ

સન્દેશ ન હતો, કે એક તિથિનો જ એ સન્દેશ ન હતો. સમસ્ત ગુર્જરપ્રજાને એ દલપતસન્દેશ હતો; વલ્લભીપુર ભરૂચ ખંભાત સૂરત—એ જગતવિખ્યાત બંદરવાસિની ને સાગરખેડતી ગુર્જરમહાપ્રજાને સર્વકાળનો એ રચનાત્મક દલપતસન્દેશ હતો. માત્ર યુગબોલ નહિ; દલપતરામનો એ સનાતન શબ્દ હતો.

સ્વદેશીનો પ્રજામન્ત્ર ભારતવર્ષને પૂનાના સાર્વજનિક કાકાએ આપ્યાનું કહેવાય છે. સાર્વજનિક કાકાની પૂર્વે પાએક સદી પહેલાં ગુર્જર કવીશ્વરે સ્વદેશીનો મન્ત્રોચ્ચાર સૂરત શહેરમાં ઉચ્ચાર્યો હતો.

સૂરતનો પ્રાચીન ને અર્વાચીન કવિતઇતિહાસ કંઇક અજાણ છે. સૂરતનો કવિ તે નર્મદ; ને સૂરત એટલે નર્મદનગરી. પણ નર્મદનું પ્રથમ કાવ્ય સૂરતખોળે નથી પ્રગટ્યું કે નર્મદનો પ્રધાન કવિતપ્રવાહ સૂરતભૂમિમાંથી નથી વહ્યો. છતાં એ રસિક નગરીનો કવિતઈતિહાસ, આજ કે અગાઉ, કવિસૂનો કે કવિતાસૂનો નથી રહ્યો. જૂના કાળમાં વડોદરેથી નન્દરબાર જતાંઆવતાં મહાકવિ પ્રેમાનન્દ નિજ કવિતારસથી સૂરતને તરબોળ કરતા. અર્વાચીન યુગનું સ્હવાર પડતાં જ, ૧૮૫૧માં, ઇતિહાસ ને નવલરામ કહે છે કે નવકવિતાનો રસાસ્વાદ સૂરતને દલપતરામ લગાડતા હતા. છેલ્લાં ૪૫ વર્ષમાં ખંડકાવ્યો આપણે ત્યહાં સોએક લખાયાં હશે. પણ કલાપીનાં નરસિંહરાવનાં ને અન્ય કવિઓનાં ગુર્જરખંડકાવ્યોનુ આદર્શરૂપ અને આદિ ખંડકાવ્ય તે તો કાન્તનું વસન્તવિજય. અર્ધી સદીભરનું આપણું એ અનુપમ ખંડકાવ્ય.

ઇસ્વી ૧૮૮૯માં અલ્પકાળ મણિશંકર સૂરત હાઇસ્કુલમાં શિક્ષક હતા ત્હારે વસન્તવિજય એમણે સૂરતમાં લખ્યુ હતું. અને એ પછી ત્રેવીશેક વર્ષે, ૧૯૧૨માં, ન્હાનાલાલે તાપીને આરે અઠવા લાઇન્સમાં *નિજ જયા–જયન્તનું નાટક* લખ્યું એ તો ઇતિહાસજાણીતી સાહિત્યવાર્તા છે. અને એ જ સાલમાં સરસ્વતીચન્દ્રનું નાટક પણ સૂરતમાં જ પહેલવહેલું ભજવાયુ હતું. સાગરતીરે કે નર્મટેકરી ઉપર નર્મકવિતાનો પ્રધાનભાગ મુંબઈમાં રચાયેલો છે. નર્મકવિતા મ્હોટે ભાગે મુંબઈની; પણ દલપતની હુન્નરખાનની ચ્હડાઇ, કાન્તનું વસન્તવિજય, ન્હાનલનું જયા—જયન્ત, અને સરસ્વતીચંદ્રનુ નાટ્યદર્શન સૂરતમાંનાંઃ એમ ગુજરાતનો અર્વાચીન સાહિત્યઈતિહાસ કહે છે. જૂના ને આજના કાળમાં રસરસિયેણુ સૂરતનગરી પરગામીઓનાં પનોતાં પગલે કવિતાસૂની નથી રહી. સૂરતનાં એ બડભાગ.

નવયુગનું પ્રથમ સ્વતંત્ર ગુજરાતી ગદ્યલેખન તે અમદાવાદમાં અને નવયુગનું પ્રથમ ગુજરાતી કાવ્ય તે સૂરતમાં જન્મ્યાં એ ઇતિહાસ ઉભય નગરોએ વિચારવા જેવા છે. ભગવાન કહે છે કે प्रकृति यांति भूतानि. ઇતિહાસ પણ મહાવ્યક્તિઓ ને મહાપ્રજાઓનો પ્રકૃતિવિકાસ જ છે.

ત્હારે સૂરતમા એક પરહેજગાર મંડળી હતી. (પરહેજગાર મડળી એટલે કેદીઓની મંડળી નહી, પણ મદ્યપાનનિષેધક મંડળી.) એક પાદરી એ મંડળીના મન્ત્રી હતા, મહીપતરામ એ મંડળીના ઉપમન્ત્રી હતા. મહીપતરામ ત્હારે મિશન હાઈસ્કુલમાં ઉપલ્યા પોરણમાં ભણતા. દિહાના મેદાનમાં પરહેજગાર મંડળીની સભાઓ મળતી.

મંડળીના આમન્ત્રણે દલપતરામ એ સભાઓમાં જતા; અને જ્યહારે જ્યહારે જતા ત્યહારે ત્યહારે કેફનિષેધની એક ગરબી કે લાવણી રચીને લઇ જતા; સભાને સંભળાવતા. પાદરીના આગ્રહથી પછી એ છૂટક કાવ્યોનો સંગ્રહ થયો ને કેફનિષેધ ગરબાવળીના નામથી છપાયો.

એક વેળા પરહેજગાર મંડળીના પ્રમુખે ને મંત્રીજીએ દલપતરામને કહ્યું કે એડ્રુસ લાયબ્રેરીમાં હુન્નરખાનનું કવિતામય ભાષણ આપ્યું એવું એક કવિતભાષણ આ સભામાં આપો. એ વિનતિ સ્વીકારીને

જાદવ જાત્રાએ ગયા પવિત્ર સ્થાન પ્રભાસ;
કેફ કરીને પરસપર નિર્મુળ કીધો નાશ.

જાદવકુળના નાશનો શ્રીમદ્ ભાગવતમાંનો એ પૌરાણિક પ્રસંગ લઇને જાદવાસ્થળી નામનું મદ્યપાનનિષેધનું કાવ્યભાષણ દલપતરામે સૂરતમાં તાપી ઓવારે કીધું.

ઓગણિસેં ને સાતની ત્રીજ તિથિ, ગુરુવાર,
સૂરતમાં શ્રાવણ વદે કરિ કવિતા સુખકાર.

આવતું વાદળ દલપતરામે દીઠું કે મદ્યપાન દેશમાં વધશે, અવરોધવું જોઇએ. ૧૮૫૧માં ગવાયેલી જાદવસ્થળીમાંના મદ્યપાનનિષેધના દલપતસન્દેશના પડઘા ૧૯૩૦માં ગુજરાતે પડતા ગુર્જરપ્રજાએ સાંભળ્યા છે? દલપતરામનાં કાવ્ય ભાષણો ભવિષ્યવાંચતી દીર્ઘ દૃષ્ટિનાં, પ્રજાવાત્સલ્યનાં, ને ચિરસ્થાયી લોકસન્દેશનાં હતા. દલપતરામ કાળના બોલ બોલતા.

એવામાં સૂરતમાં એક નવી ઝુંબેશ જાગી. અને એ ઝુંબેશે ફારબસદલપતની લોકપ્રીતિને આકરી કસોટીમાં

તાવી. એ લોકકસોટીમાંથી મિત્રોની એ જુગલજોડલી નિજ પ્રજાપ્રતિષ્ઠાને ઔર ઓજસ્વિની કરીને પાર ઉતરી.

એ અરસામાં ૧૮૫૦નો શહેરસુધરાઈનો કાયદો સરકારે સૂરતને લાગુ પાડયો; ને શહેર ફરતાં જકાતના નાકાં બેસાડયાં. એક તો નવાબી રાજધોરણમાંની જકાત રીતિથી લોક કંટાળેલાં હતાં, અને બીજું ઈંગ્રેજી રાજ્યમાં એ ન્હોતું ત્હેને સુખ માનતાં. આવેલું સુખ જતું જોઈ અને ગઇ પીડાઓને આવતી પેખીને લોક વિરોધે ચ્હડ્યું. સૂરતમાં હ્હાય લાગે છે કે રેલ આવે છે ત્યહારે જાણે શહેરમાં વાવાઝોડું વાયા જેવું થાય છે; લોકચળવળે એમ સૂરતમાં વાવાઝોડાનું રૂપ લે છે. ગુજરાતમાંનો આ પ્રથમ રાજકીય વિરોધ. સરકારને લાગ્યું કે હુલ્લડ થશે; એટલે લોકપ્રીતિપાત્ર ફારબસને શહેરસુધરાઇના અમલદાર નીમ્યો. ફારબસની રાજનીતિ સદા હતી સત્ય ને સુજનતાની. ન્હોતાં એમાં શબ્દજાળ કે ન્હોતી પડદા પાછળની રમતો. અતડા ન પડવું, લોકપ્રવાહમાં ભળીને પ્રવાહદિશા વાળવી એ દલપતનય એ જ ફારબસનય હતો. ફારબસે દલપતરામને ને દુર્ગારામને બોલાવ્યા, કાયદાની કલમો ને હેતુઓ સ્હમજાવ્યાં, અને લોકસમુદાયને સ્હમજાવવાનું એ લોકધુરન્ધરોને સોંપ્યું. કવીશ્વર ને મહેતાજી શહેરમાં શેરીએ શેરીએ ફર્યાં, ભાષણો કીધાં, લોકમતને વાળ્યો, કાયદો કબૂલાવરાવ્યો. ફારબસ પણ એ ભાષણપ્રસંગોએ વેળાએ વેળાએ જતા; અને પાર્લમેન્ટપદ્ધતિના એ સાચા સપૂત પાર્લમેન્ટપદ્ધતિએ સૂરતને ઉદ્બોધતા કે પ્રજા મંજુર કરશે તો જ કાયદો અમલમાં મૂકાશે. લોક બોલતા કે

આ સાહેબ તો કોઇ અપર છે. મુંબઇ સરકારે ફારબસનો જાહેર ઉપકાર માન્યો. કવીશ્વરની ને મહેતાજીની લોકસેવા સફળ થઇ. પછી તો અનેક પ્રસંગોએ સૂરતની શેરીએ શેરીએ ભાવણુમાળાઓ ગોઠવાઇ છે. પણ સૂરતને ચકલે ચકલે ને શેરીએ શેરીએ ભાવણુમાળાની અગ્નિ છાંટતી ફૂવારાધારાઓ વર્ષાવનાર મેહુલા તે દુર્ગારામ ને દલપતરામ.

સારૂં સૂરત પછી તો સાહેબના કવિને પિછાનતું થયું. દલપતરામ માર્ગે જતાઆવતા હોય ત્હારે સૂરતની જનતા—નર્મદ સુદ્ધાં યે—કંઇક અવનવા આશ્ચર્યભાવે દલપતરામને આઘેથી નિહાળી રહેતી; જાણે નવસન્દેશ વાહક સરસ્વતીનો સપૂત કો સૂરતની શેરીઓમાં ચાલ્યો જતો હોય ને ! કેળવાયેલા અગ્રેસરોમાં જ નહિ, સામાન્ય જનતામાં યે દલપતરામ ત્હારે સૂરતમાં જાણીતા હતા ને સન્માનાતા. દલપતરામ વિદ્વદ્વિખ્યાત હતા તે એમ લોકવિખ્યાત થયા.

એક વેળા ફારબસને દલપતરામ ભણાવતા હતા ત્હાં મિજલસમાં પધારવાનું સૂરતના નવાબી કુટુંબનું ઇજન આવ્યું. દલપતરામને પણ આમન્ત્રણ દીધું. ઇજનકાર ગયા પછી ફારબસે દલપતરામને કહ્યું કે નવાબ સાહેબને મહેલે આપણે હારે જશું. ગંગાજળનિર્મળ શુદ્ધચરિત સ્વામીપન્થી દલપતરામે ના પાડી, ત્હારે સાહેબે કારણ પૂછ્યું. દલપતરામે કહ્યું ત્હાં તો રામજણીઓના નાચ હોય; હું રામજણીઓના નાચ જોવાને જતો નથી. એ પરથી રામજણી તે કોણ એ પ્રશ્ન ઉઠ્યો, ને દલપતરામે એ

વ્યાખ્યાનરસ, અણીની વેળાએ નગરસેવાઃ એ સહુમાં અગ્રેસર થઇ દલપતરામ સૂરતપ્રિય થઇ પડ્યા હતા. સહેલાણીપણું એ સૂરતનો ઉપરનો સ્વાંગ છે, રસિકતા ને ભાવાર્દ્રતા એ સૂરતના આન્તર્ભાવ છે. ગુણુઓશિંગણુ સૂરત દલપતરામની નગરસેવાઓ વીસર્યું નહિ. દેવપૂજા તો બધે થાય છે, પણ કથાવાર્તા ને ભજનકીર્તન સંભળાવતા રંક તપોધન દેવપૂજારીનાં પણ અર્ચનવન્દન ભાવઉભરાતા ભાવિકો કરે છે; તેમ ફારબસનો ગુણભંડાર પ્રીછતું સૂરત ફારબસના કવીશ્વરનો પણ ગુણભંડાર પ્રીછતું હતું. એંડ્રુસ લાયબ્રેરીના ગુણજ્ઞ સભાસદો, સ્નેહપ્રેરાયેલો અમલદારવર્ગ, અને સૂરતનગરીના મહાજનમંડળે, ત્રિગુણ સમી એ ત્રિવિધ જનતાએ એકત્ર મળી પછી દલપતરામને વિદાયગિરિનું માનપત્ર સમર્પ્યું. એ માનપત્ર ત્હારે સૂરતસમાચારમાં છપાયું હતું. ૧૯મી ઓગસ્ટ–શ્રાવણ વદ સપ્તમી ને મંગળવાર હતો. સાગરતીરે ને તાપીતીરે ભીમપોરના ને કંતારેશ્વરના મેળાઓની રમઝટ બોલતી હતી. સૂરતી ગૈલિયાંઓ શરતો દોડતા હતા, અને એ રસિક નગરીનાં રસરસિયાંઓ આનન્દ ને પૂજનની લહેરે ચ્હડ્યાં હતાં, ત્હારે સૂરતના સાહિત્યરસિકોએ દલપતરામનું બહુમાન કરી જયોચ્ચાર ઉચ્ચાર્યો. પૂર્વકાળમાં પ્રેમાનન્દનો ને વર્તમાનકાળમાં દલપતરામનો કાવ્યસત્કાર તે સૂરતના સાહિત્યઇતિહાસમાં સોનાના અક્ષરો છે.

કાવ્યરસિયણ સૂરત નગરીને દલપતરામ ઓળખાવીને ફારબસ ઘોઘે થઈને અમદાવાદ ગયા; અને મૂળીમાને પ્રસૂતિઅવસર હતો એટલે દલપતરામ સૂરતમાં રહ્યા.

ભાદ્રપદની શુક્લ પંચમીએ દલપતરામની દ્વિતીય પુત્રી હરિબાનો સૂરતખોળે જન્મ થયો. દલપતરામની કુટુંબવેલ પાંગરતી હતી.

એવામાં ફારબસની દિલમ્હોટપનો ઓર એક પ્રસંગ બન્યો. સૂરતમાં પાછળ રહેલા દલપતરામને પોતાનો પંદરસોકનો સરસામાન વેચવા માટે ફારબસે સુપ્રત કર્યો હતો. ત્હેમાંથી હજારેકનો સામાન સૂરતના જૂના નવાબી ખાનદાનના એક નબીરાએ ગપ્યો, ને એ વાત દલપતરામે સાહેબને લખી જણાવી. ફારબસે ઉત્તર પાઠવ્યો કે એ તો કરજવાન છે, એકકે રૂપિયો વસૂલ આવવાની આશા મા ગણશો. અને થયું પણ એમ જ. પછી દલપતરામે ઘણા ધક્કા ખાધા; પણ રૂપિયા કે સામાન હાથ લાગ્યા નહિ. આખરે દલપતરામે ફરિયાદ માંડવાની સાહેબની રજા મંગાવી, ત્હારે અમીરી દિલના ફારબસે ના પાડી ને રૂપિયા જતા કીધા. વંશપરંપરાની કુળખાનદાની ઉમદા છે; પણ સ્વયંસ્થાપિતવેલી ગુણખાનદાની એથી યે ઉમદા છે.

અમૃતપાનનો કોઇને ધરવ થયો છે ? તેમ કવિતરસિયા કોઇને કાવ્યામૃતની યે સ્તૃપ્તિ થઈ છે ? માનપત્રસમારંભના અવસરે સૂરતના સાહિત્ય-સિકોએ કવીશ્વરને વિનતિ કરી કે જતા જતા વળી એક કાવ્યવ્યાખ્યાન સંભળાવતા જાઓ. દલપતરામના કાવ્યભાષણનો સૂરતને રસચટકો લાગ્યો હતો; અને પોતાના સન્માનસમારંભને પ્રસંગે દલપતરામે સૂરતની મહાજનમંડળીની વિનતિ સન્માની. પછી ભાદ્રપદની પૂર્ણિમા હતી, ફારબસસ્થાપી એન્ડ્રુસ લાયબ્રેરી હતી. દલપતરામે નિજ નવરચ્યો સંપ-

લક્ષ્મીસંવાદ સૂરતના મહાજનમંડળને ગાઈ સંભળાવ્યો. ૧૮૫૧ના સપટેમ્બર માસમાં સૂરતના નગરચોકમાં દલપતરામે દેશહાકલ પાડી કે

દેશમાં સંપ કરો, સંપ કરો.

આજે ૧૯૩૪માં સમસ્ત ભારતવર્ષમાં એ દલપત સન્દેશના પડઘા નથી સંભળાતા કે સંપ કરો, સંપ કરો? દલપતદીધા પ્રજાસન્દેશ ક્ષણિક નથી, સંસારસૂત્રો છે; ઇતિહાસદષ્ટિના ને ચિરસ્થાયી છે.

આભમાંના ઓળા તો આઘે હતા. પણ કેમ જાણે એ આઘેના પડછાયાઓની અક્ષરમાળ ઉકેલીને દલપતરામ બોલ્યા ન હોય! પોતાના જ જીવનનો પરમ કલહ એક સૂરતી નરવીર સાથે ખેલાવાનો હતો એ ભવિષ્ય વાંચીને, કે સંસારસુધારાનો પ્રથમ રણસંગ્રામ સેતાનફળિયામાં રોપાવાનો હતો એ હજી પડદા પાછળના પડછાયા પેખીને, કે લોકમહાસભાના ભાગલા તાપીતીરે પડવાના છે એ આગમઆંકડા પ્રીછીને કેમ જાણે દલપતરામે સંપના સન્દેશનું એ વિદાયવેણ સૂરતમાં ઉચ્ચાર્યું ન હોય!

દેશભક્તિની પ્રથમ કાવ્યઝડીઓ દલપત કવિએ સૂરતમાં એમ ૧૮૫૧માં વરસાવી.

સ્વદેશવાત્સલ્યથી નીતરતા દલપતરામ સ્વદેશવાત્સલ્યના સનાતન પ્રજાસન્દેશ સૂરતમા ત્હારે ઉચ્ચરતા હતા. કવીશ્વરની કવિતાના એ 'દિવ્ય દર્શન' હતા. સ્વદેશવાત્સલ્યનો નવો કાવ્યરસ દલપતરામે સરજ્યો. હુન્નરખાનની ચ્હડાઇ, જાદવાસ્થળી, ને સંપલક્ષ્મીસંવાદ રચીને

ગુર્જરકવિતાનો દલપતરામે સં. ૧૯૦૭માં દિશાપલટો કીધો, ગુર્જરકવિતાદેવીને વિહરવાનાં નવાં આભ ઉઘાડ્યાં.

સં. ૧૯૦૭ની દીવાળી દલપતરામે સૂરતમાં કીધી હતી; અને સં. ૧૯૦૮ના બેસતા વર્ષની સ્હવારે સૂરતમાં દલપતરામને નિજ પ્રભુના પાઘનાં પ્રત્યક્ષ દર્શન થયાં.

સ્વામી નારાયણનો ઉદારભાવી સંપ્રદાય ઉચ્ચરે છે કે સદ્ધર્મ માત્ર હિન્દુઓને જ કાજે નથી, ઇસ્લામી પારસી–સૌને કાજે છે. સ્વામીસંપ્રદાયમાં કાઠી છે, ધારાળા છે, ખોજાઓ છે, પારસી છે. ગુર્જરદેશે વિચરતા વિચરતા શ્રીજી મહારાજ સૂરતમાં પધાર્યા હતા ત્હારે સૂરતના કોટવાળ અરદેશરજી હતા. એ અરદેશર ! ત્હારો તે ડંકો રે સૂરત શહેરમાં–એ લોકગીતથી લોકપ્રસિદ્ધ છે એ જ એ અરદેશર કોટવાળ. અરદેશરજીને શ્રીજી પ્રત્યે ભક્તિભાવ થયો હતો અને શ્રીજીને અરદેશરજી પ્રત્યે અનુગ્રહભાવ થયો હતો. પછી એક પ્રસંગે શ્રીજી પરમ પ્રસન્ન થયા ત્હારે અરદેશરજીને પોતાનો પાઘ શ્રીજીએ બક્ષ્યો. પાઘનું દાન એટલે માથાનું દાન. પછી પ્રતિ બેસતે વર્ષે અરદેશરજી શ્રીજીના હરિભક્તોને ઘેર ન્હોતરતા, ને પાઘનાં દર્શન કરાવતા. કાર્તકી પ્રતિપદા એટલે અરદેશર કોટવાળની વાડીએ શ્રીજીના પાઘદર્શનનો મહોત્સવ. એ પ્રસંગોએ સ્વયં અરદેશરજી પાઘની પૂજા કરતા, આરતી ઉતારતા, ધૂપદીપ ધરતા, દંડવત કરતા. એમ એ પારસી સજ્જન હિન્દુ અવતારીના પાઘને વર્ષોવર્ષ પૂજતા. આપણા સંસારે ધર્મમતાન્તરની સહિષ્ણુતા ત્હારે કદાચ અધિકી

હતી. એ ઇતિહાસવિરલ ધર્મસમારંભમાં શ્રીજીના પાઘનાં દર્શને સં. ૧૯૦૮ની પ્રતિપદાએ અરદેશર કોટવાળની વાડીએ દલપતરામ ગયા હતા. ધર્મીને ધર્મી મળ્યા, અને ત્ય્હાં અરદેશરજીને બિરદાવતો સવૈયો કવીશ્વરે કહ્યો.

निज भ्रातकु पूजन पावरियां दिय मेमकि ज्यात जने जगियां,
हनुमन्तकु तेलकटोरि दिनी जच सीयकि मूघ लिनी वगियां;
महेता नरसिंहकु हार दिया लगनी हरिसें जच ही लगियांः
अरदेशरकु, दलपत्त कहे, परमेश्वर रीझि दिनी पगियां.

પછી કારતક માસમાં સાહેબસવારી ફરતી ફરતી ઘોઘે આવી. ફારબસે દલપતરામને લખ્યું કે ત્હમે પણ ઘોઘે આવજો. ઉત્તરમાં દલપતરામે ઘોઘે જવાનાં તિથિવાર સાહેબને જણાવ્યાં. સૂરતથી સહકુટુંબ આગબોટમાં બેસી, તાપી માતાને હૈયે તરતા તરતા, ખંભાતના અખાતનાં પૂર ઓળગીને, દલપતરામ ઘોઘે આવ્યા. એ પ્રસંગની ફારબસદાખવી સુજનતા પોતાના વીસ રૂપિયાના નોકર-છાજતી ન હતી, પણ નિજ ગુરુ અને ગુજરાતના કવીશ્વરને છાજતી હતી. ગુજરાતના બ્રાહ્મણત્વને બ્રિટિશર ત્ય્હારે ઘોઘાબ્હારે સન્માનતો હતો. બ્રાહ્મણને ને બ્રિટિશરને ઉભયને એ પ્રસંગ શોભાસ્પદ છે. ૧૮૬૬માં લખાયેલા દલપતશબ્દો જ એ ઘોઘાબ્હારાનો સૌજન્યપ્રસંગ વર્ણવે એ યથાયોગ્ય છે. 'હું ઘોઘે ગયો. વહાણ બંદર ઉપર પહોંચ્યું ત્યાં મારા મિત્ર તે સાહેબ મારા સારૂ આવીને બંદર ઉપર ઉભા હતા. વહાણમાં ઉભા રહીને મેં તેને સલામ કરી, અને તેણે મને સલામ કરી. તે વખતે એવો

તેનો પ્યાર જોઇને આનન્દની કમકમાટી મને આવી હતી" પરસ્પર કુશળતા પૂછી મિત્રો મળ્યા

સુદામાઓને સન્માનવાને શ્રી કૃષ્ણો સ્હામા ધાય એના ભારતવાસીઓને આશ્ચર્ય નથી આર્યાવર્તની ઇતિહાસપ્રસિદ્ધ એ સુજનના ફારબસ ત્‍હારે દલપત પ્રત્યે દાખવતો હતો, ને સાગરખોળે સાગરલહરો શું થનગનતુ દલપતહૈયુ તે ઝીલતું હતું.

પછી પન્દરેક વર્ષો વીત્યે એ સ્નેહદ્રવતા સજ્જનમિત્રને કાજે દેશ ને કાળ સાભળે એમ દલપતરામે પોકાર્યું છે કે

> વ્હાલા ! ત્‍હારા વેણુ સ્વપ્નામા પણ સાભરે,
> નેહ ભરેલા નેણ ફરી ન દીઠા, ફારબસ !

સુજનતા એ સિંહનું લક્ષણ છે, વાઘનુ લક્ષણ નથી.

## પ્રકરણ ૪ થું, દેશભરમાં સ્હવારનાં ચોઘડિયાં

કવિતાવેલી, વીર ! ગૂમ થાત ગુજરાતથી;
નિર્મળ છાંટી નીર ફેલાવી ત્હેં, ફારબસ !

અમદાવાદને ને સૂરતને દલપતરામ ઓળખાવી ફારબસ હ્વે ગુજરાતને દલપતરામ ઓળખાવવાને નીસર્યો. હવે દલપતરામને વર્ષાસનો મળ્યાં ને રાજમહેમાનીના રાજલેખો મળ્યા. કવીશ્વરની કવિતા રાજસન્માનાતી થઈ.

ઘોઘેથી સાહેબ ને સાહેબના કવિ ભાવનગર આવ્યા.

ભાવનગર મહારાજની સ્થિતિ એ વેળા રાજદુ:ખિ-ઓની હતી, વિટમ્બણા વેઠન્તી હતી. મહારાજને કાંઈ સ્વતન્ત્ર અધિકાર રહ્યો ન હતો. ત્હારે ભાવનગરનું રાજ્ય ન હતું, તાલુકો હતો; અમદાવાદના કલેક્ટર નીચે રાજા એક બિનઅખ્તિયારી તાલુકદાર જેવા હતા. વાર્ષિક પેશ-કશી અસલ ૧૧૫૦૦ની હતી તે વધતી વધતી ૫૨૦૦૦ થઇ હતી. એક રાજઅમીનને ફોજદારી સત્તા સોંપાઈ હતી, પણ તેટલી યે હકુમત જીલ્લા મેજીસ્ટ્રેટની નીચે ભોગવવાની હતી. ઘોઘા પરગણામાંનાં ૭૬ ગામ, ધધૂકાનાં ૩૧, ને રાણપુરનાં ૯—એમ ૧૧૬ ગામ ઉપરથી ભાવનગર મહારાજની દીવાનીફોજદારી ગઇ હતી. તળ ભાવનગરમાં સરકારી અમલ હતો. રાજસત્તા ગયે ઘોઘાધંધૂકાના ગામોના ખેડૂત માથા-ફરેલ થયેથી વસુલાત ઉઘરાવવી વિકટ પડતી. ત્રાંબાનાણું પાડવાની ટંકશાળ પૂર્વે ભાવનગરમાં હતી તે વજેસંગ મહારાજે બન્ધ પાડી હતી. સાયરવેરો વધ્યો હતો. મીઠાનો કર ૧૮૪૪માં બમણો થયો હતો. દીવાનીફોજદારી કેસોમાં

મહારાજ ખુદને જીલ્લાની કોરટોમાં હાજર રહેવું પડતું. રાજવંશની પ્રતિષ્ઠાહાનિના પણ પ્રસંગો ઉદ્‌ભવતા. સરકારી કચેરીમંડળમાં ભાવનગરના મહારાજ નહિ, ભાવનગરનો ગરાશિયો બોલાતું. રાજદુઃખિયા વજેસંગ મહારાજને દિલમાં અહોરાત્ર ભાલા ડંખતા.

૧૮૧૩થી ૧૮૬૬ સૂધી, ૫૩ વર્ષ, રાજવંશે એ વિટમ્બણાઓ વેઠી. એનાં કારણમાં ગોવધ હતો. અગણો-તરા કાળમાં કેટલાએક મારવાડી મઉ ભાવનગર આવ્યા. એ દુકાળિયાંઓએ રાજ્યહદમાં ગોવધ કીધો. વસ્તીમાં હાહાકાર થયો, બજારમાં અરેરાટી વછૂટી, મહાજને હડતાલ પાડી. હિન્દુશાસ્ત્રમાં ગોહત્યા ને બ્રહ્મહત્યા મહાપાતક કહ્યાં છે. સાચા ક્ષત્રિયને ગોવધ એટલે માતૃવધ.' વખતસિંહ મહારાજે એ ગોઝારાઓને દેહાન્તદંડ દીધો. હિન્દુઓની ધર્મલાગણીના અજ્ઞાનીઓનાં પછી બાણ વછૂટયાં. ધોધા પરગણું ત્હારે ખેડાના કલેકટરની હકુમતમાં હતું, ને ત્હેમણે ભાવનગર વિરૂદ્ધ રિપોર્ટ કર્યો. ઈંગ્રેજ સરકાર સાથે ભાવ-નગર સદા મૈત્રીભાવે વર્તતું આવ્યું છે. ૧૭૭૨માં રાયોબા દાદાને પીરમના ટાપૂમાં ભાવનગરની મહેમાનીએ મુંબઈ સરકારે રાખ્યા હતા ત્હારથી ચાલ્યો આવતો પરસ્પરનો મૈત્રીસંબંધ સરકાર વીસરી ગઈ. કાયદો કર્યો, ૧૬૬ ગામ ઉપરથી ભાવનગર મહારાજનો રાજ્યાધિકાર રદ કીધો, સ્વહસ્તક લીધો. મહારાજ વખતસિંહજી, મહારાજ વિજય-સિંહજી, મહારાજ અખેરાજજી, ને મહારાજ જસવન્ત-સિંહજી–એમ ચાર પેઢી એ પરિસ્થિતિ પ્રવર્તી. અઢાર વર્ષના અખંડ ને એકનિષ્ઠ મહાપ્રયાસે ગગા ઓઝાએ અન્તે

સ્થિતિપલટો આણ્યો, મૃતપ્રાય થયેલો રાજ્યાધિકાર સજીવન કીધો, ૧૧૬ ગામ જાણે પાછાં જીતી ઘેર લાવ્યા, ભાવનગરના ગરાશિયાની ભાવનગરના મહારાજપદે પાછી પ્રતિષ્ઠા કીધી, ભાવનગર રાજ્ય જાણે પુનઃ સંસ્થાપ્યું. ફારબસ સંગાથે દલપતરામ ભાવનગર ગયા ત્ય્હારે રાજવંશની અવદશા એવી હતી. ગગા ઓઝાએ મુત્સદ્દીગિરિની રાજરમત તરતની જ માંડી હતી. કારભારી સન્તોકરામ દેસાઇ ને રાજકવિ પાતાભાઇ ગઢવી વજેસંગ મહારાજના ત્ય્હારે ભારખમા મોભી રાજસ્તંભો હતા.

ફારબસનો ઉતારો પાનવાડીને બંગલે હતો, દલપતરામને માટે વાડીમાંની વૃક્ષછાયામાં તંબૂ નંખાયો હતો. વડવા ને રૂવાપરી, ખાડી ને રાજમહેલ–જે જે લોકપ્રસિદ્ધ સ્થળો સાહેબ જોવાને જતા ત્ય્હાં ત્ય્હાં દલપતરામને સાથે રાખતા, કે પૂર્વના ઇતિહાસ કહે ને કાળજ્હેણુને ઓળખાવે. બાગની ઘટાકુંજમાં ભાવનગરી પ્રજાની જાહેરસભા ન્હોતરી, સાહેબ ખુદ સભાપતિ થયા, દલપતરામ કને કવિતવ્યાખ્યાન કરાવ્યુ. ભાવનગર શહેરમાં નવયુગનું એ પ્રથમ વ્યાખ્યાન. સુધારાની વેલીઓ વાવી, બ્રિટિશ સુજનતાની છાયા ઢાળી, હિન્દબ્રીટનની પ્રજામૈત્રી ફારબસ મ્હોરાવતો ને પમરાવતો; ને કવિતાઝારીથી રસધારાઓ છાંટીને દલપતરામ એ સુધારાની વેલીઓને પાણી પાતા. મોતીબાગનો રાજમહેલ ત્ય્હારે બુધવારિયો બંગલો કહેવાતો, બુધવારે બુધવારે મહારાજ વજેસંગ ત્ય્હાં દરબાર ભરતા. એ બુધવારિયે બંગલે દલપતરામને વજેસંગ મહારાજનો મેળાપ થયો. ભાવનગર રાજકુળ સાથે દલપતકુળને ત્ય્હારે

રાજસંબંધ બંધાયો. એ રાજકુળ ને કવિકુળનો ઇતિહાસ-યોગ આજ આઠ દાયકે તો અખંડજ્યોત છે.

બુધવારિયા બંગલે સભા ભરી હતી ત્‍હાં રાજદુઃખિયા મહારાજ વજેસંગને સાહેબ મળવાને ગયા, સંગાથે સાહેબના કવિ પણ હતા. વિવેકવાર્તા થઇ રહ્યે એક પિસ્તોલ, જોટાળી એક બન્દુક, અને નવયુગની અન્ય યાન્ત્રિક નવાઇઓ મહારાજે સાહેબને દાખવી. પછી એક ન્હાની પેટી સાહેબના હાથમાં આપી. કૂંચી ફેરવીને સાહેબે પેટી ઉઘાડી કે પેટીમાંથી પાંખો ફડફડાવતી ચકલી નીકળી. પાંખો ફડફડાવતી જાય ને ચકલી ચીં ચીં કરતી જાય. વિલાયતી હુન્નરકળાની એ બધી કરામત હતી; પણ કેમ જાણે સંજ્ઞાભાવે ફારબસને મહારાજ કહેતા ન હોય કે 'કળ ફેરવો, ને રાજપેટીનું તાળું ઉઘાડો;' એવો કાંઇક ગૂઢારથ ભાસતો. મર્મજ્ઞ ફારબસે કવિને પૂછ્યુંઃ કવેશર! ચકલી શું બોલે છે તે સ્હમજો છો? સાચા કવિવરો વિશ્વ ભેદો વાચે છે, જડના બોલ ઝીલે છે, અગમ્યના અર્થ ઉકેલે છે, અદ્દશ્યના આંકડા ઓળખે છે. ફારબસપ્રશ્ને કવિકલ્પના સતેજ થઈ. ભરદરબારમાં કવિઉત્તર સદા હાજરજવાબીનો જ હોય દલપતરામે કહ્યુઃ હા, સાહેબ! સ્હમજું છું.

સાહેબઃ સહુને કહો ત્‍હારે.

દલપતરામ: ભોજ રાજાએ કાલિદાસને અર્થ પૂછ્યો હતો કે

रणं ठठंठं ठठठं ठठंठं.

એ જડરણુકાનો ગૂઢાર્થ કવિએ ત્હારે ભાખ્યો હતો. ચકલી બોલે છે પંખીભાષામાં. એ પંખીબોલ સ્હમજાતો નથી કોઇથી. પણ પંખીબોલનો માનવીબોલમાં તરજૂમો કરી, ફ્રરમાશ હોય તો, સંભળાવું.

સાહેબ : સભાને સંભળાવો.

ફારબસે જાણ્યું કે વીજળી ઝબકશે. દલપતરામનો કવિતતરંગ જાગ્યો હતો, કલ્પના ઝબકી ઉઠી હતી. શરને સપાટે દિલમાં દૂહો પ્રગટ્યો, ને રાજસભાને કહ્યો.

दिन धनाढ्य, रु शुष्क निस्तेजक सुउद्योत;
विजयसिंहदरबारमें जड पुनि चेतन होत.

વીજળીની વેલને ઝબકતી જૂવે એમ સભા તો સાંભળી જ રહી. દોહાનો કવિએ અર્થવિસ્તાર ભાખ્યો કે દીન–રંક હોય તે તાલેવન્ત થાય, સૂકું ને નિસ્તેજ હોય તે સુતેજસ્વી બને, અને વજેસંગ મહારાજના દરબારમાં આવે તે જડ પણ ચેતનવન્તું થાય.

ગગા ઓઝા, પ્રભાશંકર પટ્ટણી અને અન્ય અનેકનાં જીવનવ્રતોએ પછી તો એ દલપતરામના કાવ્યબોલની સાક્ષીઓ પૂરી છે; પણ ત્હારે તો રાજકવિ પાતોભાઈ પ્રથમ હરખ્યા ને નેણાંમાં નૂર ઝળક્યું. પછી સન્તોકરામ દેસાઇના સુપુત્ર છગનલાલભાઈ કવિવચનથી ને કવિત-પ્રસાદથી પ્રસન્ન થયા. નિજ કવિનો કાવ્યઉમંગ નિરખી ફારબસને યે ઉરે ઉમંગ ન્હહ્યો રહસ્યજાણણહારા વજેસંગ મહારાજ કાવ્યાનન્દથી પોરહ પામી જીવનદુઃખ ઘડીક વીસરી ગયા. રાજદરબારમાં કવિતાનો પરિમળ પમરી રહ્યો.

પછી સાહેબ જવાને ઉઠ્યા ત્ય્હારે મહારાજે દેસાઈજીને કહ્યુ કે દલપતરામને જવા દેશો મા, રોકજો વિવેકસાગર વજેસંગ મહારાજ દોઢી સૂધી ફારબસને વળાવવાને ગયા, ત્ય્હાં સાહેબને કહ્યું કવિને રોકયા છે પછી દરબારમાં પાછા પધાર્યે લાબો હાથ કરીને રાજરીતે મહારાજ દલપતરામને ભાવનીતરતા મળ્યા, ને સન્મુખે સમીપમાં બેસાર્યા. વળી કવિતતરંગ કવીશ્વરને ઉગી આવ્યો, સરસ્વતી પ્રગટી, ને ભાવના બાહુમિલનને અવસરે દૂહાની ઝપટજ્યોત ફેંકી.

जस पाओ, जीयो बहु वजेसग महाराज;
कविसन्माना कर करन तम सम नहि कोउ आज.

કવિને સન્માનવાને લાબો હાથ કરનાર તમ સમોવડ આજ કોઇ નથી. એમ બિરદાવી પ્રસન્ન થયેલા કવીશ્વરે આશીર્વાદ ઉચ્ચાર્યો ત્ય્હારે તો वजेसग महाराज એ શબ્દો અત્યુક્તિના હતા પણ પુણ્યપ્રકોપના કવિશાપ કે પૂર્ણ પ્રસન્ન હૈયાના કવિવરદાન અફળ થયાનું ઇતિહાસે ભાખ્યું છે ? એ દલપતબોલ પછી કાળવિધીએ સાચો પાડ્યો છે, ને વજેસંગ મહારાજનો રાજવંશ આજ સાથે જ ને મહારાજવંશ છે. વજેસંગ મહારાજને એ દલપતઆશીર્વાદ સર્વાંગે ફળ્યો છે. દલપતકવિતાથી ને દલપતઇતિહાસથી જસ પામીને મહારાજ વજેસંગજી દલપતકાવ્યના અંગરૂપે દલપતકવિતા જેટલુ આયુષ્ય પામ્યા છે.

વૃદ્ધ, કાળછાયાએ જોયેલા મહારાજે વાત ઉપાડી. ' કવીશ્વર ! ત્હમે તો સ્હમજો છો માનવી માત્રને મનોરથ

હોય કે મૂવા પછી મ્હને કોક સંભારે. એ કારણે કોઇ નવાણુ ગળાવે, કોઇ મન્દિર બન્ધાવે. દસરાએ દસરાએ દસ-દસ હજાર ખરચું છું; મેવાડમારવાડથી કંકોત્રીઓ લખી કવિઓને તેડાવું છું. મનની મુરાદ મણાવે એવો કો હજી મળ્યો નહિ. મ્હારે મુરાદ છે કે લાખેક ખરચીને પ્રવીણસાગર કે પૃથુરાજરાસા જેવડો ગ્રન્થ રચાવવો. મ્હને ઉગે છે કે ત્હમે મ્હારા ભાવ પૂરશો ત્હમે અંહી દરબારમાં રહો.' મહારાજના આર્જવવેણને કવિથી નાકારો ન દેવાયો, અને સાચો વિનયઉત્તર ભાખ્યો કે 'વઢવાણથી તેડાવી સાહેબે મ્હને પાસે રાખ્યો છે. હું સાહેબનો છું. સાહેબ કનેથી આપ સુખેથી માગી લ્યો. સાહેબ આપશે તો હું આપનો છું.' પછી સ્વારી ઉપડવા પૂર્વે સાહેબને મળવાને મહારાજ પાનવાડીએ પધાર્યા ને પાતાભાઇને આસેક માટે સાહેબે માગી લીધા, ત્હારે ફારબસ કને મહારાજે વાત મૂકીઃ આપની પાસે પણ એક ચીજ છે, મ્હારે તે જોઇએ છીએ. સાહેબે કહ્યુંઃ કહો, કઇ? ખુશીથી આપીશ. મહારાજ બોલ્યાઃ લાબા કાળનો અણપૂર્યો મ્હારે અભિલાષ છે કે રાસા સમો કાવ્યગ્રન્થ રચાવવો. આપની પાસે કવીશ્વર છે તે મ્હને આપો. ફારબસે કહ્યુંઃ ખુશીથી લેજો. હાલમાં મ્હેં રાસમાળાની સામગ્રી સંગ્રહવા ને ભણવા માંડી છે, ને એ માટે દલપતરામને તેડાવી રાખ્યા છે. ગઢવીને યે તે માટે તેડું છું. પાચેક વર્ષે ગ્રન્થ પૂરો થશે, બેએક બાકી છે. પછી એ ગ્રન્થ લખવાછપાવવાને ત્રણ વર્ષની રજાએ હું વિલાયત જનાર છું. ત્હારે કવેશરને આપને સોપતો જઇશ. વળતે દિવસે કવીશ્વરને દરબારમા તેડાવી

મહારાજે કહ્યુંઃ કવીશ્વર ! સાહેબ બોલ્યા તે સાંભળ્યુંને ? પણ ગુણવન્તાના ઘરાક ઘણા.' માટે બન્ધાતા જાવ કે ભાવનગરની ગાદીના ત્‍હમે આજથી કવિ. એમ કહી મહારાજે કવીશ્વરને શાલપાઘનો સિરપાવ દીધો, સો રૂપિયા રોકડા આપ્યા, બસ્સો રૂપિયાના વર્ષાસનનો રાજલેખ દીધો, માફાછત્રીની ડમણી ને ઘૂઘરમાળ ઘમઘમતા ધોરીની જોડ બક્ષી, ને રાજપરવાનો નિવાજ્યો કે ભાવનગરની રાજહદમાં કવિ વિશ્રામવાસો રહે ત્‍હાં ત્‍હાંના ગામપટેલે કવીશ્વરને પાકાં સીધા ને ધોરીને ઘાસદાણો રાજમહેમાનીની રીતે દેવો.

સૌરાષ્ટ્રી નાગર ગમે ત્‍હેવો ત્‍હો યે વિવેકસાગર છે. ભાવનગરમાં નાગરકારભાર રહ્યો ત્‍હાં સૂધી દલપતકુળનો રાજવશ શુ સંબંધ પ્રફુલ્લિત રહ્યો હતો. સરઅવસરે રાજ્ય કવિને સંભારીને ન્હોલરતું, દલપતપુત્રોને રાજસેવામાં લીધા હતા, જૂનવટને જાણતા ને જાળવતા. રાજદુ ખિયા વજેસંગ મહારાજદીધું વર્ષાસન આજ પોણો સૈકો વીતી ગયે યે દલપતકુળને મળે છે. પછી અમ્નોરાશાહી કારભારમાં જૂનવટનાં જતન ઓસરી ગયાં; કવિકુળની રાજકુળ શુ ઘરવટ ને રાજવટ પછી ભૂલાઇ રાજસેવાના દરવાજા ભીડાયા, સરઅવસરનાં રાજઆમન્ત્રણો આળસ્યાં,—એ તો હોય, બને. પણ પછી ચાળીસ વર્ષના રાજસબંધી એ મોરબીવતનીએ એંશી વર્ષના રાજબંધી દલપતપૌત્રને પરગામી ઉચ્ચાર્યો હતો ! એ અધિકારમદનો બોલ હતો, ઇતિહાસબોલ ન હતો.

મહારાજના રાજકવિ પાતાભાઇને સાહેબે સ્વારીમાં સાથે લીધા. અને બીજા એક ચારણ કવિરાજને પાઘશેલાનો સિરપાવ આપી સાહેબસ્વારી ભાવનગરથી ઉપડી કારણસ

કવિતરસિયો હતો, એના સંઘમાં કવિઓ સંચરતા. ઘેલા-કાળુભારની ખાડી ઓળંગી; ધુંધલીમલ્લ ને થાપનાથના ડુંગર ચ્હડી, ચમારડી થઇ ખંભાતના અખાતને કાંઠે કાંઠે વલ્લભીપુર ગયા. ધુંધલીમલ્લના ડુંગર શિખરેથી ત્હારે દીઠેલો દેશવિસ્તાર ને કુદરતવૈભવ છબિ પેઠે ફારબસને હૃદયે છપાયો, અને ઉપડતી જ રાસમાળામાં અક્ષરમૂર્તિરૂપે ઉતર્યો. ફારબસવતન આબર્ડીન સમીપની ડી અને ડોનના જેવો પખતી નદીઓનો મુખસંગમ, જળભરી ખાડી ને ત્હેની પેલી પાર પડેલો ખંભાતનો અખાત, પાછળની થાપનાથની સેજળ લીલી વાડીઓ, દૂર દક્ષિણે શિહોરની ડુંગરમાળ, અને એથી યે આઘે, આભલા શો ઉભેલો, સિદ્ધાચળનો પુણ્યપાવન પહાડ, ફરતાં વેરાયેલાં પુરાણી વલ્લભીનગરીનાં ખડેરો, અને એ સૌમાં કાળની કણીઓ સમી વિખરાઈ પડેલી અબોલબોલતી ઇતિહાસકથનીઓઃ એ ઇતિહાસરંગીલી સુષ્ટિલીલા નિહાળીને ગ્રીસની દક્ષિણે એટીકાના ડુંગર ઉપરથી દીઠેલી, ભૂમધ્યસાગરના કાંઠાની એ જગતપ્રસિદ્ધ સ્પાર્ટાની ઇતિહાસભૂમિ ફારબસને સાભરી આવી.

પ્રાચીન વલ્લભીપુરીમા ફારબસે ગુજરાતના પ્રાચીન લોકરિવાજો અવલોકયા. ઠાકોર સાહેબે કોળીવાડામાં બેઠક કરાવી, મડમ સાહેબ સાથે સાહેબ ત્હાં પધાર્યા, ફૂદડી ફરી બાઇઓએ રાસડા લીધા, ખજૂરની લહાણી થઈ. પછી ડાકલાં વગડાવ્યા, ભૂવા ધૂણાવ્યા. ઠાકોર સાહેબના વૃદ્ધ કાકી હતા, ત્હેમની પાસે જૂના તામ્રપટ હતા, કોઇને જોવાને યે ધીરતા નહિ અમદાવાદના નગરશેઠના આડ-તિયાને જમાન આપી સાહેબે તે જોયા. મહીનોક સ્વારીમાં

સંગાથે રાખીને જૂનવટના જાણુહારા ભાવનગરના રાજકવિ પાતાભાઈ ગઢવીને સિરપાવ દઈ વિદાય આપી સાહેબસવારી સૌરાષ્ટ્રની એ પ્રાચીન રાજધાનીમાંથી ઉપડી. વળેથી ભીમનાથ ગયા, ને વળી પાછો પેલો ઘઉંના ઝવારાભારે ડોલતો ભાલપટ દીઠો. ત્ય્હાંથી ફારબસ અમદાવાદ ગયા. અને 'ઘણા માસથી વઢવાણ નથી ગયો તે વઢવાણ થઇને આવીશ' કહી, પગપાળા ઉછીતા આના લઈ, વઢવાણમાંથી ચાલી નીકળ્યા હતા તે દલપતરામ ભાવનગર મહારાજદીધી માફાડમણીમાં બેસી, છોગાળા ચોધરીના પીત્તળપટ્ટી ચમકતા પરોણલે ધોરીની ઘૂઘરમાળ ઘમકાવતા ઘમકાવતા, વતનમાં ગયા. દલપતરામને વતન વ્હાલું હતું.

જન્મોત્રી સાચી પડી ને વઢવાણે જાણ્યું કે દલપત કુળદીપક નીવડયો.

વઢવાણમાં શ્રીમાળીની નાતને ને મહાજનને ત્ય્હારે ઝઘડો ચાલતો હતો. નાથો વ્હોરો નગરશેઠ હતા. એક વાણિયાએ ખાંડના ચૂરમાનું કારજ કીધું; એટલે શ્રીમાળીઓ કહે કે ખાંડ વાવરી માટે ગોરનો જમણહક્ક. નગરશેઠની મહાજનહાટે બે દિવસ બ્રાહ્મણો લાંઘવા બેઠા. વઢવાણનું મહાજન હૈયાનફટ જરા વધારે છે. ત્રીજી તથે ત્રાગાની તૈયારીઓ થઈ. ન્હાઈ, ધોઈ, ધોળાં ધોતિયાં પહેરી, હાથમાં લટકતી માળાઓ લઈ, વૃદ્ધ ડોશીઓ બજાર વચ્ચે આવી બેઠી. વૃદ્ધાઓ ઉચ્ચરતી કે અમને ગળે ટૂંપો દ્યો, અમારાં માથાં કાપો. કપાળમાં કંકુની પીયળો કરી, કોરી ચુંદડીઓ ઓઢાડી, શણગારી, પાંચસાત કુંવારિકાઓને પણ

એડે પધરાવી હતી. ઘણુ માગે મહેમાન આવેલા કવીશ્વરની મ્હોટી પુત્રી રાયકુંવરને પણ એ કુમારિકામંડળમાં સજાવી શણગારી બેસાડી હતી. બ્રાહ્મણો બોલતા કે એક ટંકના જમણની નહિ, કુંબેશ ગોરહકકની છે. બાળાઓને બરફી ખવરાવી, ચાંદ્લા કીધા, અક્ષતે વધાવી. એમ ભરણજારે ત્રાગાની તૈયારીઓ થઇ. બપ્પોરા પછી બજારચોકમાં બ્રાહ્મણોના હાથમાં તરવારો ઝબકી, 'જય અંબે!' ને 'જય રણછોડ!' ના પોકાર પડ્યા. ચકમકતી જોગમાયાનાં વજ્રપાનાની ચમક દીઠે વાણિયા ચમકયા. પછી નગરશેઠ નમ્યા, સારા માણસોએ વચ્ચે પડી ગોરયજમાનનું સમાધાન કરાવ્યું. ત્રાગાંનો, અમોરનો, સૂંકણું ઘાલવાનો—સુધરેલી ભાષામાં સત્યાગ્રહનો ચાલ એ યુગમાં આઝેરોઠ હતો. વઢવાણમાંના, સીયામાંના, હળવદમાંના બ્રાહ્મણચારણનાં એવાં દૃષ્ટાન્તો ઘણાં બનતાં. વઢવાણના બ્રાહ્મણો યે, શું શ્રીમાળી કે શુ ઉદિચ્ચ, અડધાપડધા દ્રોણવર્ણા છે.

વઢવાણમાં એકદા દલપતરામ ઠાકોર સાહેબ રાયસિંહજીને મળવા ગયા. દરબારની ખીજી દોઢીનો સ્હામે ચોપાટ હતી, ને ત્ય્હાં દરબારીઓ બેઠા હતા. સ્હાંજનું ટાણું હતું. મુજરો કરવાને વારાંગનાઓ આવી, એટલે દલપતરામ ઉઠી જતા હતા ત્ય્હાં ઠાકોર સાહેબે સમ દઈ રોકી રાખ્યા. નૃત્યગીત થઇ રહ્યે કવિએ કવિતા સંભળાવી. પછી દરબાર શ્રી બોલ્યા કે આ નાયકાનું વર્ણન કરો. દરબારીઓએ હસતાં હસતાં ટાપસી પૂરી કે ઠાકોર સાહેબનો બોલ ઠેલાય નહિ. સરળસ્વભાવી દલપતરામને ધર્મસંકટ આવી પડયું, પણ પ્રભુ વ્હારે ધાયો. એવામાં પગ–

માંનાં ઝાંઝર ઝમકારતી દરબારી ગાયો ચરીને ધણમાંથી પાછી વળતી હતી. કલ્પના જાગી ગઇ, અને દ્વીઅર્થી કવિતા દલપતરામે કહી:

> પગમાં ઝાંઝર ઝણુઝણે, ટક ટક જોતી જાય,
> પાછળ કાળા કેશ છે, દેખો ગોરી ગાય.

> કાળા લાંબા કેશવાળી, અંગે તો રૂપાળી ભાળી,
> ઝાંઝરના ઝમકાળી, વડી વખણાય છે;
> ઠમક ઠમક ચાલ ચાલતી અચળતાથી,
> સમીપ સકળ જન સામું જોતી જાય છે;
> પતિવ્રતા નહિ, પણ પ્રજા તો પ્રસવે પોતે,
> સ્વરોદય વાળી જાતે સુંદરી જણાય છે;
> દાખે દલપતરામ, દેખો, દુનિયાના લોક!
> રાજદ્વાર મંહી ગોરી ગુણવન્તી ગાય છે.

ડાહ્યા વેદિયાના ઓરડાઓને એ સાલમાં દલપતરામે ચોડીઓ ચણાવી, ને દલપતરામ મેડિયુંવાળા થયા. પોતાના ને દિનકરભાઇના ઓરડામા ભાઇસ્નેહાળ દલપતરામે એ પ્રસંગે ભેદભાવ ન્હોતો માન્યો; પોતાની મેડી કરી ત્હેવી જ ભાઇને મેડી માંડી આપી. વઢવાણની વસ્તીએ જાણ્યું કે દલપત કરમી નીવડ્યો, ડાહ્યા વેદિયાને સપૂત સાંપડ્યો. જેને અસન્તોષે ડાહ્યાભાઇએ સંન્યાસ લીધો હતો એ દલપતને ડાહ્યાભાઇનો કુળઉજાળણહારો વતનલોક કહેતા થયા.

પછી અમદાવાદ આવી ફારબસ સાથે દલપતરામ વીરમગામ ગયા. ત્હાં મીનળદેવીનું મુનસર-મીનલસર જોયું, રાજારજવાડાના જમાન પડતા બ્હારોટવંશની હવેલી

જોઈ, હરપાળદેની ગાથા સાંભળી. ધોળકા ધંધૂકા ભાવનગર ઘોઘા પાલીતાણા–ગામેગામ સાહેબ ફરતા ત્હાં ત્હાં લોકસભા ભરતા, ને વિદ્યાવૃદ્ધિ પ્રજાકેળવણી હુન્નરઉદ્યોગ કળાકૌશલ્ય પુસ્તકશાળાના નવસુધારાનાં ભાષણો દલપતરામ કને લોકભાષામાં કરાવતા. મહીકાંઠે ગયા ત્હારે પણ સાદરા અમનગર ઈડર કટોસણ દાતામાં કવીશ્વરે ભાષણો કીધાં હતાં. દલપતરામ સમસ્ત ગુજરાતને બેસતા યુગના યુગબોલ સંભળાવતા. વીરમગામમાં પણ મામલતદારની કચેરીમાં ગામસભા ભરી હતી. શિરસ્તા પ્રમાણે સાહેબ સભાપતિ હતા. સૂરતની પરહેજગાર મંડળી કાજે રચેલી કેફગરબાવળી દલપતરામે ગાઇ સંભળાવી. ભાષણ થઈ રહ્યે બ્રાહ્મણોએ તકરાર જગાડી કે ભાંગ તો શિવની બુટ્ટી છે. એમને તો પેલા વાળી વાત થઈ કે 'કોણ કહે છે કે રાપીનો ઘા ?' જાણે ઠપકો દેતા હોય એમ સહુ સાંભળતાં સાહેબે દલપતરામને કહ્યુ કે 'ભાંગ ગાંજો અફીણ દારૂની નિન્દા ત્હમે કરી તે અમને તો ગમી, પણ આ ત્હમારા જાતભાઇઓને નથી ગમી' કેફીને કેફની નિન્દા ગમે એ તો એના ભાગ્યોદયની ઘડી.

વીરમદેવના ગામથી ફારબસમંડળ પાટડી બજાણા લખતર થઇને વઢવાણ ગયુ. ભોગાવાતીરે સતીના જયસ્તંભ સમું ઉભેલુ રાણકદેવડીનું દહેર, શહેર વચ્ચેની મહાવીર સ્વામીની ન્હાનકડી અંજનશલાકા, વાઘેશ્વરીનું મન્દિર, માધવ પ્રધાનબન્ધાવી માધાવાવ, દરબારગઢની ગગનગોરમ્ભતી અટારીઓ ફારબસે ત્હાં જોઈ. ઇતિહાસ ને કવિતાના નિજ ગુરુનું જન્મઘર જોયુ. ફરી–ફરીને

ચોમેર દલપતરામે નિજ વતન સાહેબને દાખવ્યું. શિષ્યભાવે ફારબસ વર્ધમાનનગરીનો ઇતિહાસ પીતો હતો. 'અહીં પાંચ સૈકા પૂર્વે મેરુતુંગાચાર્યે પ્રબન્ધચિન્તામણિનો ઇતિહાસગ્રન્થ રચ્યો હતો;' 'અંહી લાલચન્દજી ગોરજી રહેતા, જેમના ગ્રન્થભંડારમાંથી ગ્રન્થપ્રતો ઉતારી ઉતારીને હું ભણ્યો.' 'આ ખાખીનો ટેકરો.' 'આ લાખુવાવ, આ ધર્મતળાવ, આ નારદવાવ.' 'આ ગંગાવાવ, જ્યહાં નિત્ય અમે ન્હાવાને આવતા, ધૂબકા ખાતા.' લાંબા થોભિયાવાળા, માથે મ્હોટો તરફાળ બાંધેલા, લેટમાં કટારીની પાંખડીથી શોભન્તા રાજકવિ દેશળ ગઢવી સાહેબને મળ્યા. ગઢવીએ રત્નમાળનો ગ્રન્થ દાખવ્યો, કહ્યું કે નકલ ઉતરાવી મોકલાવીશ. એ દેશળ ગઢવીએ રાજકોટમાં ગવર્નરદરબારમાં સર અરસ્કિન તથા રાજમંડળને રીઝવ્યું હતું. સ્વારીમુકામ દસબારેક દિવસ વઢવાણમાં રહ્યો. દલપતરામને ઘેર દરબારમાંથી સીધાં આવતાં. બાળાપણમાં માના ખોળાની પેઠે ખૂંદેલી વતનની ઇતિહાસભોમકા નિજ ગુણગ્રાહક ને ગુણગૌરવી શિષ્યવરને દાખવતાં દલપતહૈયું ગજ ગજ ઉછળતું.

ફારબસને થયું કે દલપતરામ ઇતિહાસનગરીમાંથી આવેલા છે.

વઢવાણમાં રહ્યા એટલામાં પ્રેમાનન્દ મામાની સલાહ લઇ દલપતરામે પુત્રી રાયકુંવરનું ધ્રાંગધ્રે સગપણ કીધું. ધ્રાંગધ્રામાં ઓઆકુટુંબ ત્યહારે ઓજસ્વી હતું, રાજસાહેબનો નગરચોક ઉજમાળો કરતું, ગરાશિયાઓના નાણાંભંડારરૂપ હતું. એ ઓજસ્વી બ્રહ્મકુળના શ્રીમાન જગન્નાથ વરતાને તેડાવી ત્હેમના જ્યેષ્ઠ પુત્ર ચતુર્ભુજને રાયબાનું વાગ્દાન દીધું. દલપતરામે નિજ સંસારવેલીઓ ગૂંથવા માંડી.

દેશળજી ગઢવીને સિરપાવ કરી ફારબસમંડળ લીમડી ને ધંધૂકે થઈ ઘોઘે ને પાલીતાણે ગયું.

વઢવાણથી ચાલ્યા ત્હારે દરબારશ્રીએ દલપતરામને સેલું પાઘ ને રોકડનો સિરપાવ દીધો; અને સં. ૧૯૦૮ ના ચૈત્ર શુદ ત્રીજની તિથિનો, ભાવનગરના સમો, રાજ-હદમાં રાજમહેમાનીનો રાજપરવાનો કરી આપ્યો.

પન્થે વલ્લભીપુરમાં દરબારશ્રીએ પણ સં. ૧૯૦૮ ની ચૈત્ર વદ પંચમી ને શુક્રવારની મિતિનો એવો રાજમહે-માનીનો રાજલેખ કવીશ્વરને કરી દીધો હતો. પાંચેક વર્ષ ઉપર દલપતરામ દરબારોની દેઢીએ માંડમાંડ ઉભતા તે હવે ભરદરબારમાં સન્માનાતા થયા.

એવામાં ચૈત્ર શુદ ૬ ને ગુરૂવારે રાજદુઃખિયા વજે-સંગ મહારાજે સ્વર્ગવાસ કીધો. કારજ ચૈત્ર વદ ૨ સોમવારે હતું. વજેસંગ મહારાજના પૌત્ર મહારાજ અખેરાજજીએ કારજની કંકોત્રી લખી કવીશ્વરને તેડાવ્યાથી દલપતરામ ભાવનગર ગયા. पिता वै पुत्र. એ શ્રુતિવચનાનુસાર દલપત-રામે મહારાજ અખેરાજજીને આશ્વાસનદૂહો કહીને ત્હારે બિરદાવ્યા કે

स्वर्गनिवासी नहि भये विजयसिंह महाराज;

मानहु जोवनवय वनी प्रगट विराजत आज.

લાખ ખરચી પૃથુરાજરાસા સમોવડ ગ્રન્થ રચાવવાનો ભાવ હતો, એટલે વજેસંગ મહારાજની પાછળ એક લાખ રૂપિયા ધર્માદા કઢાયા, તે એવા નિર્ણયથી કે એના વ્યાજ-માંથી દેવસ્થાનો બન્ધાવવાં ને કવિપંડિતબ્રાહ્મણને વર્ષાસનો આપવાં. વજેસંગ મહારાજના એ ધર્માન્તરમાંથી મહારાજ-સ્થાપ્યા કવીશ્વરને મહારાજના વર્ષાસનલેખને અનુમોદતો

વંશપરંપરાનો વર્ષાસનલેખ વૈશાખી અમાવાસ્યાએ મહારાજ અખેરાજજીએ કરી પછી મોકલાવ્યો. વિજયસિંહજીનો સ્વર્ગવાસ નામના વિરહગ્રન્થના પણ બસ્સો રૂપિયા બક્ષિસ આપ્યાં હતા.

થોડાક જ વર્ષો ઉપર પગપાળા દેશ ખૂંદતા તે દલપતરામ હવે રાજસન્માનાતા ને ભાવનગર મહારાજદીધી આફ્રાડમણીમાં બેસી કાઠિયાવાડમાં ઘૂમતા હતા. દલપત-કવિતાના મીઠડા રણકા જેવો દલપતપીરીની ઘૂઘરમાળનો રણકો સાહેબને, રાજવીઓને, ને લોકને મનગમતો લાગતો. દુનિયાંએ દીઠું કે દલપત વેદિયા મટી કવીશ્વર દલપતરામ હવે થયા.

ગુજરાતમાં ગામેગામ પ્રાતઃકાળનાં ચોઘડિયાં વગાડતા દલપતહૈયામાં ફારબસબોલનો એક અને અખંડ શબ્દટંકાર ગાજતો કે 'જો તમે તમારા દેશનું ભલું ચહાતા હો, તો દેશી લોકોથી અતડા પડશો નહિ. મીઠાશ ભરેલાં વચનોથી જેવી અસર થશે એવી કડવાં વેણથી નહિ થાય' ઘણા શિષ્યવરો ગુરુઓને ભણાવે છે, અને સદ્ગુરુઓ ભણાવતાં ભણાવતાં ભણે છે. ફારબસને ભણાવતાં ભણાવતાં ફારબસ કનેથી દલપતરામ એવું એવું ભણતા હતા. સ્વદેશીઓના મંડળમાં દલપતરામ મધ્યબિન્દુએ રહેતા, અને કોયલ જેવા અમૃતમીઠા શબ્દ સદા બોલતા.

દરમિયાન દલપતરામની સાહિત્યપ્રવૃત્તિઓ અખંડ-પ્રવાહિની હતી.

સં. ૧૯૦૭ ના શ્રાવણ શુદ ૧૦ મે—દલપતરામ સૂરતમાં હતા ત્હારે જ સોસાયટીની જાહેરખબર ફારબસ-

સ્થાપ્યા અમદાવાદના ‘ વરતમાંન ’ પત્રમાં છપાઇ હતી કે નિરનિગળી નાતો વિશે સર્વોત્તમ નિબન્ધલેખકને ગોગ્રાયટી દોઢસો રૂપિયા ઇનામ આપશે. ડિસેમ્બર આખર સુધીની એ સાહિત્યસ્પર્ધાની મુદત ઠરાવી હતી. દલપતરામે જ્ઞાતિ-નિબન્ધ લખી મોકલ્યો, અને ’૫૨માં એ સાહિત્યસ્પર્ધા જીત્યા. દલપતરામનો એ બીજો સાહિત્યવિજય. કવીશ્વરને સરસ્વતી વિજયમાળાઓએ વધાવ્યે જતી હતી.

જ્ઞાતિનિબન્ધમાં શાસ્ત્રીય ને ઐતિહાસિક વિવેચના છે. ગ્રન્થના ચાર ખંડ છે. પ્રથમ ખંડમા જ્ઞાત્યુત્પત્તિની, બીજા ખંડમાં જ્ઞાતિભેદોની, ત્રીજા ખંડમાં જ્ઞાત્યાચારની, ને ચોથા ખંડમાં જ્ઞાતેલાભાલાભની વિચારણા છે. चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः એ શ્રીમદ્ ભગવદ્ગીતાભાખ્યા ભગવાનવચનથી ગ્રન્થારંભ થાય છે. ગ્રન્થસમાપ્તિના શ્લોક-યુગ્મકમા નિજને ‘ શ્રુતિમાર્ગગામી ’ ભાખતા દલપતરામના આજે ય વાચીને આશ્ચર્ય થાય એવા ઉદાર ભાવો એ ગ્રન્થમા છે. પ્રસ્તાવનામા દલપતરામ લખે છે કે ‘ કચ્છ દેશ તથા ગુજરાત ( તે દ્વારકાથી સૂરત સૂધી તથા મુબાઇ સૂધીનો દેશ ) સારી પેઠે મે જોયો છે. ’ ‘ ઘણુ કરીને અસલ હિંદુ શાસ્ત્રથી વિરૂદ્ધ વાતો નહિ લખું. ’ ત્રીશેક વર્ષો પછી જગતસફરી મિસિસ બેસન્ટ ને એમનુ બ્રહ્મવિદ્યા-મંડળ વારવાર કહેતા તે વિશ્વસત્યો એ નિબન્ધમા દલ-પતરામે ઉચ્ચાર્યાં છે કે ‘ હિન્દુસ્તાનમા જ નહિ, પણ આખી દુનિયામા પરમેશ્વરે એ ચાર જાતિના માણસો ઉપજાવ્યા હોય એમ જણાય છે, ’ ‘ ચાર પ્રકારના કર્મ ઉપજાવ્યા છે, તેમાથી જે જે કર્મને જે કોઇ માણસ અંગિકાર કરે તેને તેવું વિશેષણ તેના નામમા આપવુ. ’ દલપતરામ

કહે છે કે શાસ્ત્રભાખ્યો વર્ણ એટલે ગુણકર્મવાચક વિશેષણ. પેટાજ્ઞાતિઓની ઉત્પત્તિઓની કારણમાલમા વતન કુલીનતા અકુલીનતા ને ક્લેશકુસપના ભૌગોલિક ને ઐતિહાસિક કારણો પ્રધાન ગણાવ્યા છે અને ઉમેરે છે કે 'ઘણાએક ફાયદા નાતો બાધવાથી છે, અને ઘણા ફાયદા સારૂ જ નાતો બધાઇ હોય એમ જણાય છે.' 'અસલનો નાતનો કાયદો એવો જણાય છે કે કોઇ એક માણસને એક નાતમા રહેવાની મરજી ન હોય તો બીજી નાતમા ભળે' 'ક્ષત્રીયનુ પાણી પીવાથી બ્રાહ્મણને નાત બહાર મૂકાય છે એવો ચાલ અસલ ન હતો'

જ્ઞાતિઓ એટલે ન્હાનકડા માનવદુર્ગો મધ્યયુગમા દુર્ગોએ કીધુ તે ત્ય્હારે જ્ઞાતિઓએ કીધુ ઇતિહાસનો બોલ એવો છે

ઋષિવરની પેઠે મન્ત્રદ્રષ્ટા દલપતરામ સસારશાસ્ત્રના મન્ત્રો ઉચ્ચરતા હતા શાસ્ત્રીય વિચ ગણાએ, ઇતિહાસ-સશોધને, બુદ્ધિવાદના ઉભયપક્ષી સમગ્ર અવલોકને જ્ઞાતિ-સન્સ્થાની વિચારણામા એ નવયુગના ઋષિવરના આદિ મન્ત્રોચ્ચારથી આજ આપણા સસારવિચારકો કેટલેક આગળ વધ્યા છે? ભૂતને ને ભવિષ્યને દલપતરામ નિહાળતા હતા, ને વર્તમાનના માર્ગ દોરતા હતા

દલપતરામનો જ્ઞાતિનિબન્ધ નિબન્ધ નથી, ગ્રન્થ છે. રાસમાળાવાળા ફારબસ ને ગેઝેટિયરવાળા કેમ્પબેલ જ્ઞાતિનિબન્ધ ઉપર દિલસુગ્ધ હતા જ્ઞાતિનિબન્ધમાના સત્યો ફારબસે રાસમાળામા ગૂથ્યા છે, જ્ઞાતિનિબન્ધનું કેમ્પબેલે ઇંગ્રેજી ભાષાન્તર કીધુ છે ઇંગ્રેજી ભાષાન્તરનુ બહુમાન પામેલો એ દ્વિતીય દલપતગ્રન્થ

સૂરતમાં હતા ત્હારે દલપતરામે લક્ષ્મી નાટક લખ્યું હતું. લક્ષ્મીનાટક તે આપણા નવયુગનો પ્રથમ નાટ્યગ્રન્થ. સોસાયટીએ પચાસ રૂપિયા ઈનામ આપ્યું હતું. લક્ષ્મીનાટક એટલે સંસ્કૃતિઓના સંગમઘાટની દહેરી. લક્ષ્મીનાટકના રચનારાઓ હતા, પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓના સ્થંભ સમા, દલપત ને ફારબસ બન્ને. લક્ષ્મીનાટક એટલે લક્ષ્મીપૂજકોનું પ્રહસન. વિક્રમાદિત્યના જન્મ પહેલાં આશરે સ્હાડા ત્રણસો વર્ષ ઉપર એરિસ્ટોફેનિસ નામનો ગ્રીક નાટકકાર થઈ ગયો. એરિસ્ટોફેનિસે પ્લોટમ નામનું નાટક લખ્યું છે. પ્લોટસ એટલે ધનનો દેવ ફારબસ મૂળ નાટકની વસ્તુ-વાર્તા દલપતરામને કહેતા જાય, ને દલપતરામ એ ગ્રીક નાટકવસ્તુ ઉપરથી ગુજરાતી નાટક લખતા જાય. મિથ્યાભિમાન નાટક સમું લક્ષ્મીનાટકે દલપતહાસ્યકૃતિ છે. આ ગ્રન્થભાગના પ્રથમ પ્રકરણમાંની નાદરજીવાળી ટીખળ-વાર્તામાં દલપતહાસ્યરસ આપણે જોયો છે. દલપતહાસ્યરસનાં બે પ્રધાન લક્ષણો; એક તો દલપતહાસ્યરસ નિર્દોષ ને વણડંખીલો છે–જેનું પ્રહસન થતું હોય તે ય હારે હસતો જાય, અને બીજું, દલપતહાસ્યરસ ગભીરરસમાં પરિણમે છે, અને અન્તે પાત્રો પ્રત્યે તિરસ્કાર નહિ પણ અનુકમ્પા પ્રગટાવે છે. સમાળા વણઝેરીલા દલપતહાસ્યરસની ચર્ચા મિથ્યાભિમાની જીવરામ ભટ્ટની જીવનચર્ચા વેળાએ કરીશું. અહીં તો નાટકનો ઉદ્દેશભાખતા પ્રસ્તાવનામાંના દલપતબોલ ઉતારી વિરમીશું કે 'આ નાટક વાચીને સજ્જન લોકો સારાશ એટલો લેશે કે અન્યાયથી અધર્મથી તથા ચાડિયા-પણાથી ધન પેદા કરવું નહીં.'

હાવાદ જીલ્લામાં ઘૂમી એસતે ઉન્હાળે ફારબસ ને દલપતરામ સાબરનાં વાંધાંઓમાં સંચર્યા. દલપતજીવનભોમકામાં સાબરમતી સદા હૈયાની સેર સમી મધ્યદેશે વહી રહી છે.

મહીકાંઠે જપને દલપતરામે કમણી રાખી, અને ધીંગા દરબારી ઘોડીની જોડ વેચવાનું અજુગતું લાગ્યે ઘોડીને ને ઘોડી જેવા ચોધરીને ભાવનગર પાછા મોકલ્યા શોખે કે રોફે, અજુગતા કે અવિચારી ખરચે દલપતદિલમા કદી ચે ઘરવાસ કીધો નથી. જીવનભર દલપતરામ સાદાઇની મૂર્તિ હતા.

ભાવનગરથી ઇડર ને સૂરતથી દાંતા પર્યન્ત ગુજરાતભરમાં નવયુગના પ્રજાપુરોહિત દલપતરામ ઘૂમતા ને નવયુગનો સંન્દેશ દેવમન્દિરમધુરી કાવ્યઘંટડીઓને અમૃતબોલે સંભળાવતા. ગુજરાતને શહેરે ને ગામડે ભેસતા યુગનાં અજવાળા ત્યહારે દલપતરામ છાંટતા.

---

## પ્રકરણ ૫ મું, સાબરનાં વાંઘાંઓમાં

સુણ, સતી સાભ્રમતી! ધીરી કેમ ધારી ગતિ ?
વિરતિની મતિ કેમ રાખી મારી વીરી! તેં ?
કેમ થયું કૃશ અંગ ? કયાં ગયા તારા તરંગ ?
સંગ હતા દાદુર તે દૂર કયાં શી રીતે ?
બન્ને બાજુ ઓઢેલાં લીલાં રૂચિર ચીર હતાં,
ચિત્તમાં શી ચિન્તા ચઢી ચીર નાંખ્યાં ચીરી તેં ?
ઉદાસી દીસે છે આમ, દાખે દલપતરામ,
ફારબસ ગયો તેથી લીધી શું ફકીરી તેં ?

વિરહની વર્ષા ઉતર્યે દલપતરામે સાબરમતી નદીને એ કવિતપ્રશ્ન પૂછયો છે. ઇતિહાસ ઉચ્ચરે છે કે સાચે જ ને ફારબસને દલપતને ને સાબરમતીને કંઈક અલૌકિક સંબંધ હતો.

મથુરાનાં શહેરવાસીઓ કરતાં ગોકુળનાં ગોપગોપીઓને કૃષ્ણચન્દ્ર કેમ વધુ વ્હાલા હતા ? મહીકાંઠાના વન વગડા ડુંગરો ને ડુંગરાધિપતિઓ આજ એંશી વર્ષે યે દલપતફારબસને સ્નેહભીની આંખે સંભારે છે. વનવગડાનાં વ્હાલપ શહેરની શેરીઓનાથી અનોખાં છે.

મહીકાંઠા એજન્સીને મહીકાંઠા કહેવું કે સાબરકાંઠા કહેવું એમાં સરકારે હજી મૂંઝાય છે. મહીકાંઠામાં મહી નદી જ નથી. આજ સરકાર એને સાબરકાઠો કહે છે. મહીકાંઠાનું પાટનગર સાદરા સાબરકાઠે છે, એજન્સીબંગલો ઉંચી સાબરભેખડે છે, છજ્જે બેઠા એજન્ટ સદા અમદાવાદ જતી સાબરલહરીઓ ગણે છે. અહમદશાહબાંધ્યા કિલ્લાના

ખડેર સાબરવાઘાની ધારે છે, ને મહી એજન્સીની કચે-રીઓ બેસી તરવારધારીઓ ઉપર કલમથી રાજ કરે છે. પાચપાચ છછ ગાઉ ફરતા ચોમેર, પ્રાચીન ઇતિહાસ ઉચ્ચરતા, પેથાપુર માણસા વિજાપુર છે ખડાયતમહુડીને ઘાટે સાબરહાથમતીના જળસગમનો કમળવન ભરેલો ગામવિશાળો બોખનો પાતાળઘરો છે

૧૮૪૬ના નવેમ્બરમા ફારબસ અમદાવાદમા આવ્યા, અને ૧૮૫૪ના માર્ચ આખરે રાસમાળા લખવાને ત્રણ વર્ષની રજા ઉપર વિલાયત ગયા એમ સ્હાડા સાતેક વર્ષ ત્ય્હારે ફારબસ ગુર્જરવાડીઓમા રહ્યા અમદાવાદ આવ્યા પછી બરાબર જોડ વર્ષે, ૧૮૪૮ના નવેમ્બરમા દલપત-ફારબસનો ઇતિહાસયોગ થયો તે ફારબસ વિલાયત ગયા ને દલપતરામ સાદરે ગયા ત્ય્હા સૂધી સ્હાડા પાચેક વર્ષ અખડ રહ્યો ૧૮૪૩થી ૧૮૬૫ પર્યન્તના ૨૨ વર્ષના ભારતવાસમા એ પચવર્ષી તે ફારબસજીવનમન્દિરનુ શિખર એ પચવર્ષી તે ઇતિહાસસશોધનના, ગુજરાતયાત્રાના, નવ યુગના પગલાઓના, સુધારાની વેલીઓ વાવવાના કવિતા ભણવાના ને કવિતા માણવાના દલપતફારબસના વર્ષો જીવનભરમા દલપતફારબસને એ વર્ષો ફરી સાપડયા નથી પણ એ પચવર્ષીમા યે ૧૮૫૨ના એપ્રિલથી ૧૮૫૩ના જૂન સૂધીની મહીકાઠામાની ચૌદમાસી તે તો દલપતફારબસ ઉભયના જીવનમન્દિરને શિખરે વિરાજતો જાણે સુવર્ણ કળશ હતો આજથી ૭૦ વર્ષ પૂર્વે નિજની મીઠાશમ્હોટપ ને શબ્દસરળતાના અક્ષરવર્ણોથી એ સોનાકળશનુ ચિત્ર અણુ દલપતરામે ભાવનિર્ગળતુ ચીતરેલું છે તે આજે યે

દીપ્તિમન્ત છે. પ્રધાનતઃ આ પ્રકરણ ૧૮૬૫-૬૬ના બુદ્ધિપ્રકાશોમાંના દલપતબોલલખ્યું છે.

વન નદીઓ ડુંગર દેવસ્થાનો ને ઇતિહાસઅવશેષોથી ભરેલો મહીકાંઠા ગુર્જરદેશનો એક અનોખો પ્રાન્ત છે. રાજવંશીઓ એને ન્હાની મારવાડ કહે છે. પશ્ચિમે સાબર નદી ને દાંતાની ડુંગરમાળ; ઉત્તરે પાલપોશીનાપોળોના ડુંગ્ગ, ને મહાવિપદવેળાએ મહારાણા પ્રતાપનું વિશ્રામસ્થાન થઈ હતી એ પાનવરાની પર્વતનાળ; પૂર્વે ડુંગરપુરના ડુંગરા ને જળનાગિણી સમી મેશ્વો નદી; દક્ષિણે મોડાસ્રામાલપુરની ડુંગરરેખી ધારો ને મંહીની મહી નદી; એ મહીકાંઠાનો. ચોસરસીમાડો છે. વાત્રક, માજમ, મેશ્વો, શેઢી, ખારી, હાથમતી, સાબરમતીનાં પાણી ગુજરાતના એ સપ્તસિન્ધુને ફળદ્રુપ કરે છે. આરાસુરી અંબા ને સરસ્વતીનાં મૂળતીરના કોટેશ્વર, કુંભારિયા ને તારંગાનાં સદિઓજૂનાં જૈનમન્દિરો, માણેકનાથની ડુંગરગુફા, બ્રહ્માની ખેડ, સામળાજી, ઉત્કંઠેશ્વરનો ઉત્તુંગ ઘાટ, કુદરતી જળાધારી ધરતા ગુફાવાસી કેદારેશ્વર; એ દેવધામો ઐતિહાસિક ને રમણીય છે. સિદ્ધપુરપાટણ ભાગ્યે આવી વસેલો ત્ય્હાંનો બ્રહ્મસમાજ વિદ્યાવન્તો ને ક્ષત્રિયબિરદાળો છે. ડુંગરગૂંથણી ભેદી પૂર્વની પરવાડે જ્ય્હાં પાણી વહે છે ત્હેને પાણીબાર (સંસ્કૃત वारिमूलम्—કાશ્મીરી બારામુહાં) કહે છે, ને ત્ય્હાં ગુજરાતના પૂર્વનયન સમું વિશાળું પાણીબારનું સરોવર છે. મેવાડની પીઠે પંચકાંગરાળી ઢાલ બાંધી હોય એવા ઇડરિયા ગઢનાં ડુંગરશિખરો છે, જેણે મેવાડને પીઠનો ઘા વાગવા દીધો નથી. ખેતરે ખેતરે પર્ણકુટી બાંધી વેલા

વાવી વસતા સ્વતન્ત્રતાપ્રિય આર્યપ્રાચીન ભીલોના વાસ, વાંઘાઓમાં વસતા દીપડા જેવા ઠાકોરો, ડુંગરઘેરાવાની વચ્ચે ડુંગરી ઉપર રહેતી ખ્રીસ્તી પાદરણો, ગાયકવાડી સેનાપૂરને ઘડીક પાછાં વાળતો માજમકાંઠામાંનો આડકોટ સમો ઉભેલો નરકોટ ભાથીજી, સરસ્વતી ને બનાસની જળરેખાઓ અને સમીપમાની ડુંગરમાળની ભૂલભૂલામણીઓ; અને એ સૌને શિરે મેરરૂપે વિરાજતો, સીમાડાપરનો ને સીમાડા-પારનો, જટાજૂથ જોગન્દર સમો બેઠેલો, અર્બુદાચળઃ એ મહીકાંઠાના બ્રહ્માક્ષરો છે પાટણવાડાને ને મહીકાંઠાને આજનું ગુજરાત ખરે ભાવે હજી ઓળખતું નથી. એ ઇતિહાસખંડેરોમા દલપતફાર્બસની પેઠે પગે ચાલી ગુજરાત ઘૂમશે, કાળના આંકડા વાંચશે, પ્રાક્રમો પ્રીછશે, ને ઇતિ-હાસના ઘૂંટડા પીશે, ત્હારે સાચું નવગુજરાત જન્મશે. ગુજરાત બ્રાહ્મણદેશ છે, ક્ષત્રિયદેશ છે, વૈશ્યદેશ છે, સૂરતઅમદાવાદમુંબઈમાં પાટણના વૈશ્યવરોના આજ પડ-છાયાઓ છે, પણ ગુજરાતના બ્રાહ્મણક્ષત્રિયવરો સિદ્ધપુર-પાટણઇડરમાં વસતા. સિદ્ધરાજ વનરાજ બાપ્પા રાવળ ને ગુહાના નેહ ત્હાં હતા, ગુર્જરેશ્વરના રાજવંશની રાજગાદી સહસ્રલિંગની પાળે હતી, ગુર્જરમહાપ્રજાની શારદાપીઠ સરસ્વતીતીરે રૂદ્રમહાલયમાં હતી. ગુજરાતના ક્ષત્રિયરાજો પાટણમાં વસતા, બ્રાહ્મણવર્યો સિદ્ધપુરમાં રહેતા. સ્પાર્ટનોને ભૂલવતા શિશોદિયાવંશનું સિંહાસન ચિતોડગઢમાં હતું; પણ ચિતોડનાં થડ ઇડરગઢમાં હતાં; અને ઇડરનાં મૂળ દાતાના ડુંગરોમાં છે

મહીકાંઠા વાઘ ને વાઘરેખા માનવીનો દેશ છે.

ઈસ્વી ૧૮૫૨-૫૩માં દલપતફારબસ સાબરકાંઠાના વાઘના માનવી સરજતા હતા.

સાદરાથી સ્વારીમાં સિધાવતા જ્યાં સાથે સાથે
આવન્તે પછીથી એવું ભાવે મુખ ભાખતો;
આગળ સિધાવી આપ કરીને મુકામ સારો
મારે કાજે સરસ મુકામ શોધી રાખતો;
પરલોકપંથે પણ પ્રથમથી પોતે ગયો,
એ પણ ગયો હશે શું એવું અભિલાખતો ?
કહે દલપતરામ, શોધીને સારો મુકામ
રાખજે સંભારીને, રખે વિસારી નાંખતો.

ફારબસવિરહનું કાવ્ય દલપતરામની અશ્રુધારાઓથી લખાયેલું કાવ્ય છે. દલપતરામે એમાં અનુભવ ને અનુભવ-પરનાં ગાન ગાયાં છે. જીવનપ્રસંગોની નોંધમાં દલપતરામ લખાવે છે કે સાદરેથી પછી સ્વારીમાં જ્યહાં જ્યહાં ફરતા, ત્યહાં સાહેબ આગળથી જાય, ગામના પટેલ મુખી વિગેરેને કહીને કવીશ્વરને સહકુટુંબ ઉતરવાને યોગ્ય સારા સ્થળની તપાસ કરે, તે જગા જાતે જઈ જોઇ આવે, ત્યહાં તંબૂ નંખાવે, ને પછી દલપતરામને તેડાવે કે આવો. દલપત-રામને તંબૂએ ચાર સ્વારો તહેનાતમાં રહેતા. પોતાના— પોલિટિકલ એજન્ટના ગુરુ તરીકે ફારબસ દલપતરામને સન્માનતો ને સન્માનાવતો.

કવીશ્વરની પુત્રીઓ રાયકુંવર ને હરિબા મડમ સાહેબને બહુ વહાલી હતી. વારે વારે મડમ સાહેબ એમને બોલાવી રમાડતાં. બાળ રાયકુંવર મડમ સાહેબને મડમ

કાકી કહેતી, ને સાહેબને સાહેબકાકા કહેતી રાજારજવાડાં તરફથી સાહેબને મેવામીઠાઇ આવે ત્હેમા ગયકુવરનો ને હરિબાનો ભાગ પડતો વારપરવે ફટાકા ને ફૂલપગણીઓ સાહેબતબૂએથી એમને આવતા, કયહારેક કયહારેક અચળતાકા–કાપડના થાન પણ આવતા ફારબસના તબૂના સહુ બારણા રાયકુવરને સદા ઉઘાડા હતા દેશીપરદેશીના એ સ્નેહસબધોથી રાજયના મૂળિયા ઉંડા નખાતા દેશીઓના હૈયામા ફારબસ એમ ઇગ્રેજી રાજ્યનુ વ્હાલપ વાવતો.

આ બધી દલપતરામની મ્હોટપ હતી કે ફારબસની ? દલપતપુત્ર આજ કહે છે કે દલપતરામને મ્હોટપ આપીને ફારબસ પોતે ત્ય્હારે મ્હોટપ માણુતો હતો

' કટોસણ અને પાટણવાડાના ગામને સીમાડાની તકરાર હતી તે સારૂ સાહેબસ્વારી તે તરફ ગઈ. કટોસણ મુકામે કેટલાક ઠાકોરો એકઠા થયા હતા કટોસણના ઠાકોર રાણાજીને સાહેબે કહ્યુ કે તમારા લોકમા રાવણું કરીને કસુંબો એકબીજાને કેવી રીતે પાય છે તે ચાલ જોવાની મારી મરજી છે પછી રાણાજીએ પોતાના દરબારમા રાવણું કર્યું સાહેબ તે રાવણામા જોવા સારૂ બિરાજ્યા હતા કસુંબો કાઢીને રાણાજીએ ગઢવી રણછોડદાસ કવિ દેવરાસણના રહેનાર, તે સાહેબ સાથે હતા, તેને પ્રથમ પાયો; અને સાહેબને કહ્યું કે અમારામા એવો ચાલ છે કે પ્રથમ ભાટ કે ચારણને કસુંબો મીઠો કરાવીને પછી અમારા લોક પીએ છે સાહેબે તેનુ કારણ પૂછયું ત્યારે રાણાજીએ કહ્યુ કે એક તો ભાટચારણને માન આપવા સારૂ, અને બીજુ

કારણ એ કે કસુંબામાં દગો થવાની બીક....પછી એક-બીજાને સોગન દઈને, તાણખેચ કરીને, એકબીજાની ઠઠ્ઠા-મશ્કરી કરીને જે રીતે કસુંબો પાવાનો ચાલ છે તે કરી દેખાડચો. તે જોઇને સાહેબ ખૂબ હસતા હતા. પછી મીઠાઇ વહેંચી, ગવૈયા પાસે ગાવણું કરાવ્યુ, ને રાવણું બરખાસ્ત થયું.'

ગુજરાતનું રાવણું એટલે સોરઠી ડાયરો.

'કટોસણ તાલુકાના ગામને અને પાટણવાડાના મોઢેરા ગામને સીમાડાની તકરાર હતી. તેનો ફેંસલો કરવા મોઢેરે જઇને સાહેબે મુકામ કીધો. એક મહિના સુધી એ તકરારનું કામ ચાલ્યું પાટણ કડી ખેરાળુના ગાયકવાડી અમલદારો ત્યાં આવ્યા હતા. છેવટે વાદીપ્રતિવાદીને માંહોમાંહે એવો ઠરાવ થયો કે પ્રતિવાદીની સાક્ષી પૂરનાર લોઢાનો ધીકતો ગોળો ઉપાડે તો વાદીનો દાવો રદ જાય.'

ગાયકવાડ સરકારના વકીલ લાલભાઇ હતા. 'એ ઠરાવ સાહેબની આગળ વાદીપ્રતિવાદીએ જાહેર કર્યો. ત્યારે સાહેબે હસીને એ વહેમ મટાડવા સારૂ શીખામણનાં ઘણાં વચનો કહ્યા. × × × સાચો માણસ અગ્નિથી દાઝશે નહિ ત્યારે તે પાણીથી ભીંજાશે પણ નહિ. માટે સોગન ખાનાર લૂગડાં પહેરીને તળાવમા પેસે; પછી જો કોરે લૂગડે બહાર નીકળે, તો તે સાચો. પછી પ્રતિવાદીએ એ (પાણીમાં પેસી કોરે કપડે નીકળવાની) વાત કબૂલ કરી નહિ, અને કહ્યું કે હું તો ધીકતો ગોળો ઉપાડું. × × પછી મામલેદારને એકાતે બોલાવીને સાહેબે પૂછયું કે કેવી તદબીરથી ગોળો ઉપાડી શકે છે? તે કહો. એ વાતચીતવેળાએ દલપતરામ હતા.

મામલેદારે એવું જ કહ્યું કે ઈશ્વરની સહાયતાથી જ સાચો હોય તે ગોળો ઉપાડે છે. × × ત્યારે સાહેબે કહ્યું કે × મારા મુકામથી ગાઉક ઉપર જઇને તમે બને ગમે તેવી રીતે સમજીને અંહી આવીને રાજીનામું આપો એટલે કામનો ફેંસલો થશે. પછી ત્યાથી ગાઉક ઉપર બીજું ગામ હતું તેને પાદર ગોળો ધીખાવ્યો. તે તમાસો જોવા મારૂ દફતરદાર હીરાલાલ બાળકૃષ્ણ, સરવયર કારકુન ખુશાલરાય સારાભાઈ, અને હું સુધા ત્રણ જણ ગયા હતા અમે જઈ જોઇ તો કમ્મર સૂધીની મોટી છાણાની હોળી ગામને પાદર સળગાવેલી હતી તે ઉપરથી એક લુહારે સાણસી વડે છાણું આઘું કર્યું એટલે લોઢાની બચેરી રાતી ચોળ થયેલી હતી મોહેરાના ગાયકવાડી પગીએ ગોળો ઉપાડવો એમ ઠર્યું હતું. × × પછી ગોળો ઉપાડનાર જે હતો તેણે પૃથ્વી ઉપર એક લીટું તાણીને કહ્યું કે હું અહી ઉભો રહીને ગોળો હાથમા લઇશ, અને દસ પગલા ભરીને બીજું લીટું તાણીને કહ્યુ કે અંહી આવીને નાખી દઇશ × તે પછી સોગન ખાનાર પગી પાસેના તળાવમાં એક પોતિયાભેર નહાઈ આવીને પેલા લીંટા પાસે આવી ઉભો રહ્યો, ને સૂરજ દેવતાને વિનવ્યા કે હે સૂરજદેવ! જો હું સાચો તો મને સુઝાડજે, નહિ તો દઝાડજે. એટલે પીંપળાનાં મોટાં લીલા પાનડા પાચ ઉપરાઉપર તેના ખોબામા લાગી મૂકાયાં. ત્યારે અમે પૂછ્યું કે આ શું? ગાયકવાડી વકીલે કહ્યુ કે એ તો અમારો દસ્તુર છે × પછી લુહારે પેલી બચેરી સાણસીએ પકડીને બાળવીને પેલાના ખોબામાં પાનડા ઉપર મૂકી તેવો જ તે દોડયો, અને પાચ પગલા

સરીને ગોળો તથા પાનડાં નાંખી દીધાં. ત્યારે ઉપરનું પાનડું બળી ગયું, બીજું લગીર દાઝયું, અને ત્રીજાને કશો ડાઘ પણ લાગ્યો નહોતો. × × ત્યારે વકીલે કહ્યું કે × વાદીની કબૂલત પ્રમાણે અને અમારા દેશના ચાલ પ્રમાણે ગોળો ઉપાડયો. પછી કટોસણવાળા વાદીઓએ સાહેબની હજૂરમાં આવીને દાવો ઉઠાવ્યાનું રાજીનામું આપ્યું. × એવા ઈનસાફથી સાહેબને ખોટું લાગ્યું, પણ વાદીએ દાવો ઉઠાવ્યો તેથી શું કરે ?'

આ ન્યાયપ્રસંગ બન્યે બરાબર અર્ધી સદી પછી સૂધી તો, ગુજરાત ને મેવાડના સીમાડા મળે છે ત્ય્હાં, મહીકાંઠાને ઉત્તરસીમાડે મહીકાંઠાના ને મેવાડના પોલીટિકલ એજન્ટો મળતા, ન્યાયની અદાલત ભરાતી, ભાઉડાંઓએ પરસ્પરની હદમા ખૂનો કીધાં હોય ત્હેમનુ માથામૂલ ઠરાવાતું, ને પક્ષકારોને કસુબાપાણી પાછ પાછી મિત્રતા ઠરાવાતી. એને બોર્ડર કોર્ટ કહેતા. સાભળીને આશ્ચર્ય થાય છે ? એ ભાઉડાં જેવા ઇગ્લાડવાસીઓ હતા ત્હારે એમના યે દેશમાં Vergild—માથામૂલનો ચાલ હતો. વીસમી સદીની આજની ન્યાયકોર્ટોમા માથામૂલના પડછાયા છે જ નહિ એમ કિયો ધારાશાસ્ત્રી છાતી ઠોકીને ઉચ્ચરશે ?

'મોઢેરાને પાદર જૂનાં દહેરાં છે, તેનુ ચિત્ર ફોટોગ્રાફીથી સાહેબે પાડી લીધું; અને પોતે ચિત્રકળા સારી પેઠે જાણતા હતા, તેથી ત્યાંના જૂના કુંડનુ ચિત્ર રચ્યુ. મોઢેરામાં જૂના પાઈયામાંથી જૂની મોટી ઇટો નીકળે છે અને ત્યાં અસલ શહેર હતું તેનો તપાસ કર્યો. મોઢેરા

પાસે કરણસાગર નામનું ગામ છે, ત્યાં જૂનાં દહેરાં તથા અમદાવાદના કાંગરીઆ કરતાં ઘણું મોટું તૂટેલું તળાવ છે તેની પૂછગાછ કરી અને એવું ધાર્યું કે રાજા કરણે કરણ-સાગર તળાવ ખોદાવ્યું હતું એવું જૂના ગ્રન્થોમાં લખ્યું છે તે આ તળાવ હશે. સવારના ૯ વાગ્યા સૂધી અને સ્હાંજની વખતે એવા શોધ કરતા હતા.'

'સાદરામાં ગાયકવાડી સરસૂબાએ તથા રાજાઓએ સાહેબને મિજલસમાં બોલાવેલા ત્યારે રાંડોના નાચમાં જવાની સાહેબે ના કહેલી; તેથી લોકોમાં તરેહવાર વાતો ફેલાઇ. અને સૂરતના પોતાના કોઇ એક મિત્ર સાહેબનો પત્ર કટોસણ મુકામે આવ્યો કે એવી અફ્વાઈ ચાલી છે કે દલપતરામે ફારબસ સાહેબને સ્વામી નારાયણના ધર્મની અસર કરી છે. એ વાત સાહેબે મને કહી, અને તેનો ઉત્તર લખવો ઘટે તેમ લખ્યો. પછી એ અફ્વાઈ બંધ પાડવા સારૂ રોજ વગડામાં જઇને જાહેર રીતે હરણનો શીકાર કરવાનું કામ જારી કર્યું. અગાઉ કરતા હતા, પણ એવા પ્રસિદ્ધ રીતે નહિ.'

' સંસ્કૃતિઓનો કે સરિતાઓનો સંગમ એટલે શું? પશ્ચિમની સંસ્કૃતિ પૂર્વની સંસ્કૃતિમાં ભળે ત્હારે-તે જ ક્ષણે પૂર્વનાં પાણી પશ્ચિમનાં પાણીમાં ભળશે જ ને? પરસ્પરની લહરીઓ ભેળાશે. સેંકડો પાદરીઓ હિન્દીઓને ખ્રીસ્તી કરે છે; કોઇ હિન્દી ખ્રીસ્તીને હિન્દુ કરે તો તેથી ઈંગ્રેજો આમ ભડકતા કેમ હશે? કે Orthodoxy તો ઉભય પ્રજાઓમાં એકસરખી જ છે? ખ્રીસ્તમંડળમાં સારૂં હોય તે ભારતના હિન્દુઈસ્લામીપારસી લેશે નહિ તો અપ્રગતિક

રહેશેઃ તેમ ભારતના હિન્દુઇસ્લામીપારસીઓમાં સારૂં છે તે ખ્રીસ્તમંડળ નહિ સ્વીકારે તો ખ્રીસ્તમંડળે અપ્રગતિક જ રહેશે. Evolution–પ્રગતિવાદનો સિદ્ધાન્ત પ્રજાપ્રજા પરત્વે નિરનિરાળો નથી. પરસ્પરની આપલે થાય તે સંસ્કૃતિઓના સંગમ. ટ્રંકનજરિયાઓ પ્રીછે કે ન પ્રીછે, ફારબસ ને દલપત સંસ્કૃતિઓનો સાચો સંગમ રચતા હતા.

અફવા હતી, હકીકતે ખોટી હતી, પણ એ અફવા યે દલપતરામના મનોબળની સાક્ષી પૂરતી.

'જૈનનું પ્રબન્ધચિન્તામણિ નામનું પુસ્તક વાંચતાં એવું વાંચ્યું કે હેમાચાર્યજીએ સિદ્ધરાજના પૂર્વજોના ચરિત્રનું દ્વયાશ્રય નામનું મોટું પુસ્તક સંસ્કૃતમાં રચ્યુ છે. પછી તે પુસ્તક મેળવવા સારૂ અમદાવાદના નગરશેઠ હેમાભાઇની મારફતે ઘણી તદબીર કરાવી હતી, પણ મળ્યું નહિ. અને શેઠે કહ્યું કે પાટણમાં પુસ્તકોના મોટા ભંડાર છે તેમાં એ પુસ્તક છે. પછી સાહેબે પાટણના મામલેદારને લખ્યુ હતું, પણ મામલેદારને તે પુસ્તક મળ્યુ નહિ. તે વાસ્તે, તથા પાટણની જૂની ઇમારતો જોવા સારૂ (મોઢેરાથી સાહેબ) પાટણ ગયા. ત્યાં મામલેદાર સાહેબે સાંજની વખતે ઘણી ધામધૂમથી સાહેબને દરબારમા બોલાવ્યા. રસ્તા ઉપર બન્ને તરફ વાંસડા બાંધીને દીપમાળાઓ કરી હતી. દારૂખાનુ છોડાવ્યુ હતું. એ તમાસો જોવા સારૂ મડમ સાહેબ જૂદા ખંડમાં બેઠાં હતાં, અને સાહેબ સભામા બેઠા હતા. પુસ્તક વિશે પૂછતાં મામલેદારે કહ્યુ કે તે પુસ્તક હશે તો ખરૂં, પણ અંહીના જતીઓ દેખાડે એવા નથી.

વળી ત્યાંના નગરશેઠને બોલાવીને મામલેદારે કહ્યું તેણે હા કહી, પણ બીજે દહાડે બહાના કાઢયા. પછી સાહેબે અને કહ્યુ કે તમે તપાસ કરો કે અંહી નામીચા જતીઓ કોણ છે? અને તેઓના ઉપાશરા કયાં છે?'

અમદાવાદના ને પાટણના નગરશેઠો નિરાશ થાય, અધિકારીઓ હાથ ધોઇ નાખે, ત્હારે ફારબસના છેલ્લા વિશ્રામસ્થાન દલપતરામ હતા. મહામહેનતે યે ત્હારે તો એ ગ્રન્થ પ્રાપ્ત ન થયો, પણ રાસમાળા લખવાને ફારબસ રજા ઉપર વિલાયત ગયા પછી દ્વયાશ્રય ગ્રન્થ મળતા એ ગ્રન્થ દલપતરામે ફારબસને વિલાયત પાઠવ્યો હતો.

'પછી મે જઇને તપાસ કર્યો તો એક પૂનમિયા ગચ્છનો ને બીજો સાગરગચ્છનો એ બે ઉપાશરા મુખ્ય હતા, અને બંનેમા શ્રીપૂજ્યો હતા. તે વાત મેં સાહેબને કહી. પછી બે ઘડી દહાડો ચડતા સાહેબ મગરામમા બેશીને પૂનમિયા ગચ્છને ઉપાશરે પધાર્યા સાથે એક સીપાઈ પણ રાખ્યો નહોતો. હુ સાથે હતો. શ્રી પૂજ્ય વખાણ વાચી રહ્યા હતા, તેથી બધા લોકો ઉભા થયા. ત્યારે સાહેબે જાણ્યુ કે મને દેખીને સઉ ઉભા થયા એટલે સાહેબ બોલ્યા કે કોઇ ઉઠશો નહિ; હું પણ સાંભળવાની ઈચ્છા રાખું છું શ્રી પૂજ્યે આવીને કહ્યુ કે વખાણ વાચી રહ્યા છીએ, તેથી સૌ ઉઠયા છે. પછી એક શ્રાવકે કહ્યુ કે સાહેબને બેસવા સારૂ ખુરશી લાવો. ત્હારે સાહેબ બોલ્યા કે આ દેવસ્થાનમા મારે ખુરશીએ બેસવાની જરૂર નથી. પછી ચોક ચાકળો હતો તે ઉપર લાંબા પગ કરીને બેઠા,

અને શ્રી પૂજ્ય સાથે વાતો કરવા માંડી સાથિયાનુ ચિત્ર જોઇને સાહેબે પૂછયુ કે આ ચોથા તીર્થંકરનુ નિશાન છે? શ્રી પૂજ્યે કહ્યુ કે હા, સાહેબ! વળી સાહેબે કહ્યુ કે પહેલા તીર્થંકર આદીશ્વરને તો બળદનું ચિહ્‌ન છે. શ્રી પૂજ્યે કહ્યુ કે હા, સાહેબ! પછી પૂનમિયા ગચ્છની પટ્ટાવલિ સબધી તથા તે પૂજ્યે કયારે દીક્ષા લીધેલી એ વગેરે વાતો પૂછીને પુસ્તકનો ભડાર જોવાની મરજી બતાવી. ત્યારે તેણે કહ્યુ કે સાગરગચ્છના શ્રી પૂજ્યના તાબામા મોટો ભ'ડાર છે, માટે ત્યા ચાલો હુ પણ સાથે આવીશ, અને ભડાર દેખાડી શકાય એમ હશે તો દેખાડશે પછી અમે ત્રણે સાગરગચ્છને ઉપાશરે ગયા. ત્યાના શ્રી પૂજ્ય આગળ પેલા શ્રી પૂજ્યે સાહેબની તારીફ કરી, તેથી તેઓ પણ સ્નેહથી મળીને વાતો કરવા બેઠા. સાહેબે મારા કાનમા કહ્યુ કે દશ રૂપૈયાના કપડા મગાવો પછી મે એક શ્રાવકને રૂ ૧૦ આપ્યા, તે જઇને કપડા લાવ્યો તે લઇને સાહેબે બને શ્રી પૂજ્યોને ઓઢાડ્યા શ્રી પૂજ્યો બોલ્યા કે અમે તો વાઘને દેખીને બીહીએ, તેમ સાહેબ-લોકોને દેખીને બીહીને વેગળા ચાલીએ પણ આપના જેવા સાહેબ અમારા જોવામા કે સાભળવામા આવ્યા નથી એ રીતે વાતચીત કરવાથી ઘણો સ્નેહ બધાયો પછી સાહેબે કહ્યુ કે આપના પુસ્તકના ભડારની ટીપ દેખાડો તો ઘણી મહેરબાની એટલે શ્રી પૂજ્યે ફકત એક ડાબ-ડાની ટીપ દેખાડી તેમા આશરે ૫૦૦ પુસ્તકોના નામ હતા શ્રી પૂજ્યે કહ્યુ કે આવા આશરે ૭૦ ડાબડા છે, પણ બીજાઓની ટીપ હાલ બહાર નથી પછી તે ટીપ

સાહેબે વાંચવા માંડી, તેમાં ૩૦૦થી વધારે નંબર ઉપર દ્વયાશ્રયનું નામ આવ્યું. તે શિવાય બીજાં પુસ્તકો માગવાની મરજી થઇ ખરી, પણ આપે કે નહિ એવા અંદેશાથી માગ્યાં નહિ. અને ઘણી નમ્રતાથી કહ્યું કે આ દ્વયાશ્રયનું પુસ્તક મને દેખાડો તો ઘણું સારૂં. શ્રી પૂજ્યોએ એકબીજા સામું જોયું; અને તે બંને શ્રી પૂજ્યોનાં દિલમાં આવ્યું કે એક દાબડો દેખાડવો. પછી ત્રણચાર જણ મળીને દાબડો બહાર ઉપાડી લાવ્યા. તે, કાગળના કૂચાનો કલવો કરીને, તેનો બનાવીને, ઉપર રાતો રંગ તથા રોગાન લગાવેલો હતો. તે દાબડો એક મોટા લૂગડામાં બાંધેલો હતો. દાબડો ઉઘાડયો, ને તેમાંથી પુસ્તકો કાઢ્યાં. તે કિયા વર્ષમાં લખાયેલાં છે તે જોવા સારૂ છેલ્લું-છેલ્લું પાનું સાહેબે જોયું, તો આશરે ૪૦૦ વર્ષ સૂધીનાં લખેલાં હતાં. જતીઓના અક્ષર જૂદા ડોળના ઘણા શોભીતા હતા. દાબડામાં સર્પની કાંચળીઓ તથા પટોપાનડી વેરેલી હતી. પછી તેમાંથી દ્વયાશ્રયનું પુસ્તક કાઢીને સાહેબને જોવાને આપ્યું. પણ તેઓએ અગાઉથી ખૂબ ખાતરી કરી હતી કે આ પુસ્તક ઉપાશરા બહાર લઇ જવા દેશું નહિ. પુસ્તકનાં પાનાં ફેરવીને વચેવચેથી વાંચીને સાહેબ ઘણા ખુશી થયા.' સાહેબનો સંસ્કૃતનો અભ્યાસ થોડોઘણો હતો. પછી સાહેબે કહ્યું કે તમારા કોઇ લહીયા પાસે આ પુસ્તક લખાવીને અમને પહોચાડો તો ઘણી મહેરબાની. શ્રી પૂજ્યે કહ્યું કે આ ભાઇનો છોકરો અમારાં પુસ્તકો લખે છે, માટે તેની પાસે લખાવીને મોકલશું. તે છોકરાને સાહેબે પૂછયું કે દર હજાર શ્લોકે લખામણી કેટલી લયો છો?

છોકરે કહ્યું કે બે રૂપૈયા લઉં છું. સાહેબે કહ્યું કે તે તો સાધારણ લખવું હોય ત્યારે. પણ આમાં તો ઘણું દિલ રાખીને શુદ્ધ લખવું પડશે; માટે દર હજાર શ્લોકના અઢી રૂપૈયા લેખે આપીશું. પછી કોરા કાગળો લેવા સારૂ રૂ. ૧૦ આપ્યા. તેથી ભાટનો છોકરો રાજી થયો. સાહેબે શ્રી પૂજ્યને કહ્યું કે પુસ્તક તૈયાર થાય ત્યારે અંહીના મામલેદાર સાહેબને જાહેર કરજો, એટલે તે અમારી પાસેથી રૂપૈયા મંગાવીને આપે ત્યારે પુસ્તક તેઓને સોંપજો. તે અમને પહોંચાડશે. તે વાત તેઓએ કબૂલ કરી. પછી બીજા પુસ્તકના ભંડારો બીજે ઠેકાણે હતા તે શ્રી પૂજ્યે સાથે આવીને દેખાડ્યા. તેમાં તાડપત્રના અને ગિરનાર ઉપર શિલાલેખ છે એવી જાતના અક્ષરોનાં પુસ્તકો ઘણાં જૂનાં હતાં.'

અણહિલ્લપુર પાટણની કાળમહત્તા ફારબસ પ્રીછતો. રાસમાળાની પ્રસ્તાવનામાં ફારબસ લખી ગયો છે કે Equal, at least, to the Parmar, the Chohan, or the Rathor was the Solunkee of Unhilpoor. એ પાટનગરમાંની જૈનમહત્તા યે ફારબસ પિછાનતો. શીલગુણ સૂરીથી માંડીને હેમાચાર્ય પર્યન્ત—વનરાજથી કુમારપાળ સૂધી આચાર્યપરંપરાની ધર્મછાયા એ રાજસિંહાસનને રક્ષતી તે ફારબસ જાણતો. મહારાષ્ટ્રનો રામદાસી ભગવો ઝુંડો હતો ત્હેવો ગુર્જરરાષ્ટ્રનો હેમવર્ણો સૂર્યતેજસ્વી જૈનાચાર્ય ઝુંડો, ઇતિહાસ કહે છે કે, પાટણની મહેલઅટારીએ ઝૂલતો ચ્હડાવી શકાય. જ્ઞાન ત્હારે ત્ય્હાં હતું, તપ ત્ય્હાં હતું, લક્ષ્મી ત્ય્હાં હતી, ધર્મ ત્ય્હાં હતો, ધર્મદેવજી રાજરાજેશ્વરો ત્ય્હાં હતા. સોળંકીઓનું પાટણ

પુસ્તક વિશે પૂછ્યું ત્યારે હીરજી બારોટ નામે વૃદ્ધ બારોટ હતો તે એક પુસ્તક સાથે લઈને આવ્યો હતો તેણે કહ્યું કે અમારા ઘરમાં ઘણાં પુસ્તકો છે. અને એક-વાર ગાયકવાડ સરકારે અમારા વૃદ્ધને પુસ્તકનું પૂછ્યાથી એક જૂનુ સરસ પુસ્તક દેખાડયું. તેથી સરકારે ખુશી થઈને એક ગામ બક્ષીસ આપેલું છે. તેને ઘણાં વર્ષ થયા તો પણ તે ગામની પેદાશ અમારા ભાઈઓ ખાય છે. તો અંગરેજ સરકાર મોટો રાજા છે, માટે અમને એથી વધારે આશા છે. ત્યારે સાહેબે હસીને મને કહ્યુ કે ભૂતનિબન્ધ માંહેની હનુમાન નાટકની વાત એ બારોટને તમે સમ-ળાવો. પછી તે વાત મેં સંભળાવી; કે હનુમાનનો વેશ આવ્યો હતો, તેને એક માણસે કહ્યું કે ઓ હનુમાન ! તું મને બાઈડી પરણાવે તો હું તને તેલસિંદુર ચઢાવું. એટલે હનુમાન બોલ્યા કે તને પરણાવવા સારૂ મારી પાસે બાયડી હોત તો હું જ કુંવારો શા વાસ્તે રહું ? પછી સાહેબે કહ્યું કે તમને ગામ આપવાની મારી શક્તિ હોય તો હું જ શા વાસ્તે નોકરી કરૂં ? પછી તે ભાટે પુસ્તક દેખાડયું નહિ. એક લૂલો બ્રાહ્મણ જૂનો તામ્રપટનો લેખ લઈને દેખાડવા આવ્યો હતો. તેમાં દેવસ્થાનની નીમનોકનો દસ્તાવેજ હતો.'

ગુર્જરમહાપ્રજાના વિશ્વવંદ્યવી ઇતિહાસના ફારબસ-દલપત જેવાં સંશોધન પછી કોણે કોણે કીધાં છે ?

'પછી પાટણથી કુચ કરીને સિદ્ધપુર ગયા.

'રસ્તામાં પગપાળા એકલા ચાલવાનું તે સાહેબને

બહુ ગમતું હતું. એક નકશો પાસે રાખતા હતા; તથા નાણાંની કોથળી, પીસ્તોલ, અને નેતરની લાકડી પાસે રાખતા હતા. કોઈ વખતે એક ખાનગી ઘોડા સુધાં ઘોડાવાળાને અથવા મને સાથે રાખતા હતા. રસ્તે કોઈ વટેમારગુ માણસ જતું હોય, કે વાઘરી કે ભીલ જેવું હોય, અથવા બ્રાહ્મણ કે વાણિયા જેવું હોય; એક હોય કે ઝાઝાં માણસો હોય; તે સાહેબને દેખીને પ્રથમ તો ડરીને વેગળે ઉભા રહે. પછી સાહેબ તેને ગુજરાતી ભાષામાં મધુરતાથી પૂછે કે તમે કયાંથી આવ્યા? કયાં જશો? શી નાતે છો? તમારૂં નામ શું? શે કામે જાઓ છો? તમારે શી પ્રજા છે? શો ધંધો કરો છો? અસલ તમારા પૂર્વજો કિયા દેશમાંથી કિયા કિયા શહેરમાં આવીને રહ્યા? તમારા દીકરાદીકરીઓ કયાં વરે છે? તમારામાં પરણવાનો ચાલ કેવો છે? તમારા ગામમાં રાજ્યનો વહીવટ કોણ ચલાવે છે? અને તે કેવું માણસ છે? રઈયતને સુખ છે કે હરકત પડે છે?

'જો ઇંગ્રેજી જીલ્લામાં ફરવા નીકળ્યા હોય, તો શિરસ્તેદાર મામલેદાર વગેરેની હકીકત પૂછી લેતા હતા. અને તે સાહેબની સોબતથી વટેમારગુ ખુશી ખુશી થઈ જતા હતા. એક સમે કાંઇ ભારવાળી બાઇ વગડામાં ઘણી થાકેલી હતી, પણ તેને માથેથી ભાર ઉતરાવનાર કોઇ નહોતું. એવું જોઇ એ સાહેબે પોતે તેને માથેથી ભાર ઉતરાવ્યો હતો. થોડી વાતચીત થઇ કે જેમ પોતાના ભાઈભાંડુના જેટલો તે સાહેબનો ભરૂંસો વટેમારગુને પડતો હતો. રસ્તે જતા તે લોકોને ધંધારોજગારની અથવા બાળકને ભણા-

એટલે જ્ઞાન લક્ષ્મી વૈરાગ્ય તપ ધર્મમા ચૌહાણોના હિન્દી પાયતખ્ત દિલ્હીથી યે વડેરી રાજનગરી

'બીજે દિવસે સવારમા પેલા ભાટના છોકરાને સાથે રાખ્યો, અને બીજો પણ ભાટનો છોકરો પ્રહ્લાદ નામનો સાથે આવ્યો, અને જૂની જગાઓ જોવા ગયા પાટણ વસાવતા પ્રથમ મુહૂર્તમા ગણપતિની સ્થાપના કરેલી, તે ગણપતિની દહેરી શહેરમા છે, ત્યા ગયા, અને તે મૂર્તિ જોઇ તેની બેસણીમા પાટણ વસ્યાનો સવત કોતરેલો છે તે અક્ષરો સાફ વચાય છે તે જોઈને, ભિન્નમાળથી શ્રીમાળી બ્રાહ્મણો તથા વાણિયા પાટણમા આવેલા ત્યારે પોતાની કુળદેવી મહાલક્ષ્મીની મૂર્તિ ભિન્નમાળથી લઈને આવેલા તેનુ દેરૂ જીર્ણ હતું તે ગયા ગૈકડામા દિવાનજીએ નવું કરાવેલુ છે તે જોવા ગયા ત્યાથી શહેર બહાર સિદ્ધરાજ જેસિગે સહસ્રલિગ સરોવર કરાવેલુ તે જોવા ગયા ભાટના છોકરા રસ્તામા ચાલતા શહેરમા ચાલતી જૂની વાતો સાહે અને કહેતા હતા, તથા અસલ પાટણની વસ્તી કેટલામા હતી, તથા જૂનો કોટ અને દરવાજા કયા હતા તે બતાવતા હતા ઉપર લખેલા સરોવર વિષે તેઓએ કહ્યુ કે આ તળાવને કાંઠે એક હજાર દેરીઓ કરાવેલી હતી તે દરએક દેરીમા ઘટ હતો તે બધા ઘટો એવી રીતે સાકળી લીધેલા હતા કે એક ઠેકાણે ઉભા રહીને એકદમ બધા ઘટો બજાવી શકાય તે તળાવને કાંઠે આજ એક પત્થરનો કટકો પણ નથી, અને તેમા પાણી પણ રહેતું નથી પછી ત્યાથી ઓણલ રાણીની વાવ તથા તે વખતનો એક જૂનો કૂવો તેઓએ દેખાડયો ત્યાથી પાછા આવતા હેમાચાર્યની પોશા-

ળનું ઠેકાણું તથા જતિઓનાં ખૂન કરીને મડદાં દાટેલાં તે લાખાખાડ બતાવી. પછી માતા ભવાનીનું દેરૂં જોવા ગયા. ત્યાં જગદેવ પરમારે કંકાલણ ભાટડીને માથાનું દાન આપેલું. તેનું માથું થાળામાં મૂકેલું એવું પત્થરથી બતાવેલું છે તે જોયું. અને પેલે (ભાટે) કહ્યું કે આ ભવાની માતા કંકાલણ થઇને આવી હતી માટે તેની યાદગીરી વાસ્તે સિદ્ધરાજે સ્થાપના કરેલી છે.'

'એ રીતે કેટલીએક જગાઓ જોઈ, તથા ભાટના છોકરાઓ સાથે રસ્તામાં ઘણી વાતો કરી; અને પૂછી લીધું કે અંહી હાલ ભાટોનાં ઘર કેટલાં છે? તેઓમાં ઘરડા અથવા ભણેલા કે પુસ્તકસંગ્રહવાળા કોણ કોણ છે? ઇત્યાદિ પૂછીને કહ્યું કે એવા માણસોને હું મળવા ચાહું છું. માટે કાલે વનરાજ ચાવડાની મૂર્તિ જોવા જઇશું ત્યાં તેઓ આવે તો તેડતા આવજો. એમ કહીને તે છોકરાઓને બે-બે રૂપૈયા આપીને રજા આપી. અને વળતે દહાડે સવારમાં પંચાસરા પારસનાથના દહેરામાં વનરાજની મૂર્તિ જોવા ગયા. તે મૂર્તિની છટા જોઇને સાહેબ ખુશી થયા; અને ફોટોગ્રાફીથી છબી પાડી લેવાનું બન્યુ નહિ, તેથી પોતાની કલમથી તેનુ ચિત્ર ઉતારી લેવા બેઠા. તે મૂર્તિ ઉભી છે, અને આશરે પાંચ ફૂટ ઉંચી છે. માથે પત્થરનું છત્ર છે. તેની બેસણીએ ઘણા અક્ષરો કોતરેલા છે. પણ તૂટી ગયેલા છે, તેથી વંચાયા નહિ. એ ઠેકાણે પેલા છોકરા બીજા સાતઆઠ ભાટોને બોલાવી લાવ્યા હતા, તેઓ સાથે ઘણી મધુરતાથી સાહેબ જૂની હકીકતની વાતો કરતા હતા. પછી પુસ્તક વિશે પૂછ્યું, અને રત્નમાળાના

ચવાની કે ચાલચલગત સુધારવાની શીખામણુ દેતા હતા. રસ્તેથી જૂદા પડતાં તેઓને સલામ, અને રજપૂત જેવાને કોઇ વખતે રામરામ કહીને ખુશી કરતા હતા. તે લોકો પછવાડે ઘણી તારીફ કરીને કહેતા હતા કે આવો સાહેબ તો કોઈ હોય જ નહિ '

પ્રજાવર્ગમા ભળવાથી અમલદારની અમલદારી ઘટતી નથી, ઓર શોભે છે.

'દફતરદાર શિરસ્તેદાર અને કારકુન વગેરે સહુ સાથે (સાહેબ) વાતચીત કરતા હતા અને હરેક માણસ એમ જાણે કે સઉ કરતા મારા ઉપર સાહેબનો વિશેષ પ્યાર છે અને પોતાના તાબાના બધા સરકારી નોકરો જાણતા હતા કે સાહેબ હરેક માણસ સાથે વાતચીત કરે છે માટે કોઇ આપણી નાલાશ સાહેબ આગળ કરે એવી ચાલચલગત આપણે રાખવી નહિ જો કોઇનામા અવગુણ જોવામાં આવે તો તે દયાળુ સાહેબ તેને છેક ખરાબ કરતા નહોતા, પણ નીચી પાયરીએ ઉતારતા, અથવા પોતાના તાબામાથી બદલી કરાવતા હતા. અને જેને હુશિયાર જાણે તેને એકદમ મોટા પગારની નોકરી આપવાની તદબીર કરતા હતા. અને તે એવું કહેતા હતા કે હરેક માણસ વિશે વિચાર કરતાં હું મારા પડનો વિચાર કરૂં છું, કે જેમ મને એકદમ મોટે દરજે ચડવું ગમે છે, અથવા સુખ ભોગવવું ગમે છે, તેમ જ સઉ માણસોને ગમતું હશે. માટે જે લાયક હોય તેને તેની લાયકી પ્રમાણે મળવું જોઇએ. તે સાહેબ સાથે સ્વારીમા ફરતા કોઇ કારકુન

વગેરેને કંટાળો ઉપજતો નહોતો; તેમ કારકુનો પાસેથી કંટાળી જાય એવી સખત નોકરી લેતા નહોતા. મુકામ બદલતી વખતે કોઈને અડચણ પડે એવી મજલ કરતા નહોતા. કોઈ મોડો કે વહેલો આવી પહોચે તો તેના ઉપર ગુસ્સો કરતા નહોતા. અને કારકુનો ખુશીથી વધારે કામ કરતા હતા તેથી કામ ચડી જતું નહોતું.'

ઘોડાનાં જતન કરે છે એટલાં જતન અમલદાર કારકુનનાં કરે તો ઑફિસ ઘોડા જેવી તેજ થાય. તેજણનાં સન્તાન તેજસ્વી હોય; ને માવજતે તેજી જેવી માગે. ફારબસ દૂરંદેશ અમલદાર હતો, અને સ્હમજતો કે આજના કારકુન તે કાલના અમલદાર છે.

'બધા નોકરોને એવી ઉમેદવારી રહેતી હતી કે આ સાહેબના હાથથી મારી બહેતરી થશે. અને ઘણાએકની બહેતરી થઈ પણ ખરી.'

સત્તાધારીની સત્તા બે વિધે દેખાડાય; ભલું કરીને ને બુરૂં કરીને. સહુસહુની પ્રકૃતિ અનુસાર અધિકારીઓ અધિકાર માણે છે. પ્રાચીન કાળથી ગીતાજી તો ભાખી ગયાં છે કે प्रकृति यान्ति भूतानि ફારબસ ભલું કરીને અધિકારને માણતો.

'સરકારી નિશાળનો કે ગામઠી નિશાળનો મહેતાજી હોય, તેને વધારે માનથી તથા સ્નેહથી બોલાવતા હતા.'

ફારબસ જાણતો કે આવતી કાલની પ્રજાને મહેતાજી સરજે છે.

'પછી સિદ્ધપુરમાં જઇને રૂદ્રમહાલય વગેરે જૂની જગાઓ જોઇને ત્યાંથી 'ખેરાળુ' તરફ ગયા. ત્યાં લૂણસર

ગામ પાસે એક બનાવો જન્મ થયો, માટે ત્યા વીસ દિવસ રહેવાનુ થયુ પછી ખેરાળુ ગયા ત્યાના કુનાવિસદાર આજમ જામુ મીયા હતા તેઓ સાહેબની સ્વારી સામા લુણસર સૂધી આવ્યા હતા, અને આગ્રહ કરીને ખેરાળુ તેડી ગયા અને ગમ્મત કરવા સારૂ તેઓએ અમદાવાદથી તથા પેથાપુરથી તાયફા તેડાવ્યા હતા ઘણી ધામધૂમથી પોતાના દરબારમા સાહેબને તેડી ગયા પણ સાહેબે અગાઉથી કહ્યુ હતું કે રાડોનો નાચ મારા આગળ કરાવવો નહિ તેથી મીયાએ હાથીની અને વઘની લડાઈ પોતાના કિલામા અગાઉ કરાવેલી હશે તે વાત કહી જણાવી પણ નિશાળો બાબતની અને પ્રજાના સુખદુઃખની વાતોના શોખવાળા સાહેબને જનાવરોની લડાઈની વાત મનમા પસંદ પડી નહિ ’ ઉઠતી વખતે મીયાએ કહ્યુ કે સાહેબ, આપની કચેરીના લોકોને નાચ જોવાની રજા આપવી જોઇએ સાહેબે કહ્યુ કે બીજા કોઇને હુ મને કરતો નથી, જેની મરજી હોય તે જોવા રહે પછી સાહેબ મુકામ ઉપર ગયા, અને દફતરદાર શિરસ્તેદાર વગેરે નાચ જોવા બેઠા સાહેબે નાચ જોયો નહિ તેથી મીયાને ઘણુ ઓછુ લાગ્યુ હતુ

‘પછી ચોમાસુ નજદીક આવ્યુ તેથી સાહેબસ્વારી સાદરે આવી અને ત્યા નિશાળ સ્થાપવાનો વિચાર કરવા માડયો ’

ફારબસ અને દલપત બન્ને સરસ્વતીની વાડીના પુષ્પો હતા. જ્યહા જ્યહા પુષ્પ, ત્યહા ત્યહા પરિમળ, તેમ જ્યહા જ્યહા દલપતફારબસ, ત્યહા ત્યહા સરસ્વતીના પમરાટ-

'આનરેબલ એલેકઝાંડર કિન્લાક ફારબસ સાહેબ મહીકાંઠાના જે જે ભાગમાં ફર્યા ત્યાં નિરંતર તેમના મનમાં એવો વિચાર રહેતો હતો કે અંહીના લોકોનું સર્વ પ્રકારે મારાથી બની શકે તેટલું મારે સારૂં કરવું જોઈએ. કેટલાએક તાલુકદારોના કુંવરો વિદ્યા ભણવા લાયકની ઉમરના તેમના જોવામાં આવ્યા. પણ તેઓ કંઈ વિદ્યાભ્યાસ કરતા નહોતા. તેથી તે તાલુકદારોને સાહેબે ઘણી રીતે સમજાવીને સલાહ આપી કે તમારા કુંવરોને ભણાવો. એ વાતની કેટલાએક તાલુકદારોને તો અસર થઇ; પણ તેઓએ કહ્યું કે અમારા કુંવરો અલડ છે; માટે અમે તેઓને ભણાવા સારૂ માસ્તર રાખીએ તો તેનો પગાર અમારા માથે પડે અને કુંવરો ભણે નહિ; કેમકે તેઓ અમારી ધાક માનતા નથી. ત્યારે સાહેબે એવો ઠરાવ કર્યો કે તાલુકદારના કુંવરોને સાદરાની છાવણીમાં રાખવા, અને તેઓને ભણાવા સારૂ એક સારી નિશાળ ચલાવીને સારા મહેતાજી રાખવા. પછી નિશાળફંડનાં નાણાં ઉઘરાવીને નિશાળ ચલાવા માંડી. છાવણીમાં બધે પોતે ફરીને નિશાળ લાયક જગાનો શોધ કર્યો, ત્યારે ગાયકવાડી એક પાયગા રહેતી હતી તે જગા ધ્યાનમાં આવી. તે જગા ખાલી કરવા સારૂ ગાયકવાડી સૂબા ઉપર લખ્યું ત્યારે પાયગાવાળા તે જગા છોડવાને નાખુશી થયા.

'સૂબા રામચન્દ્રરાવ હાડે બાપૂ સાહેબ હતા. તે ગાયકવાડ મહારાજના સગા હતા, અને ઘણું સારૂં માણસ હતા. તેઓએ વડોદરે રિપોર્ટ કર્યો, અને ઘણી તકરાર લીધી. ત્યારે સાહેબે કહ્યું કે આવા સારા માણસને દુઃખ

લગાડવું તે ખોટું છે; પણ બીજે કયાંઇ એવી જગા નથી માટે લાચાર. પછી એ જગા ખાલી કરાવીને તેના મેદાન વચ્ચે નિશાળનો પાયો નંખાવ્યો, અને ચારે તરફ ફરતાં સીધી હારે એક મોતિયાંનાં ઘર કરવાની લોકોને રજા આપી. એક ઘર નિશાળફંડ ખાતે મહેતાજીને વાસ્તે ઠરાવ્યું. લોકોએ તેનું નામ ફારબસબજાર ને ફારબસ સ્કૂલ રાખ્યું.'

૧૮૫૨માંની એ ફારબસસ્થાપી શાળા તે સાદરા તાલુકદારી સ્કૂલ, જે પાછળથી સ્કોટ કોલેજ કહેવાઇ હતી. ભારતવર્ષમાંની એ પ્રથમ રાજકુમાર કોલેજ. ફારબસ-દલપત માનતા કે કેળવણીનાં પાણી પાવાં તે પ્રજાવૃક્ષનાં મૂળને પાણી પાવા જેવું છે.

પછી ચોમાસુ ઉતર્યે સાહેબસ્વારી ઇડર ભણી ગઇ.

'ઇડરને પાદર પોતાના કબીલાના મુકામ જૂદા બાગમાં અને કચેરીના તંબૂ જૂદા બાગમાં ઉભા કર્યા હતા, અને મિજલસમાં મડમ સાહેબને સાથે લઇ જતા નહોતા. તેથી કેટલાએક લોકો એવી વાતો કરતા હતા કે આ સાહેબ વિલાયતના રજપૂત વંશના છે. × ×

'આ દેશના લોકો કોઇ સાહેબની રીતભાત ઉપરથી અથવા તેના નામ ઉપરથી કલ્પનાઓ કરે છે. × × જેમ કે મિ. હોપ સાહેબને કહે છે કે તે વાણિયા છે. × વળી કેટલાએક લોક એવું પૂછતા હતા કે વિલાયતમાં સોલંકી વાઘેલા ચહુઆણ અને ચાવડા વગેરે હશે? વળી કેટલા-એક તો રસ્તામાં જતાં એક બીજાને કહેતા હતા કે આ બાગમાં સાહેબના જનાનખાનાના તંબૂ છે, માટે ત્યાં કોઇ

પુરુષથી જવાય નહિ. તે સાહેબ સવારમાં વહેલાં અને સાંજની વખતે મડમ સાહેબને સાથે લઈને ડુંગર ઉપર અથવા વગડામાં ફરવા જતા હતા.'

પ્રજામાં નવયુગની ભાવનાઓ વાવવાનું કારભસ ઇડરિયા ગઢમાં યે ભૂલ્યો ન્હોતો. ને સાહેબના દેશમાળી ન્હતા દલપતરામ.

'ઇડરમાં એક જાહેરસભા ભરીને ભાષણ કરાવ્યું હતું, તથા કવિતા વંચાવી હતી. તે સભામાં ઇડરના મહારાજ જુવાનસિંહજી તથા તેઓના સરદારો પગાવતો અને બીજા શેઠશાહુકારો મળીને આશરે ૩૦૦ માણસો હતાં. છેલ્લી વારે સાહેબે પોતાનો અભિપ્રાય આપતાં દેશના સુધારાનાં અને શિખામણનાં વચનો કહ્યાં હતાં. તે જોઇને સઉને નવાઇ જેવું લાગતું હતું; અને લોકો કહેતા હતા કે કોઈ સાહેબે અંહી આવીને આવી રીતે કર્યું નથી. વળી તે સભામાં સાહેબે કહ્યું કે કોઇને કશી તકરાર લેવી હોય કે કાંઈ આ વિશે પૂછવું હોય તો સુખેથી પૂછો.

'એવામાં વીરમગામના નામીચા શાહુકાર બારોટ પ્રથીરાજ ભીમસંઘ ઇડર જીલ્લામાં પરણવા સારૂ આવ્યા હતા, તેઓએ સાહેબનો મુકામ ઈડરમાં છે એવું સાંભળ્યું, તેથી ચાહીને મળવા સારૂ આવ્યા. અને ઈડરના મહારાજની સ્વારી વીરમગામ તરફ ગઈ હશે ત્યારે તે બારોટે રૂ. ૧૦૦૦ ખરચીને મહારાજને મીજમાની આપેલી, તેથી મહારાજે તે બારોટને પોતાના દરબારમાં બોલાવીને સિરપાવ આપ્યો, તથા રૂપાની છડીવાળો ચોપદાર આપ્યો.

જ્યારે ભૂજના રાવ સાહેબની કુંવરીના સગપણની વાત ઇડરના મહારાજની સાથે કરવાની હતી ત્યારે ફારબસ સાહેબે વચમા રહીને બંદોબસ્ત કરાવ્યો હતો

'તાલુકદારો ચાહીને સાહેબને મળવા આવતા હતા, અને સાહેબનો સ્નેહ જોઈને વધારે દિવસ સૂધી સાહેબની સ્વારીમા રહેતા હતા સાહેબ મહીકાંઠામા થોડુ રહ્યા, પણ સઉ સાથે કુટુંબીના જેટલો સ્નેહ બધાયો હતો

'તાલુકદારોની મુલાકાત લઇને પાન ફૂલ અત્તર ગુલાબજળ વગેરે વહેંચીને મધુર ભાષણ કરીને તેઓ સાથે મિત્રતા કરતા હતા ઇડરના પટાવતોમા ઊંડણીના ઠાકોર અરજણસંઘજી સાથે વધારે માયા થઇ હતી તથા મૂડેટીના ઠાકોર સૂરજમલજીની બહાદુરી સાભળીને તેઓનો ઇતિહાસ લખાવી લીધો અને તેઓને મળવા વિશેષ ચહાતા હતા બેધડકથી વાતો કરવી, હસવુ, હસાવવુ, અને બરોબરિયાપણું દેખાડીને જીવ મેળવી લેતા હતા'

ઇતિહાસઅભ્યાસી ફાર્બસ એ રાજમન્ત્રનો મન્ત્રીશ્વર હતો કે જમીન જીત્યે નહિ, દિલ જીત્યે રાજ્ય સ્થપાય

'તે સાહેબ એવી ફીકર બહુ રાખતા હતા કે મારી સ્વારી આવવાથી કોઇ રઇયતને કશી રખે અડચણ થાય. ફરવા નીકળે ત્યારે રસ્તામા કોઇ મળે તેને પૂછતા હતા કે આ લશ્કર અહી આવવાથી કોઇ લોકને કશી અડચણ હશે? અને આ સ્વારી અહી આવવાથી લોકો રાજી હશે કે દીલગીર હશે? તાલુકદાર આવી સાહેબને કહે કે

કચેરીને મીજમાની આપવી છે, તો આગ્રહ જોઇને રજા આપતા; પોતાનાં ઘોડાંબળદોની ના પાડતા.'

ઇડરમાં એક જણ ધૂણતો ધૂણતો સ્વારીમુકામે આવ્યો. પાછળ માનવીટોળું હતું. સામળાજીના થાણદારનો કને કાગળ હતો. કચેરીમંડળે તેને ધમકી દીધી, શિકોતર હોય તો નિજ અંગમાં ન્હોતરી. પછી કચેરીવાળા ત્હેને સાહેબ કને લઇ ગયા. ત્ય્હાં ખૂબ ધૂણ્યો. સાહેબે ત્હેને માથે પાણીએડાં રેડાવ્યાં; ને પછી સ્મેલિંગ સૉલ્ટ સૂંઘાડયે ઘડીક બંધ રહ્યો. વળી પાછો બહાર જઇ ધૂણવા લાગ્યો. જેલમાં પૂરવાનો ને જામીન લઇ છોડવાનો હુકમ કીધો, ત્ય્હારે ત્હેનો વળગાડ ગયો.

ચોરીની ફરીયાદો કરતાં વળગાડની ફરિયાદો મહીકાંઠામાં ત્ય્હારે અધિકી આવતી

'એક સમે પેથાપુરના એવા એક ફરિયાદીનુ ભૂત હીરાલાલભાઇએ એવી રીતે કાઢયુ હતું કે રાતા અક્ષરથી ચીઠીઓ લખીને તેને આપી, અને કહ્યુ કે વિલાયતનો એક મોટો મંત્રવાળો છે તેની આ ચીઠીઓ છે. તે માદળિયામાં ઘાલી તેને પાસે રાખીશ એટલે તારા શરીરમાં ફેરા રહેશે નહિ. પછી તેણે તેમ કર્યું. અને પછી આવીને જાહેર કર્યું કે એ ચીઠીઓથી મારો ભૂતનો વળગાડ ગયો.'

જૂઠડા દેવને જુઠ્ઠાણાની પૂજા એ આનુ નામ.

પછી ઇડરથી મુકામ ઉઠાવીને તારંગે ગયા. ત્યાંની જગા જોઇને દાતા ભણી ગયા.

'ગઢવાડા તાલુકાના એક ગામને પાદર મુકામ હતો. ત્યાં ભારખાનાના ગાડાવાળા ખેડુઓ ધાંટા કાઢીને માંહો-

માંહે દિલગીરીથી બોલતા હતા કે ભાઈ, આપણા તો બૂરા લોગ છે. સાહેબે તે શબ્દ સાંભળ્યો, એટલે તરત તે ખેડૂઓ પાસે ગયા. ત્યારે ખેડૂઓએ જાણ્યુ જે સાહેબ આપણા ઉપર ગુસે થયા હશે માટે ખીજવા સારૂ આવે છે એમ જાણીને તેઓ બોલતા રહી ગયા ત્યારે સાહેબ બોલ્યા.

સાહેબઃ કેમ છે ? પટેલો !

ખેડૂ. સારૂ છે, સાહેબ ! હવે અમને કયારે છોડી મૂકશો ?

સાહેબ મે કાઈ તમને કેદ કર્યા નથી. જેવી રીતે શાહુકાર ટોકો તમને ભાડે તેડી જાય છે તેવી રીતે મે તમારા ગાડા ભાડે લીધેલા છે. તેમા તમને કશી હરકત હોય તો તે વાત જાહેર કરો.

ખેડૂ. સરકારના ઠરાવ પ્રમાણે અમને ભાડું મળશે કે નહિ તે વાતનો અમને ભરૂસો નથી અને ગાડામાં ઘણો ભાર ભરીને, પછી બળદ ચાલી શકે નહિ તેથી ગારદીઓ અમને બધૂકના કદા મારે નહિ તો પછી અમને બીજી કશી હરકત નથી

સાહેબઃ અમારી સ્વારીમા કોઇને ઓછું ભાડુ મળ્યાની વાત સાભળી છે ?

ખેડૂ. તમારી અસ્વારીની વાત તો અમે સાભળી નથી. પણ આગળ ઘણી વાર અમને ભાડા મળેલા નથી, અને માર ખાઇને પાછા ગયા હતા.

સાહેબઃ તમને કોઇ ગારદી મારે, કે ઘણો ભાર ભરે, કે ઓછું ભાડું મળે, તો તે વાત મને તમારે જાહેર કરવી.

ખેડૂ: સાહેબ, તમે તો આગળ હો કે પાછળ હો: ત્યાં અમે ક્યાં જાહેર કરવા આવીએ ?

પછી સાહેબે મને બોલાવીને કહ્યું કે ભાડાં ચૂકવી આપવાનું કામ તમારા હાથમાં રાખો.'

ખેડૂતનાં જતન ફારબસને હૈયે હતાં, ને દલપતરામને ત્હેણે તે સોપ્યાં-ભળાવ્યા હતા.

પછી નહાના મડા એવા નામનું ગામ છે 'ત્યહાં એક મહીના સુધી મુકામ રાખ્યો. તે ગામની આસપાસ ઘઉંનાં ખેતર વાવેલાં હતા તેથી ઠંડી હવા આવતી હતી, અને તે જગા રળિયામણી દેખાતી હતી. પછી ત્યાંથી જઇને દાતે મુકામ કર્યો' ૧૨મી એપ્રિલ, ચૈત્ર સુદ ૪ ને મંગળવાર.

કવિઓ અને કવિતાના સંગે ફારબસ કુદરતરસિયો થયો હતો. કાળબોલના ને કુદરતબોલના કવિબોલ તો પડછન્દા છે ને ? કવિતા એટલે અનન્તની વીણાના ગાન. દલપતકાવ્યના મંગળાચરણમાં દલપતરામ કહે છે કે કવિતા એટલે શ્રી હરિની લીલાનું કીર્તન तस्य लीलानुकीर्तनम्

'એક સમે સાહેબે દફતરદાર આજમ વિનાયકરાવ માધવરાવ આગળ કાંઇ પ્રસંગે એવી વાત કરી કે જેવી રીતે હું સુખમા રહેવા ચાહુ છુ તેમ જ સર્વ માણુસોને પરમેશ્વર સુખમા રાખે એવુ ચાહુ છુ માટે કોઇ મહેતાઓ પોતાના કબીલા સ્વારીમા બોલાવે તો મને કશી અડચણ નથી. × ત્યારે દફતરદાર સાહેબે પૂછ્યુ કે દાતામા વધારે દહાડા મુકામ રાખો તો અમારા કબીલા અમે તેડાવિયે. સાહેબે કહ્યુ કે દોઢ મહીના સુધી અહીં મુકામ રાખીશુ. × પછી દફતરદારે કચેરીના સર્વે લોકોને કહ્યું કે જેઓની

મરજી હોય તેઓ અબાજીની જાતરાને બહાને પોતાના કબીલાને તેડાવો ×

'પછી સઉએ પોતાના કબીલા તેડાવ્યા તે કબીલાઓને તેડવા જવા સારૂ ગાયકવાડી અસવારો મોકલ્યા, અને (દાતાના) રાણાજીએ સઉને રહેવા સારૂ ગામમા જૂદા જૂદા ઘર ઉઘાડી આપ્યા અબાજીની જાત્રા સઉએ કરી દોઢ મહિના સૂધી ત્યા રહ્યા, તેમા કશી કોઇને અડચણ પડી નહિ કચેરીમડળના સઉ લોકો ખુશી થયા અને કહેતા હતા કે અમને કોઇ સાહેબે આવા લાડ લડાવ્યા નથી '

કમળનાળ સમી વકવેળામણી પીંડપાતળી સરસ્વતી નદી વહે છે ત્હ્યા ડુગરખોળે દાતા ગામ વસેલુ છે ફરતા ભીલ ને દીવડા વસે છે દાતાના મહારાણા આરાસુરી અબાના મહન્ત છે આરાસુરીની છાયામા ને સરસ્વતીને તીરે એ પરદેશી સાહેબ પરદેશીઓને સ્વદેશીઅધિકા લાડ લડાવતો હતો સાવકાને સહેદર કરતા એને આવડતું એનુ નામ તે રાજકળા

'જ્યારે દાતાના રાણાજી નોબત નિશાન સુધા સ્વારી કરી સાહેબના સામા આવ્યા ત્યારે તે રાણાજીનો પીતરાઇ ભાઈ સોનાજી હતો તે ભેશ ઉપર ગોદડી નાખીને તે ઉપર સ્વારી કરીને સાહેબના સામો આવ્યો અને સલામ કરી. ત્યારે સાહેબે પૂછ્યુ કે આ કોણ છે? એટલે સોનાજી બોલ્યા કે હુ રાણાજીનો ભાઇ છુ રાણાજીને ઘેર આટલી પાયગા છતા મારે ચડવા એક ઘોડુ નથી અને જો હુ પગપાળો ચાલીને સાહેબના સામો આવુ તો રાણાજીની આબરૂ જાય માટે આ ભેશ ઉપર સ્વારી કરીને આવ્યો છુ. તે સાભળીને સાહેબ રાણાજીના સામું જોઇને હસ્યા.

અને દાંતામાં થોડાક દિવસ રહ્યા પછી સાહેબે રાણાજીને કહ્યું કે સોનાજીને તમારી ચાકરીમાં રાખો. તે વાતની રાણાજીએ હા પાડી. પણ સોનાજીએ ચાકરીમાં રહેવાની ના પાડી, અને જાગીર લેવાનો દાવો કર્યો.

'એક સમે તીરથવાસી બ્રાહ્મણ સાંઝની વખતે આવીને દાંતામાં ઘેરઘેર માગવા ગયો. પણ એવા ઘણા ભીખારીઓ જાત્રાએ આવે, તેથી ત્યાંના લોકો કેટલાને ખાવા આપે? તેથી તેને ખાવાનું ન મળ્યાથી બાગમાં જઈને ભૂખ્યો સૂઇ રહ્યો. પણ બૂમો પાડીને રાતે બોલતો હતો કે આટલી વસ્તીને પાદર હું ભૂખ્યો પડી રહું છું. કોઇને દયા આવતી નથી.

'સાહેબે આઘા જઇને એ શબ્દો સાંભળ્યા. પછી મને બોલાવીને કહ્યું કે મારા પગારમાંથી દર સેંકડે બે રૂપૈઆ ગરીબ લોક વાસ્તે હમેશા ધર્માદા કાઢું છું. તેના આશરે દોઢસો રૂપૈયા ભેળા થયા છે. માટે આપણી સ્વારી અંહી રહે ત્યાં સૂધી ભૂખ્યુ માણસ હોય તેને, અથવા જે ભીખારી સદાવ્રત લેવા આવે તેને મારા વતી તમે સદાવ્રત આપો. તે દરએક જણને દોઢ શેર આટો, પાશેર દાળ, પાશેર ચોખા, અધશેર ખાંડ, અધશેર ઘી, તથા ચાર પૈસા મસાલાના આપવા. પછી એવી રીતની જાહેર ખબર લખીને ગામને ઝાંપે, ગામમાં, અને સાહેબની કચેરી આગળ મેં ચોડી. પછી હિન્દુ મુસલમાન બ્રાહ્મણ કે ફકીર વગેરે જે આવે તેને ગામના એક મોદી ઉપર હું ચીઠી લખી આપતો હતો.

'તે શિવાય કોઈ લૂલું આંધળુ કે દુઃખી માણસ

આવે તેને સાહેબ એકથી તે પાંચ રૂપૈઆ સૂધી આપતા હતા. જ્યારે સાહેબ અમદાવાદ આવ્યા ત્યારે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કારકુન બાપાલાલ ગોવિન્દરામને અમદાવાદમાં એ કામ સોંપ્યું હતું. તે દર રવિવારે આપતા હતા.'

ફાર્બસનો ધર્માદો વિશાળ હતો, સાધુ ને સાંઈ ઉભયને માટે હતો.

વળી પાછી આવે છે ડાકૂકણોની વાત.

'એવામાં દાંતા ગામમાં ઔદંબર નાતની બે બ્રાહ્મણીઓ ઉપર દાંતાની રઈયતે એનો દોષ મૂક્યો હતો કે તેઓ ડાકણો છે. × રઇયતે રાણાજી આગળ ફરિયાદ કરી, તેથી રાણાજીએ તે બંને જણીઓને ગામમાંથી જાકારો દીધો. એટલે તે સાદરે ફરિયાદ કરવા આવીઓ. એવામાં કાંઈ બીજું પણ કામ હતું તે સારૂ રાણાજી પણ સાદરે આવ્યા. ત્યારે સાહેબે રાણાજીને × ભૂતનિબંધની ચોપડી આપી ને તે વંચાવી જોવાની ભલામણ કરી. ત્યારે રાણાજીએ કેટલાએક દાખલા આપીને સાહેબને કહ્યું કે તે બાઇઓની નજર લાગ્યાથી એક વખતે દાળ બફાઇ નહોતી, તથા રસોઇ ઉપર નજર લાગ્યાથી તે જમનારને ઉલટી થઈ હતી, અને રસોઈ ખાનાર કૂતરૂં મરી ગયું હતું. એક વખતે એવી રસોઈ ભોંયમાં દાટી, અને પછી કાઢીને જોઇ તો કીડા થઇ ગયા હતા. ત્યારે સાહેબે કહ્યું કે અંહી એ વાતની સાબીતિ કરવી જોઇએ. પછી તે બાઇઓ એક મોટી ધર્મશાળામાં ઉતરી હતી, તે જ ધર્મશાળાની એક ઓરડીમાં ખુશાલરાય સારાભાઇ ઉતર્યા હતા. × × ખુશાલરાય

તે બાઈને જરૂર રસોઇ પાસે બોલાવતા હતા. ત્યારે રાણાજીના માણસોએ કહ્યું કે શરકારી નોકરને નજર લાગે નહિ.'

ખરેખર ! વહેમયવનની સ્હામે ત્ય્હારે આવાં ઘણાં ધિંગાણાં ખેલવા પડતાં. ડાકણોને ભરી પીનારા એ ખુશાલરાયભાઈએ પછી સોસાયટીને માટે ડાકણો વિષે નિબન્ધ લખ્યો હતો.

દાંતામાં યે ફારબસને સત્સંગ કવિઓનો હતો. 'ઈડરથી કવિ ધીરજીને સાથે લીધા હતા, તે દાંતામાં પણ સાથે હતા. વળી રાણાજીના કવિઓને પણ સાહેબે તેડાવ્યા હતા. એક ગઢવી ગોરખદાસજી કવિ થઈ ગયા. તેણે રાણાજીની વંશાવળીનો પરમારવંશવર્ણન એવા નામનો ગ્રન્થ કવિતામાં રચેલો છે, તે ગ્રંથ સાહેબે લખાવી લીધો.'

દાંતાની ડુંગરમાળમાં યે ફારબસદલપતનું ઇતિહાસ-સંશોધન તો અવિરામ ચાલતું જ હતું.

'પાલનપુરના શીમાડાની તકરાર બાબત ત્યાંના કારભારી આજમ મોતીલાલભાઈ ત્યાં (દાંતે) આવ્યા હતા. પછી મડમ સાહેબ સુધાં સાહેબ અંબાજીએ પધાર્યાં.'

બુદ્ધ ભગવાનની જન્મતિથિ તે વૈશાખી પૂર્ણિમા હતી.

'દાંતાથી અંબાજી દસ ગાઉ થાય છે. તેમાં ત્રણ ગાઉ સૂધી ગાડીઓ ચાલી શકે છે. (આજે તો સળંગ મોટર દોડે છે.) પછી આરાસુર નામના ડુંગર ઉપર ચાલવું પડે છે. ત્યાં ઘોડાં કે પાલખી જઇ શકે છે. દાંતાથી જતાં મઢમ સાહેબ સગરામમાં બેઠાં હતાં, અને પછી પાલખીમાં બેઠાં હતાં. અને સાહેબ તો દાંતાથી જ ઘોડા ઉપર બેઠા હતા. દાંતાના રાણા જાલમસંઘજી સાથે આવ્યા

હતા. સરકારી નોકરો કેટલાએક આગળ ચાલતા હતા. તેઓને સાહેબે કહ્યું કે તમે સંઘમાં જેવી રીતે રસ્તામાં ચાલતા હો તેવી રીતે ચાલો. તમારા દેશનો હરેક ચાલ જોવાની મારે મતલબ છે પછી કચેરીના લોકો રસ્તે ચાલતાં વલ્લભ ભટ્ટના રચેલા માતાના ગરબા ગાવા લાગ્યા. અને છેલ્લી વારે સહુ ઘાટો કાઢીને ‘અંબે માતકી જે’ એમ બોલતા હતા. વળી કોઈ કહેતા હતા કે આ તો ફારબસ સાહેબનો સંઘ છે; સાહેબ ! તમે અમારા સંઘવી છો. તે સાંભળીને સાહેબ હસતા હતા.’

એમ સં. ૧૯૦૮ની વૈશાખી પૂર્ણિમાએ ફારબસનો સઘ આરાસુરી અંબાએ સિધાવ્યો.

‘વળી રાણાજીને અંબાજી સંબધી હકીકત સાહેબ પૂછતા હતા, ને કહેતા કે આ ડુંગરનો રસ્તો બધાવો તો ઠીક. ત્યારે રાણાજીએ રસ્તા વિશે કહ્યું કે તીર્થજગ્યા જેમ અન્તડીમાં હોય તેમ તેનો મહિમા વધારે હોય છે. માટે રસ્તો બાંધવાની અમારી મરજી નથી. એ રીતે ચાલતાં ત્રીજે પહોરે અબાજી પહોચ્યા.’

કપાળની વચ્ચે ચાંદલો, એમ ડુંગરમાળની વચ્ચે માતાજીનું મન્દિર છે

‘તે દિવસે વિસળનગરના નાગર હવન કરતા હતા તે સાહેબે જોયો. પછી દેરાની ચારે તરફ ફરીને જોયુ. પગનાં બૂટ ઉતારીને મંડપમા જઇને મૂર્તિ જોઈ. ધર્મશાળાના મેડા ઉપરની એક ઓરડી માંહીથી બધ કરેલી હતી. ત્યારે સાહેબે પૂજારીને પૂછ્યું કે આમાં શું છે ? તેણે જવાબ દીધો કે આશરે છ મહિના થયાં એક બ્રહ્મચારી

આવ્યો છે. તે દિવસમાં એક વાર ફક્ત સાથવો ખાઇને આ ઓરડીમાં પેશીને અનુષ્ઠાન કરે છે. તે સૂર્ય ઉગ્યા પહેલાં નહાવા સારૂ અને પછી સંધ્યાકાળે બહાર નીકળે છે. પછી સાહેબે તેનો તપાસ કરવાનું મને ફરમાવ્યું. તેથી સાંઝની વખતે તે બ્રહ્મચારીને હું મળ્યો. તે પ્રથમ ઘોઘામાં મને મળેલો હતો. ત્યારે પણ તે અનુષ્ઠાન કરતો હતો, અને શરીરે ઘણું કષ્ટ સહન કરતો હતો. × તેને એવી ઇચ્છા હતી કે માતાજી પ્રત્યક્ષ એક વાર મારી સાથે વાતચીત કરે. મેં કહ્યુ કે એવી રીતે કદી બનવાનું નથી. ત્યારે તેણે કહ્યું કે હવે અંહીંથી ત્રણ ગાઉ ઉપર ગબ્બરના ડુંગર છે, ત્યાં જઇને અનુષ્ઠાન કરીશ. લોકો કહે છે કે ત્યાં માતાજી રહે છે. પછી જો તે મારી સાથે વાતચીત કરશે નહિ, તો પછી હું આશા મૂકીશ. એ બ્રહ્મચારીને મેં બહુ સમજાવ્યો, પણ તે સમજ્યો નહિ. પણ તેણે કમળપૂજા ખાવાનો વિચાર કર્યો હતો તે મોકુફ કર્યો.'

દલપતરામ ફારબસનો જાણે ઓછાયો હતા. ફારબસની મર્યાદાઓ દલપતરામ પૂરતા ફારબસ વાછે, પણ સ્વયં એનાથી અશક્ય ભાસે એ દલપતરામને સિદ્ધ કરવાનું આવતું. પીંડ ને પડછાયા જેવા કે એક વિચારદેહના બે બાહુ સમા ફારબસદલપત સંગાથે વિચરતા.

'એવામા મુંબઇનો એક શાહુકાર ત્યા આવ્યો હતો. તેને એવી બાધા હતી કે અંબાજીમા પાચ રાત્રી સૂધી સ્ત્રીનો વેશ પહેરીને ફરવું. તેણે મૂછો મૂડાવીને મગિયુ કાંચળી અને ઘાઘરો પહેર્યો હતો. તેનો કબીલો સાથે હતો.'

આડમાર્ગે ઉતરેલી પુરુષાતનની મુંબઇગરી અતિશયતા.

સુધારવાને આવી બાધા મુંબઈમાં કય્હારેક કય્હારેક લેવાતી હશે !

'ત્યાં એક ભવાયાનુ ટોળું આવ્યું હતું. તેણે રાતની વખતે ભવાઈ કરી

'બીજે દહાડે સાહેબ ને મઢમ સાહેબ સુધાં કુંભારિયાનાં દહેરાં જોવા ગયા. ત્યાં કેટલાએક શિલાલેખ સંવત ૧૩૦૩ પછીની સાલના હતા તે લખી લેવાનું મને ફરમાવ્યુ. ત્યાં જ્વાળામુખીથી પર્વત ફાટીને ગંધકનો રસ અસલ નીકળેલો, તેથી આરાસણા નામનુ ગામ બળી ગયેલુ, તેની નિશાનીઓ તથા ઇંટોડા જોયાં. એક પાળિયા ઉપર કુંભા રાણાની વખતનો લેખ હતો તે જોયો. પછી ત્યાંથી બે ગાઉ ઉપર કોટેશ્વર મહાદેવ છે ત્યા ગયા, અને સરસ્વતી નદીનુ મૂળ જોઇને પાછા અંબાજી આવ્યા. પાંચ દિવસ સુધી ત્યા રહ્યા. ×

'પછી ત્યાથી પગરસ્તે આબૂએ જવાય છે તે રસ્તે થઇને સાહેબ આબૂ જોવા પધાર્યા. શિરસ્તેદાર હીરાલાલભાઇને સાથે લઇ ગયા. મઢમ સાહેબ પણ સાથે ગયાં. પંદર સ્વાર સાથે રાખ્યા. અને હું મારા કબીલા સુધાં પંદર દિવસ અંબાજીમાં રહ્યો.

'એક દિવસ આબૂની તળેટીમા સાહેબનો સિંધી સવાર ફતેહખાન નામે શીકાર કરવા ગયેલો. ત્યાં તેને એક મોટો વાઘ મળ્યો તેથી તેના જીવને નુકશાન થાત, પણ તેણે હીંમતથી બધુક છોડી, તેથી વાઘના કપાળમાં ગોળી વાગી, અને વાઘ મરી ગયો. પછી ફતેખાને આવીને સાહેબને વાત કરી, એટલે સાહેબે તેનો તપાસ કરાવ્યો,

અને ફતેખાનની હીંમતની વાત સાંભળીને ખુશી થયા. પછી શિરસ્તેદાર હીરાલાલભાઇને કહીને રૂ. ૫૦ નો તોડો કરાવીને ફતેખાનના પગમાં પહેરાવ્યો, અને તેને વાઘમાર કહીને સાહેબે બોલાવ્યો.'

ફારબસ જવાંમર્દ હતો ને જવાંમર્દને પિછાનતો.

પેલા લખનઉની રેસીડેન્સીના સંરક્ષણહાર, આઘેથી બળવાની ઝાળને આવતી પેખનાર, ને લખનઉમાં સરંજામ ભરીસંઘરી આગમની આગાહી સ્હામે તૈયારી કરનાર, અણુમાં આદેશ વાંચનાર ને પ્રજાજનની વિટંબણાઓનો પારખ, સાચ્ચાબોલો ને તેથી કલકત્તાનો અળખામણો પણ ઇતિહાસનો માનીતો, અગમચેતી સર હેનરી લોરેન્સ ફારબસને આબૂના પર્વતશિખરે મળ્યો હતો. ગુર્જરરાષ્ટ્રના મુગટશૃંગેથી પરાશરારણ્યને, રાજસ્થાનનાં રણપગથારને, તેની પાછળના તારાગઢના શિખરને, ને તેથી યે દૂર મેવાતની ડુંગરમાળની પાછળથી ડોકિયાં કરતા દિલ્લીના મિનારાઓને કલ્પનાની કીકીએ નિહાળતા નિહાળતા ભૂતકાળના કાળથર ઉકેલનાર ને વર્તમાનવાર્તાના આંકડા વાંચનાર એ બે બાંધવબેલડીએ અર્બુદાચળને કાંગરે ઉભી વાર્તાલાપ કીધા એ આજ સંભળાતા હોત તો ’૫૭ના બળવાના ઇતિહાસનું એક નવું પ્રકરણ સાંપડત. અને હેનરી લોરેન્સ જો લખનઉના ઘેરામાં દફનાયો ન હોત તો કદાચ ફારબસ પણ પેશ્વાની પાટનગરીને બદલે હિન્દની બાદશાહી પાટનગરીમાં દફનાયો હોત; ગુજરાતનો જ નહિ, સમસ્ત ભારતવિખ્યાત ઇતિહાસકાર ફારબસ થાત. પણ વિશ્વવિધાત્રીને મન ગુજરાત વધુ લાડીલું હશે.

મહીકાંઠામાં 'જ્યા જ્યાં સ્વારી ફરવા ગઈ ત્યાં હું મારા કબીલા સુદ્ધાં સાથે ફરતો હતો. પોતાના વિદ્યાગુરુની પેઠે, અથવા બરાબરીના મિત્રની પેઠે મને રાખતા હતા. મારા છોકરા સાહેબને સાહેબ કાકા અને મઢમને મઢમ કાકી કહીને બોલાવતા હતાં. તે બને જણાં પોતાનાં બચ્ચાં ઉપર જેટલો પ્યાર રાખતા તેટલો પ્યાર મારા છોકરાં ઉપર રાખતા હતા, સારું બદામો મેવો આપીને ખુશી રાખતાં હતા, અને હેતથી બોલાવતાં હતા.'

સંસ્કૃતિઓના સંગમઘાટના પેલા અજરામર ફારબસ વિરહના વિરહકાવ્યમા દલપતરામે શોકોદ્ગાર ઉચ્ચાર્યા છે કે

કોણ હવે કરશે પ્રતિપાલન સંકટના પડતાં શિર શાકા?
કોણ દિવાળિ દિને દિલપ્યારથિ મોકલશે કુલખડી-ફટાકા?
મિષ્ટ મિઠાઈ, નવાઈની ચીજ, અને વળી ઉત્તમ અંચળતાકા?
મિત્ર! હવે મુજ બાળકડા કહેશે જઈ કોણને સાહેબકાકા?

અને મહીકાંઠાવાસની દલપતફારબસની સર્વશ્રેષ્ઠ સાહિત્યપ્રવૃત્તિ તે તો કવિઓનો મેળો. ફારબસવિલાસ કાવ્યમા દલપતરામે એની ઘેરી ઘેરી છાયાઓ પાથરી છે. કવીશ્વર અને કવીશ્વરશિષ્યે ગુજરાતનું પ્રથમ કવિસંમેલન ઇસ્વી ૧૮૫૨ની દીવાળીમાં ઇડરમા ભર્યું, અને એમ એ દિવાળીપર્વને સાહિત્યપર્વ કરી ઉજવ્યુ.

સંવત ૧૯૦૮ની દિવાળીમા સાહેબસવારી ઇડરમાં હતી દલપતરામ પણ સંગાથે હતા ત્યા દલપતરામે સાહેબને કહ્યુ કે આ દેશમા ઘણા ગામ ભાટ ચારણ બ્રાહ્મણને અક્ષીસ અપાયેલા છે; ઇડરના વન વાઘથી ને કવિઓથી વસેલાં છે. કવિતકોડીલા ફારબસને ગુજરાતના કવિઓ જોવાના કોડ થયા. સાહેબે કહ્યુ કે ત્હારે કવિઓને આપણે

ન્હોતરિયે. પછી ઈડર મહારાજ જુવાનસિંહજીને કહીને ગામોગામ કાગળો લખાવીને કવિઓનો મેળો કર્યો. ખાનગી કાગળો પણ લખ્યા હતા, ને વહીવચાઓને પણ તેડાવ્યા હતા. મુખ્ય મતલબ રાસમાળાને માટે ઈતિહાસ લાયક હકીકત કવિતા સુધા મેળવવાની હતી. પચ્ચીશેક કવિરાજો પધાર્યા હતા. ફારબસે કહ્યું કે સૌને ખરચી અમે આપીશુ પણ ઈડર મહારાજે કહ્યુ કે અમારા કવિઓ છે, એટલે સીધુપાણી તો અંહી રહેશે ત્યહા સૂધી અમે આપીશુ, અને પોશાક આપવા હોય તે તમે આપજો ' મહેમાની અમારી ને સિરપાવ આપનો.

'પ્રથમ સાહેબે સઉને એવી ખબર આપી કે હાલમાં દીવાળીની રજાના પાચેક દિવસ આવે છે તેમા આ દેશના કવિઓની ચર્ચા સાંભળવાની જેઓની મરજી હોય તેઓએ અમારા તબૂમા દિવસના દસ વાગતાં સભા ભરાશે ત્યા સુખેથી આવવુ અને મરજી હોય ત્યા સૂધી બેસવુ વળી કવિઓને કહ્યુ કે દેશી રાજાઓની ખાનગી સભામા કે જાહેર સભામા જેવી રીતે તમે કવિતા બોલતા હો, અથવા જેવી રીતે વાદવિવાદ કરતા હો તેવી રીતે બેધડકથી અમારી આગળ સભામા બોલવાની તમને રજા છે, કેમકે આ દેશનો ચાલ જોવાની મારી ઇચ્છા છે.'

સાહેબનો ને સાહેબના કવિનો મુકામ બહાર બાગમાં હતો. ધનતેરશને દિવસે દસ વાગ્યે સાહેબને તબૂએ કવિઓ અને સરદારોની કાવ્યસભા મળી ઈડર મહારાજા સાહેબ પણ પધાર્યા હતા. તબૂને દ્વારે સાહેબના કવિ કવિરાજોને સરદારઠાકોરોને ઈડરવાસીઓને સત્કારતા ઉભા

હતા. તે તિથિએ દલપતરામને દિલનો ઉત્સવ હતો. 'ચારણોમાં સઉથી મુખ્ય કવિ મોજે કુવાવાના ધીરજી ગઢવી ગણાતા. તેઓએ ભુજની શાળામાં પાંચ વર્ષ સૂધી રહીને કવિપ્રિયા વિગેરે અલંકારના તથા રસના ગ્રંથોનો અભ્યાસ કરીને ભુજના રાવ સાહેબ તરફતું સારૂ ઇનામ મેળવ્યુ હતું. બીજે દરજે મોજે દેવરાસણના રણછોડદાસ ગઢવી હતા. તેને ઇડરના મહારાજના સસરા સુડેટીના ઠાકોર સૂરજમલજીએ પચાસ રૂપૈઆનો ઘોડો તે વખતે બક્ષીસ આપ્યો. કવિઓએ વ્રજભાષા ને ચારણી ભાષામાં કવિતો લલકાર્યા હતાં. શાલો પાઘડીઓ શેલાંઓની બાંસડીઓ ફારબસ સાહેબ હમેશાં સાથે રાખતા હતા. સઉને યોગ્યતા પ્રમાણે શાલ પાઘ શેલાનો સિરપાવ કીધો હતો. જૂના ઇતિહાસની વાતો વધારે જાણતા હોય એવાને વધારે દિવસ સૂધી પોતાની સ્વારીમાં રાખતા હતા. કવિઓને આ વાત અચરજ ઉપજાવે એવી નવાઈ સરખી લાગતી. સહુ કવિઓ ઘણા ખુશી થયા હતા. યોગ્ય સિરપાવ આપીને છેલ્લી વારે 'હું તમને તમારા ગુણ પ્રમાણે આપી શકતો નથી' એવા નમ્રતાનાં વચન કહીને સહુને વિદાય કરતા. કેટલાએકને પોતાની સહીનુ માનપત્ર આપતા.'

સ્કોટલાંડની પર્વતવીંટી સરોવરકુંજોમાંનો કો ઉમરાવ ઈડરિયા ડુંગરોની છાયામાં આવ્યો હોય એવો ફારબસ લાગતો. એના ગિરિદુર્ગના દલપતરામ જાણે રાજકવિ દીસતા. મહીકાંઠાના Lairds & Bairdsની મધ્યે ફારબસ સ્કોટલાંડની ઠકરાત માણતો.

ગુજરાતી કવિતા કે ઇતિહાસનો આટઆટલો કોડીલો,

'હિન્દી કે ઇંગ્રેજ, પછી ખીજો ફારબસ છેલ્લાં પોણોસો વર્ષમા કિયો થયો ? ઉત્તરમાં આઠ દાયકાનો ઇતિહાસ પેલુ અર્થસંદર્ભભર્યું ઉપનિષદમાનુ મૌન ઉચ્ચારે છે.

ગુજરાતની કવિતાને ને ગુજરાતના ઇતિહાસને ફારબસ ને દલપતરામ ત્હારે સંજીવની છાટતા હતા. મૂર્છાવશ ગુજરાત સચેત થઇ ઉઠતો હતો.

કવિઓનો એ સમૈયો પાચેક દિવસ ચાલ્યો ને કવિતાની રમઝટ બાજતી હતી. છેલ્લે દિવસે પડતી સ્હાંજે ત્ય્હાં એક ઘોડો તંબૂસ્હામે બાંધેલો હતો, તે ઉભો ઉભો વારે વારે ભોયે પગ ઠોકતો હતો. તે જોઇને સાહેબે ધીરજી કવિને પૂછયુઃ

સાહેબઃ કવિરાજ ! આ ઘોડો વારે વારે પગ ઠોકે છે, તે ઘોડાના મનની વાત પણુ તમે જાણી શકતા હશો.

ધીરજી અનુભવી હતા, તર્કશાળી હતા. દિલમાં પરપોટો ઉઠયો ને બોલ્યાઃ

ધીરજીઃ હા, સાહેબ ! એના મનની વાત પણ અમે જાણી શકીએ.

સાહેબઃ તો કહો જોઇએ

ધીરજી. કૈકના વિવાહના ઉછાહના દિવસ ગયા,
વીત્યા પછી વાત કોણ ચાહીને ઉચારશે ?
મોટા મોટા મેળા થાય, ભારે ભૂપ ભેળા થાય,
વરસ દિવસ પછી વાત તે વિસારશે;
આ સભાની શોભાના ગવાશે ઘેરઘેર ગીત,
વીસરશે નહિ વીત્યે વરસ અઢારસે;
ઠોકી ઠોકી પગ ઘોડો ઠેકાણું બતાવે જે
આ ઠેકાણું ને આ ટાણું સૌ લોકો સંભારશે.

અઢારસેં વર્ષ જીવશે તે જોશે પણ આજ બ્યાશી વર્ષે તો ફારબસને ને દલપતરામને મહીકાંઠા ભર્યે ભ્હોંએ ભાવથી સભારે છે, અને આપણે પણ ઈડરમાની પ્રથમ એ ગુર્જર કવિપરિષદને આજ સભારતા બેઠા છીએ ઇતિહાસ એટલે કાળની કથા, અને કવિતા એટલે કાળનો મહિમા. ઈતિહાસ અને કવિતા સગા ભાઈબ્હેન છે

'એવામા (સાહેબને) સરકારનો એવો હુકમ આવ્યો કે અમદાવાદની અદાલતના જડજની જગાએ તમારે તુરત જવુ તેથી આબૂ ઉપરની જગાઓ જોઇને તુરત પાછા અ બાજીએ આવ્યા, અને પછી દાતા આવ્યા કવિ ધીરજીને ઉમદો સિરપાવ તથા માનપત્ર આપીને વિદાય કર્યા સં. ૧૯૦૨ની સાલમા જ્યારે હું ભુજ ગયો હતો ત્યારે તે ધીરજી ભુજના રાવ સાહેબની શાળામા કવિપ્રિયા પૂરી કરીને રસરહસ્ય તથા બસીધર નામના કવિતાના ગ્રંથોનો અભ્યાસ કરતા હતા ત્યાર પછી તેણે તાત્કાળિક કવિતા કરવા વગેરેનુ સારૂ માન રાજસ્થાનોમા મેળવ્યું. રાણાજીના રૂઠાયા ભાઇ હરિસંઘજીને જીવક બાબત રાણાજી સાથે તકરાર હતી તેની સમાધાની કરવાનું કેટલુએક કામ બાકી હતું, અને તે હરિસંઘજીને તથા રાણાજીને સાહેબનો ઘણો ભરૂસો હતો તેઓ સાહેબની બદલી થવાનુ સાભળીને ઘણા દિલગીર થયા તેમ જ સર્વ કચેરીમડળ તથા તે જીલ્લાના લોકો પણ દિલગીર થયા. મિત્રતાના કાગળપત્ર લખવાની રાણાજીને તથા હરિસંઘજીને ભલામણ કરીને, દિલાસો દઇને, સાહેબ સાદરે પધાર્યા તે સમે રાણાજીની તથા ભાઇ હરિસંઘની આખમાથી આસુ પડયા. સાહેબની

બદલીનું સાંભળીને ઘણા તાલુકદારો તથા મોડાસાના દેસાઈ વગેરે નામીચા ગૃહસ્થો સાહેબની છેલ્લી મુલાકાત કરવા સારૂ સાદરે આવ્યા. અને કેટલાએકના કાગળો આવ્યા કે સાહેબ! અમે મળવા આવીએ છીએ માટે થોડાક દિવસ મહેરબાની કરીને સાદરા બિરાજશો. પછી દસબાર દિવસ સૂધી સાહેબ રહ્યા, એટલામાં મેળો ભરાય એટલા લોકો મળવાને આવ્યા. તેઓની ભીડ સાહેબના બંગલામાં થતી હતી. લોકો વારે વારે એવું કહેતા હતા કે સાહેબ! આપનો ગંભીર અને મેળાપી સ્વભાવ છે, તેથી અમારા મનની વાત આપના આગળ ખુલાસાથી અમે કરી શકીએ છીએ. એવો લાભ હવે અમને મળવાની આશા નથી.'

ફારબસને વિદાય આપવાને સાદરામાં મહીકાંઠાનું રાવણું મળ્યુ હતું.

'જ્યારે સાહેબ સાદરેથી નીકળ્યા ત્યારે ઘણા લોકો અધગાઉ સૂધી વોળાવા આવ્યા હતા, અને કેટલાએકની આંખોમાથી આંસુ ચાલ્યાં જતાં હતાં. પેલો વાઘમાર ફતેખાન આવીને હાથ જોડીને સાહેબની આગળ ઉભો રહ્યો. તે સમે તેની આંખમાથી પણ ઘણાં આંસુ ચાલ્યાં જતાં હતાં. અને બોલ્યો કે સાહેબ! હું આપની હજુરમાં રહેવાની ઉમેદ રાખું છું. અંહીના હલકા પગારથી મારૂ ખરચ પૂરૂ થતું નથી. તેને બાબાશાહી રૂ. ૮ મળતા હતા. પછી સાહેબે તેનો હાથ ઝાલીને કહ્યું કે તમે ફીકર રાખશો નહિ. તમે મહિને રૂ. ૫૦ના પગારની જગ્યા લાયક છો, અને બહાદુર છો, માટે તમને અમદાવાદમાં બોલાવીને તમારા લાયક નોકરી અપાવીશ. એવું વચન

આપીને અમદાવાદ આવ્યા પછી જેલના દારોગાની જગા રુ. ૫૦ના પગારની ખાલી હતી તે ઉપર વાઘમાર ફતેખાનને તેડાવીને રાખ્યો.'

કૃષ્ણ વળાવી હું વળી રે, ઉભી જમનાતીર;
આંસુડે ભીંજાય મ્હારો કંચવો, મ્હારાં ભીંજાય દક્ષિણી ચીર રેઃ
મધુવનના વાસી !

કરુણ હૃદયે ને ભાવભીની આંખે મહીકાંઠાએ એમ ફારબસને વિદાય દીધી. ફેર એક હતો. ગોપીઓ નહિ પણ મહીકાંઠાના ગોપ આંખ ભીંજવતા હતા અને દક્ષિણી ચીરને બદલે ઉપરણાના છેડલા બે આંસુડાં ઝીલતા હતા.

ઇસ્વી ૧૮૫૩ના જૂન માસમાં ફારબસ ને દલપતરામ અમદાવાદ આવ્યા. પૂર્વે જેમ વઢવાણથી અમદાવાદની વાટના તેમ હમણાં સાદરાથી અમદાવાદના માર્ગના દલપતરામ પરિચિત થતા હતા વિધાત્રી જાણે કહેતી હતી કે ત્રિજિયાઓમાં ઘૂમી આવો; પણ દલપતરામ ! ત્હમારો નેહ તો ગુર્જરરાષ્ટ્રના હૈયા સમા મધ્યસ્થાન રાજનગરે જ છે

સાહેબની બદલી સાંભળીને સંગાથે દલપતરામને પણ મહીકાંઠેથી જવાનું થશે એમ જાણ્યુ એટલે કાવ્યગુણજ્ઞ મહારાજ જુવાનસિંહજીએ કવીશ્વરને અક્ષય તૃતિયા ઉપર ઇડર તેડાવ્યા, બેત્રણ દિવસ રાખ્યા, મહેમાની કરી, કવિતા સાભળી, ને વર્ષાસનનો લેખ તથા રાજમહેમાનીનો ચાલુ પરવાનો અર્પ્યા. દેવોના ગુરુ બૃહસ્પતિનો દિવસ હતો. લેખ ૧૮૫૩ની સાલનો છે. મથાળે ગણેશસ્થાપનને બદલે ડુંગરો સ્થાપેલો છે.

"સીધ શ્રી અનેક શુભોપમા લાયક રાજમાન શ્રી રાજરાજેશ્વર શ્રી મહારાજાધિરાજ શ્રી જવાનસંઘજી દેવણચનાત. શ્રીજી મહેરબાન હોય ને થાય. તરવાડી દલપતરામ ડાહ્યાભાઇને વરસાસનના રૂ ૧૦૦) અંકે સો, વરસે એકસો શ્રી દરબારસુ કર દીના છે. સો હર સાલે મલા જાસી ને શ્રીજી સાહેબને આસીવાદ દીયા જાસી, એવો હુકમ છે. તા. ૧૨ માહે મે ૧૮૫૩, સંવત ૧૯૦૯ના વૈશાખ સુદી ૪, વાર ગરેઉ. મુ. પાએગઢતખત."

૧૮૪૭માં દલપતરામ દરબારદરબારે ફર્યા હતા, ને મહેલવાસી કો દેવનાં દર્શને ન્હોતાં થયાં. ૧૮૫૩માં દલપતરામને બે રાજ્યો વર્ષાસન આપતાં હતા, અને ચાર રાજ્યોએ રાજ્યસીમ સૂધીની રાજમહેમાનીના રાજપરવાના બક્ષ્યા હતા. હીરા પેટીમાં હોય ત્ય્હાં સૂધી હીરાનાં મૂલ અજ્ઞાત જ રહે; પેટીનું પડ ઉઘડે કે હીરાનાં મૂલ પરખાય. દલપતહીરાની પેટીનુ પડ ફારબસે ઉઘાડયુ, ને દેશમાં ને દરબારોમાં દલપતમૂલ પરખાતાં થયા.

ઇ. સ. ૧૮૬૬ના બુદ્ધિપ્રકાશના જૂન અંકમાં, ૬૮ વર્ષ પૂર્વે, દલપતરામ મહીકાંઠાના પ્રકરણની પૂર્ણાહુતિ કરતાં ઉચ્ચરે છે કે; 'જ્યારે સાદરેથી અમદાવાદ આવવું હતું ત્યારે મોડાસાના દેસાઇ જગજીવનભાઇએ સાહેબને કહ્યું કે આપના બાબાને બેસવા સારૂ અમારો મેનો ને ભોઇઓ અમદાવાદ સૂધી લઇ જાઓ. એમ કહીને મેનો લઇને ભોઈ ઓને સાહેબને બંગલે મોકલ્યા. એવામાં મારે કાંઇ અડચણ હતી, તેથી મેં જઇને મઢમ સાહેબને કહ્યું કે આપનાં છોકરાંને સગરામમાં બેસતાં અડચણ નથી,

અને મારાં છોકરાંને સગરામમાં બેસતાં અડચણ જેવું છે. માટે તે મેનો ને ભોઇઓ મારા છોકરાને વાસ્તે અમદાવાદ સૂધી આપો તો ઘણી મહેરબાની. પછી મઢમ સાહેબે તે મેનો અને ભોઇઓ મારે ઉતારે મોકલી દીધા.'

ઉપરની કાંડિકા પૂરી કરતા ગુણજ્ઞગુણગ્રાહી કવીશ્વર લખે છે કે એ મેનામાં 'બેશીને મારાં છોકરાં અમદાવાદ આવ્યા, અને સાહેબના છોકરા સગરામમા બેસીને આવ્યા.'

આર્કોટના ઘેરાને પ્રસંગે કિલ્લામાનુ અનાજ ખૂટયે હિન્દી સીપાઇઓએ ઓસામણ પીધું હતું, ને ચોખા ઇંગ્રેજ સીપાઇઓને આપ્યા હતા. એ પછી એક સૈકે સાદરામાં એક બ્રિટીશ મઢમે ગર્ભવન્તી હિન્દી સન્નારીને મેનો આપી પોતે અમદાવાદી એક ઘોડાના શીગરામમા વીસ ગાઉની મુસાફરી ખેડી હતી. એકતરફી નહિ, એવી પરસ્પરની આપલે એ જ સાચો સંસ્કૃતિઓનો સંગમઘાટ. ફાર્બસ ને દલપત સંસ્કૃતિઓના સંગમઘાટના માનવદેવ હતા.

'સાહેબે સાદરાનો ચારજ પોતાના આશીસ્ટંટ મી કામટોન સાહેબને સોપ્યો હતો કેટલાએક દિવસ પછી એક ભાટ સાદરામા આવ્યો ને કામટીન સાહેબને બંગલે જઇને બૂમો પાડીને કવિત બોલવા લાગ્યો એટલે સાહેબે બારીએ રહીને ઘાટો કાઢીને કહ્યું કે ઓ કોન હે? ભાટે કહ્યું કે સાહેબ! હું કવિ છુ, અને આપની કીર્તિ સાંભળીને આવ્યો છુ. માટે મને ઉતારાની જગા બતાવો અને સીધુ લેવાને મોદીખાનું બતાવો સાહેબે કહ્યુ કે 'વો તો તુમારા ફાર્બસ સાહેબ ગયે.'

નિજ બોલનો અર્થ–પૂરેપૂરો અર્થસંદર્ભ મિ. કામટીન ત્ય્હારે સ્હમજતા હતા ? ને સ્હમજતા હોત તો બોલત ખરા ? મિ. કામટીનના એ શબ્દો તો આભલખ્યા ઇતિહાસ અક્ષરો છે.

ફ્રી હવે ફારબસ જેવો રે, અમલદાર કયાં મળે એવો? વિરહરાસડાના એ ધ્રુવપદમાં દલપતરામે અતિશયોક્તિ નથી ગાઇ. આપણા ઈતિહાસનું ગંભીર સત્ય, સંસ્કૃતિઓના સંગમકાળની ભારે Tragedy–શોકવાર્તા દલપતરામે એ વિરહરાસડાના ધ્રુવપદમાં ગાયાં છે. અને મિ કામટીન નિજની શબ્દલાઘવીથી દલપતવેણુની જાણે સાક્ષી પૂરતા હતા કે 'વો તો તુમારા ફાર્બસ સાહેબ ગયે.'

૧૮૬૬ના આખર માસના બુદ્ધિપ્રકાશમાં ફારબસ કથાની પૂર્ણાહુતિ કરતા દલપતરામ સ્વયં ઉચ્ચરી ઉઠયા છે કે 'આ ઇતિહાસ વાંચીને જે સાહેબ લોકો ફારબસ સાહેબની પેઠે આ દેશની પ્રજા સાથે મિત્રતા રાખશે તેઓને અહીની પ્રજા કદી વિસારશે નહિ.'

પછીના સાત દાયકાના ઇતિહાસ ! દલપતબોલને તું શો ઉત્તર આપ છ ?

સાબરના વાઘાંઓમાના વાસની ચૌદમાસી દલપત-ફારબસના જીવનની જ્યોતિપ્રભા છે, હિન્દબ્રીટાનયાની પરસ્પર મૈત્રીની પરમ ગાથા છે. પૂર્વપશ્ચિમની સંસ્કૃતિઓની અમૃતલહરીઓ ત્ય્હારે પરસ્પરમાં ઢોળાતી ને સંગમ પામતી. દલપતફારબસ તો એ અદશ્ય ઇતિહાસ-યોગની જાણે દશ્ય માનવમૂર્તિઓ હતા.



## પ્રકરણ ૬ઠ્ઠું, લોકસેવાનું વ્રત, સાહિત્યસંન્યાસ

સ્વદેશની પૃથ્વી તથા સ્વદેશની જે વાણ,
માતા તુલ્યે માનીને પાળે પુત્ર સુજાણ.

× × ×

સ્વદેશનું શુભ ચાહિને આવીશ અમદાવાદ,
સોસાઇટીને સેવવા, બાર—તેર દિન બાદ

'મારા દેશના કલ્યાણ વાસ્તે મેં સરકારી નોકરી છોડી છે'—દલપતરામ.

યુગે યુગે ભારતની સંન્યસ્તભાવનાએ નવનવા અવતાર ધર્યા છે.

ચીની યાત્રાળુ હ્યુએનસંગ ભારતને બ્રાહ્મણદેશ ભાખી ગયો છે, ને સમાજવ્યવસ્થાના પ્રાચીનતમ કાળથી આપણા આર્યાવર્તે સંન્યસ્તાશ્રમ છેલ્લો આશ્રમ મનાયો છે. હજારો વર્ષથી આર્યપ્રજા બ્રાહ્મણવર્ણને વર્ણોનું શિખર ને સંન્યસ્તાશ્રમને આશ્રમોનુ શિખર ઉચ્ચારે છે. વર્ણાશ્રમના પાયાઓ ઉપર ઉભેલી આપણી સમાજ-વ્યવસ્થાનું શિખર સંન્યસ્ત છે.

ઇસ્વી ૧૮૫૫ના જૂનમા દલપતરામે સરકારી નોકરી પરિત્યાગી, આવતા ધન અને અધિકારને અળગા કીધા, લોકસેવાનું વ્રત લીધું, સાહિત્યસંન્યાસ અંગિકાર્યો, વર્ણાશ્રમના શિખરે જઇ બેઠા, દેશપુરોહિત થયા એ જ સાલમા નર્મદનો કાવ્યજન્મ થયો ને ગોવર્ધનરામનો ભૌતિક જન્મ થયો.

કપિલવસ્તુના સિદ્ધાર્થકુમાર હો કે ચક્રવર્તી શ્રી હર્ષ મહારાજ હોઃ સંસારભોગ નહિ, પણ સંસારત્યાગ–સર્વસ્વનું સમર્પણ એને જીવનનો જય સૌએ ભાખ્યો છે. વૈદિક યુગમાં, બૌદ્ધ યુગમાં, શૈવ યુગમાં, વૈષ્ણવ યુગમાં, આર્યસમાજ યુગમાં બ્રહ્મચર્ય ને સંન્યાસ–કનકકામિનીના ત્યાગ માનવજીવનના મુગટ મનાયાં છે. સર્વમેધ યજ્ઞને જ સનાતન કાળથી વિશ્વજિત યજ્ઞ ઋષિમુનિઓએ કહ્યો છે. ઇતિહાસના આદિથી ભારતીય સંસારશાસ્ત્રીઓ ઉચ્ચારે છે કે સર્વસ્વનું સમર્પણ કરે તે વિશ્વને જીતે.

દલપતરામે આજીવન ગાર્હસ્થ્ય બ્રહ્મચર્ય સેવ્યુ છે; ૧૮૫૫ પછી ૪૩ વર્ષભર દલપતરામે સાહિત્યસંન્યાસ ઉપાસ્યો છે.

આપણા નવયુગના પ્રારભકાળે જ સુગશોભતા નવ-સંન્યાસનાં ભાવના ને વ્રતના સરજનહારા દલપતરામ હતા. એમણે સરકારી નોકરી છોડી ને પોતે લોકસેવક થયા. લોકસેવા કાજે સરકારી નોકરી છોડનાર નવયુગના પ્રથમ સેવાવ્રતિયા દલપતરામ હતા. સરસ્વતીને ખોળે દલપતરામે માથું મૂક્યુ કે હુ ત્હારો પુત્ર ને તું મ્હારી મા.

સંસાર સત્ય છે, સંસારપ્રવાહ વહેતો રહેવો જોઇએ. માટે શાસ્ત્રાજ્ઞા થઇ કે

प्रजातन्तुं मा व्यवच्छेत्सीः

વળી ઉચ્ચારાયુ કે

अन्नम् हि भूतानां ज्येष्ठम् ।
तस्मात् सर्वौषधिं उच्यते

अस्मात् भूतानि जायन्ते ।
जातानि अन्नेन वर्द्धन्ते ॥

તેથી આદેશ અપાયો છે કે

कुशलात् न प्रमदितव्यम् ।
भूत्यै न प्रमदितव्यम् ।
स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।
देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ॥

કુશળ–હિતકરમા, ભૂતિ–વિભૂતિઓ કાજે, સ્વાધ્યાય કે પ્રવચનમા, દેવ ને પિતૃના કાર્યોમા પ્રમાદ ન કરવાનો ઉપનિષદભાખી શિક્ષાવલ્લીનો શાસ્ત્રાદેશ છે નિવૃત્તિ એટલે નિષ્ક્રિયતા નહિ નિવૃત્તિ એટલે તામસ ને રાજસ પ્રવૃત્તિઓનો ત્યાગ ને સાત્ત્વિક પ્રવૃત્તિઓમા નિત્યવિહાર તામસ પ્રવૃત્તિને પગથિયે દલપતરામ કદી હતા નહિ, દ્રવ્યોપાર્જનની ને અધિકારબઢતીની રાજસ પ્રવૃત્તિઓ પછી દલપતરામે ત્યાગી, પુણ્યનિર્મળ સાહિત્યની ને શ્રદ્ધાન્વિત દેશકલ્યાણની સાત્ત્વિક પ્રવૃત્તિઓમા અવશેષ જીવન નિર્ગમ્યુ

વૈષ્ણવો સસારને સત્ય માને છે વલ્લભસપ્રદાયીઓ શુદ્ધાદ્વૈતી વૈષ્ણવો છે, સ્વામીનારાયણીઓ વિશિષ્ટાદ્વૈતી વૈષ્ણવો છે એ વૈષ્ણવો સસારને–તે છે ત્યહા સૂધી–સત્ય ભાખે છે ઉપનિષદઉચ્ચરી શિક્ષાવલ્લીને વૈષ્ણવો પાળે છે ઉપનિષદનો આદેશ પાળવો અને સન્યસ્તભાવના પણ પાળવી, નિજ આજીવિકાના ભાર ને શ્રમ જગતમાથે ન ઢોળવા, પોતે જ સ્વય નિર્વાહપરિશ્રમ કરી સસારપ્રપચની

ઉદાસીનતા સેવવી; यदच्छा लाभसंतुष्टः રહી, ધનલોલુપતામાં નહિ ને આવીમળ્યામાં સન્તોષાનન્દ માણવા; સંસારાસક્તિ ત્યાગવી ને પ્રપંચઉદાસીનતા સેવવી માત્ર નહિ, પણ દેહ ને દેહીની અમૃતૌષધિઓ સંસારને પાવી; અને છે એથી કંઈક અધિકો તેજસ્વી પ્રતાપી પ્રાણવાન પુણ્યવાન સંસારને સરજવોઃ વૈષ્ણવ આચાર્યોએ અને વૈષ્ણવ સન્તોએ એને પરમ ગહન એવો સેવાધર્મ કહેલો છે. આજીવન દલપતરામ વૈષ્ણવસંપ્રદાયી લોકસેવાવ્રતી હતા.

સંસારશાસ્ત્રીઓને યુગે યુગે ઘૂંચવતો ને મૂંઝવતો સંસારપ્રશ્ન પૂછાય છે કે સંસાર સત્ય છે, અને સર્વસ્વનું સંન્યસ્તસમર્પણ જીવનકેન્દ્ર છે; તો એ બે ભાવનાઓનો સમન્વય શી વિધે સાધવો? યુગે યુગે સંસારવિધાતાઓએ એ સંસારપ્રશ્નના નિરનિરાળા પણ એકલક્ષી ને સમન્વયશાળી ઉત્તરો શાસ્ત્રમા ને જીવનશાસ્ત્રમાં આપેલા છે.

વેદાન્તમાર્ગે જનક વિદેહીનો જીવન્મુક્તનો આદર્શ સદ્બોધ્યો છે. અષ્ટાવક્રાખ્યાનમા ભાખ્યુ છે કે કાળની સમશેર માથે ઝઝૂમતી સદા પેખન્દાને, ખાય, પીએ, મુગટ પ્હેરે, રાજવ્યવહાર કરે ત્હોય, સંસારના સ્વાદોમાં આસક્તિ ન હોય.

બૌદ્ધોએ ભિક્ખુગતિક–ભિક્ખુ નહિ, પણ ભિક્ખુઓને પન્થે જનાર–નો વર્ગ પાડયો છે. મઠમાં–આરામમાં વસે, સંસાર ત્યાગ્યા વિના સંન્યસ્તભાવના સેવે, સંસારધમ આચરે છતાં સંસારી ન હોય. અશોક મહારાજ ભિક્ખુગતિક હતા.

જૈનોએ કાળસંન્યાસ પ્રવર્તાવ્યો છે: એક પ્રહરનો, એકાદ તિથિનો, એકાદ અઠવાડિયાનો સન્યાસધર્મ. જૈન ધર્મ જાણે-સ્હમજે છે કે 'ન્હાયા એટલું પુણ્ય.' પ્રહર તિથિ કે અઠવાડિયુ ઉપાશ્રયે રહી ત્યાગધર્મ પાળવાના વિધિવિધાન જૈન ધર્મે પ્રવર્તાવ્યા છે.

વીસમી સદીમા એક મહારાજા બદરીકેદારની યાત્રાએ પધાર્યા હતા એમનો ત્ય્હારે રાજઆદેશ હતો કે યાત્રાકાળમા દરબારી કો ટપાલ હિમાદ્રિ ઓળંગીને મોકલાવવી નહિ. યાત્રામાસનો એ મહારાજાનો યે કાળસન્યાસ હતો.

ફારસી કવિવર સાઅ્દીએ એક બેતમાં સસારની સાચી વ્યાખ્યા ઉચ્ચારી છે:

ચીસ્ત દુનિયા ? અઝ ખુદા ઘાફિલ બુદન;
નય તિલાનુકરે યો નય ફરઝન્દો ઝન.
શું છ દુનિયા ? શ્રી હરિને ભૂલવો;
નહિ રૂપુસોનું, નહી ઓબાળકો.

આપણા ગુર્જર કવિવરે શ્લોકાર્ધમા સંસારનો ને સંન્યસ્તનો સમન્વયમન્ત્ર સમાવ્યો છે:

સસાર શુ સરસો રહે, ને મંન મ્હારી પાસ.

યુગે યુગે સંસારશાસ્ત્રીઓને એ સંસારપ્રશ્ન પૂછાયો છે કે સંસાર સાચો છે, ને સમર્પણ પરમ ભાવના છે: એ મહામન્ત્રોનો સમન્વય સાધવો શી વિધિ ? યુગાધિષ્ઠાતા સંસારશાસ્ત્રીઓએ નિજનિજના યુગયોગ્યતા સમન્વય ઉચ્ચાર્યાં છે.

સંસ્કૃતિઓના સગમકાળે એ સસારપ્રશ્ન દશરથરામને પૂછાયો હતો; અને જીવનમાં ને કવનમા યુગઅધિષ્ઠાતા

સંસારશાસ્ત્રી દલપતરામે સાચો ને શાણો ઉત્તર આપ્યો હતોઃ સાહિત્યસંન્યાસ. આપણા યુગમાં આજે યે એ દલપત-વિધાન પ્રવર્તે છે. નર્મદ ગોવર્ધન ને ન્હાનલે દલપત પછી એ દલપતપ્રવર્તાવ્યો સાહિત્યસન્યાસ અંગિકાર્યો છે.

સાહિત્યસંન્યાસ તે દલપતબોલ માત્ર ન હતો, દલપતજીવન હતું.

સાહિત્યસંન્યાસનો સંસારાદર્શ દલપતરામે નવ-યુગના પ્રાતઃકાળે સરજાવ્યો ને મંહી ગૃહસ્થસંન્યાસીની ભાવનાનો સમન્વય કીધો

દલપતરામે દીઠું કે સંસાર ક્ષણભંગુર છે, પણ છે તેટલી ઘડી સાચો છે. કવનમા ને જીવનમાં દલપતરામ ઉચ્ચર્યા કે સંસાર સાચ છે; માટે સસારનો ત્યાગ નહિ, સંસારની સુધારણા એ નવયુગનો યુગધર્મ છે નવયુગની દલપતસ્મૃતિનુ પરમ સૂત્ર દલપતરામે લખ્યું છે કે આ યુગમા લોકસેવાનુ વ્રત લોકકલ્યાણક છે, નવયુગનો એ પરમ આશ્રમ છે. લોકસેવક તે નવયુગનો નવસંન્યાસી.

ઈસ્વી ૧૮૫૫ના જૂનમા, પાત્રીસ વર્ષની ભરજોબન વયે, આગણે આવતાં લક્ષ્મી ને અધિકાર દલપતરામે પરિત્યાગ્યા, નવયુગસોહન્તુ લોકસેવાનુ વ્રત સ્થાપ્યુ, ને પોતે જ પ્રથમ એ લોકસેવાવ્રતની વ્રતદીક્ષા લીધી. બુદ્ધ ભગવાને ૨૯ની વયે ભેખ લીધો હતો, મહાવીર પ્રભુએ ૨૮ની વયે સંયમ ઓઢયો હતો; દલપતરામે પાંત્રીસમે વર્ષે સરકારી નોકરી છોડી દેશહિત કાજે સાહિત્યસંન્યાસ લીધો. આપણા દેશે ને આપણા યુગમાં લોકસેવાવ્રતના દલપતરામ પ્રથમ વ્રતિયા.

પછી આપણા વીરલા સાહિત્યમહારથીએ સાહિત્ય-સંન્યાસ અંગિકારીને એ દલપતદાખવ્યા જીવનપન્થે આયુષ્યતીર્થની યાત્રાએ વિચર્યા છે.

પછી પૂનાની ફરગ્યૂસન કૉલેજ એ સાહિત્યસંન્યાસની પીઠણીએ સ્થપાઇ.

અને પછી તો સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેએ રાજમન્ત્ર-સંન્યાસીઓની Servants of India Society સ્થાપી. એ મંડળનો મૂળ ને પ્રધાન હેતુ રાજકારણવાદ હતો. અલ્પ કાળમાં જ મંડળને પેખાયુ કે રાજકારણ કરતાં લોક-સેવાની ભાવના વિશાળહૈયાળી છે. આજે એ મંડળના સંન્યસ્તસન્તાનો દલપત સમી લોકસેવાવ્રતની દેશવિશાળી ભાવનાને સ્હમજે ને સેવે છે.

નવયુગના પ્રભાતે આપણા ગુર્જરદેશે દલપતરામે નવયુગસોહવતી નવસુદામાઓની ગૃહસ્થસંન્યાસીની ભાવના પુનઃ ઉચ્ચારી, સજીવન કીધી, ને પ્રાચીન જીવનઆદર્શને નવઅવતારે આણ્યો કે 'થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.' સુદામાજીના ન્હાનેરા ભાઇઓ પછી ગુર્જરદેશે ને ભરત-ખંડે જન્મ્યા

'૫૫ની એ દલપતસાહિત્યસંન્યાસની કથા માંડતા પૂર્વે '૫૩ના ને '૫૪ના દલપતજીવનના પ્રસંગરંગ જરા જોવા પડશે.

'૫૩ના જૂનમાં દલપતરામ અમદાવાદ આવ્યા, અને પાછા નિજ દેવમન્દિરની ધ્વજછાયામાં એના એ જ મહા-સુખરામના મેડે વાસ કીધો ને મહાસુખ પામ્યા. બેએક માસે ત્હાં દલપતરામના જ્યેષ્ઠ પુત્ર મોહનલાલનો જન્મ

થયો. પુત્ર પુરુષોત્તમ વિદેહ થયા પછી મૂળીમા ઉદાસીન રહેતાં. પછીના બે પ્રસવઅવસરોએ મૂળીમાને ઘેર લક્ષ્મીજીનાં પગલાં થયાં હતાં. સંસારચક્રમાં રમીઘૂમી અન્તે શ્રી હરિની મન્દિરછાયામાં આવી વસ્યે શ્રી હરિએ દલપતદંપતીને પુત્રદર્શન કરાવ્યાં. દલપતવયનું ત્ય્હારે ૩૪ મું વર્ષ ચાલતું હતું.

સાદરેથી અમદાવાદ આવતાં દલપતરામને મેનો માગવાના કારણરૂપ 'અડચણ' આ હતી.

એ જ સાલમાં અમદાવાદમાં રહીને દલપતરામે મુંબઇમાં સાહિત્યવિજય મેળવ્યો. બુદ્ધિવર્ધક સભાની બહેન સમોવડ મુંબઇમાં પારસીઓની જ્ઞાનપ્રસારક મંડળી હતી જ્ઞાનપ્રસારક મંડળીએ રાસ્તગુફ્તાર છાપામાં જાહેર-ખબર છપાવી કે પુનર્વિવાહ વિશે એકસો પૃષ્ઠનો નિબધ લખવાનો છે; સર્વોત્કૃષ્ટ નીવડશે ત્હેને મંડળી રૂ. ૧૫૦)નું ઇનામ આપશે. દલપતરામ લખાવે છે કે મુંબઇમાં વિદ્યા ઘણી, ને વિદ્વાનો યે ઘણા. એમની સંગાથે હરિફાઇ કરી ઇનામ જીતવાની આશા થોડી. એ તો વાઘની મૂછનો વાળ લેવા જેવું. ત્હો પણ સ્પર્ધાપરિચિત દલપતરામે નિબન્ધ લખ્યો ને મોકલ્યો. પૂર્વકાળમાં કવીશ્વરો રાજદરબારો જીતતા; આ કાળમાં કવીશ્વરે લોકદરબારો જીત્યા છે. ૨૧ વર્ષના શ્રી કરસનદાસ મૂળજી ત્ય્હારે નિજ માની કાકીને ત્ય્હાં રહેતા, ને એલ્ફિન્સ્ટન્ ઇન્સ્ટીટ્યૂટમા ભણતા. સત્ય-પ્રકાશના કડવા પણ પથ્ય ઘૂંટડા હજી એમણે પ્રજાને પાવા માંડયા ન હતા. કરસનદાસભાઈએ પણ એ સ્પર્ધા નિબન્ધ લખવા માંડયો હતો; પણ એમનાં ધર્મનિષ્ઠ

વૈષ્ણવ કાકીમાને જાણ થયે એ સુધારકપ્રવૃત્તિ અધૂરે જ પડતી મૂકાવી, ને કરસનદાસને ઘરબહાર કીધા. પિતાનો આશરો પ્રથમથી જ નહોતો. પરિણામે ત્હેમને વિદ્યાભ્યાસ સમેટી લેવો પડયો. થોડેક કાળે માંડવી લત્તામાં નવી નીકળેલી શ્રી ગોકળદાસ તેજપાળ હાઇસ્કુલના તે હેડ-માસ્તર નિમાયા. વિધવાવિવાહ વિશે લખવું યે ત્હારે મુંબઇ જેવા અગ્રેસર શહેરમાં એવું દુર્ઘટ હતું. મુંબઇની એ સાહિત્યસ્પર્ધા દલપતરામ જીત્યા, જ્ઞાનપ્રસારક મંડળીનું ઇનામ મેળવ્યું, મ્હોટા વિજય જેટલો આનન્દ પામ્યા. પછી છપાયે એ પુનર્વિવાહપ્રબન્ધ વિશે મહીપતરામે સત્યપ્રકાશમાં ('૫૭નું બુદ્ધિપ્રકાશ, પા. ૨૭) પ્રસંશા-બોલ લખ્યા હતા. ગુજરાત જાણે છે કે સત્યનિષ્ઠ પણ કડવાશભરી કરસનદાસશૈલી તે દલપતશૈલી ન્હોતી; તેમ પ્રજાજનથી અતડા પડવાનો માર્ગ દલપતમાર્ગ ન હતો. એટલે કરસનદાસનો વિતકઅનુભવ દલપતરામને ન્હોતરવો ન્હોતો પડયો. લોકઆગળા પાડયા સિવાયની દેશસુધારણા એ દલપતમાર્ગ હતો. સૌ લોકનેતાઓના સંસારસુધારાના પન્થ, ત્હારે ને આજે, તેમ જ સર્વત્ર, નિરનિરાળા હોય છે સાચું, મીઠપવન્તું, લોકહિતકારી વેણ એ દલપતશૈલી દેશજાળવી છે.

અને કડવી કોવચના કાતરા નીરી નીરી કોણે કોણે પ્રજાપશુને વાળ્યાં છે? કરસનદાસના શોર્યઇતિહાસને પૂછો, કે નર્મદની વીરવાતોને પૂછોઃ કાળના અપાર પડદા ઇતિહાસ-ગુફામાંથી સંભળાશે. એક સુધારાનો ચીલો જ છોડી અમા ને વ્યાપારનોકરીના વ્યવહારવ્યવમાર્ગમાં ગૂંથાયા; બીજાએ

ઉ૩ની વયમાં જ મુંબઇ ત્યાગી, સૂરત જઇ પછી સુધારાવિરોધી ધર્મવિચારની લેખમાળા આદરી. સરસ્વતીચન્દ્રની નવલકથામાંના પેલા સાહસવીર વીરરાવ ધમ્પાટે સમા સત્યનિષ્ઠ પણ કટુભાષી બન્ને ય સુધારક વીરોએ સુધારાનાં શઢ ને સૂકાન તો ભરજોબનમા પરિત્યાગ્યા, પણ સાથે સાથે સુધારાની નૌકા યે પરિત્યાગી ગયા. ગુજરાતીઓની જ્ઞાન ટીકડી તો કહે છે કે ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર. સંસારશાસ્ત્રના કોયડા ઉકેલવાના છે કે કાપવાના છે ? સંસારપ્રશ્નો સંસારશાસ્ત્રની વ્યાપક ને દીર્ઘ દૃષ્ટિએ અવલોકવાના હોય સંસારશાસ્ત્રની દૃષ્ટિએ કિયુ પ્રજાકલ્યાણક છે ?—અલ્પકાળનું દોડવુ ? કે દીર્ઘકાળનું ચાલવુ ? ઈતિહાસોને પૂછો કે ઇતિહાસના બાળક, ધરતી માતાના સપૂત પેલા જગતમિત્ર ખેડૂતને જઇ પૂછો કે કડવા વાવી વાવી મીઠા કોણે કોણે લણ્યા ?

કડવા વાવવાં કે પીરસવા એ દલપતશૈલી ન હતી.

મંગળાચરણના શ્લોકમાં સારા યે ગ્રન્થનો સારસંદર્શ દલપતરામ ભરતા એ ઉત્તમ સાહિત્યકારની દલપતસાહિત્યશૈલી પૂર્વે આપણે અવલોકી છે એ કાવ્યકલાકોવિદની દલપતશૈલી પુનર્વિવાહપ્રબન્ધના મંગળાચરણમા પણ દર્શન દે છે. આ રહી એ મંગળાચરણની આર્યા

भुवनत्रयाधिनाथो विजयत्वधुना द्विजादिवर्णेभ्यः।
स्वकृतां तां प्राचीनां वैवाहिकां च रीतिं वितनोतु ॥

ત્રિલોકના અધિનાથનો બ્રાહ્મણાદિ વર્ણોથી વિજય થાવ. અને ત્હેણે સ્થાપેલી તે પ્રાચીન વિવાહપદ્ધતિ પ્રવર્તો.

પ્રબન્ધભાવાર્થે શ્લેષાર્થ.

સ્વર્ગ નરક ને મૃત્યુલોકનો મહારાજ ઈન્દ્ર જય પામો; અને (શચી સંગાથે પુનર્લગ્ન કરીને મહેન્દ્ર મહારાજે) સ્વયં કરેલી તે પ્રાચીન (પુનર્લગ્નની) વિવાહપદ્ધતિ (જેમનામાં પ્રચલિત નથી એવી) બ્રાહ્મણાદિ ત્રિવર્ણોમાં પ્રસરો.

નવીન શ્લોકો રચે એટલા દલપતરામ ગિર્વાણસ્વામી હતા; મંહી ભાવાર્થસૂચન કરે એટલા દલપતરામ શ્લેષસ્વામી હતા; મંગળાચરણમાં ગ્રન્થસારોદ્ધાર સંભરે એટલા દલપતરામ કાવ્યકલાસ્વામી હતા.

એ અરસામાં એક વૃદ્ધ મિત્રના લગ્નની વધાઈ આપતી એમની ચીઠ્ઠી દલપતરામને આવી. મળવા આવેલું મંડળ દલપતફરતું બેઠું હતું. ચીઠ્ઠી વાંચી દલપતરામનું મ્હોં મલક્યું, ને આગન્તુક મંડળ ખડખડ હસી પડ્યું. એ હાસ્યનો પડઘો પાડતો દૂહો દલપતરામે ઉત્તરમાં લખી મોકલાવ્યો કે

ચીઠી દીઠી જે સમે મીઠી લાગી મંન;
(પણ) પીઠીનું મહુરત સુણી ઠી ઠી હસિયા જંન.

મિત્રને કે પ્રતિસ્પર્ધીને મીઠપથી ને ઠાવકાઇથી હૈયાં વીંધતાં વેણ અજુગતા અવસરે દલપતરામ સંભળાવતા.

દલપતફારબસ મળ્યે પંચવર્ષી પૂરી થતી હતી. રાસમાળા કાજેનો ગુજરઇતિહાસનો ફારબસઅભ્યાસ સંપૂર્ણ થવા આવ્યો હતો. ગુજરાતી હિન્દી સંસ્કૃત—અનેક ઈતિહાસગ્રન્થો સંશોધી લાવી દલપતરામે ફારબસને ભણાવ્યા હતા. રાસાઓના સારોદ્ધાર કે ભાષાન્તરો થઇ ગયાં હતાં. સામગ્રી ભરપૂર સંગ્રહાયે રાસમાળા નિરાંતે

લખવા જવાને ફારબસે ત્રણ વર્ષની રજા મંગાવી. સાહેબે દલપતરામને પૂછ્યું કે ત્હમારો શો વિચાર છે? ગુરુને થયું કે હજી કાંઇક સહાયક થાઉં; મ્હોટો થાય ત્હો ય માને તો પુત્ર ન્હાનેરો જ પેખાય. એ ભાવે દલપતરામે કહ્યું કે જરૂર હોય ને કહો તો વિલાયત હારે આવું.

હુન્નરખાનની ચ્હડાઇના કવિતવ્યાખ્યાનમાં '૫૧ની સાલમાં દલપતઉદ્‌બોધન ગુર્જરપ્રજાએ સાંભળ્યું હતું કે ચીનવિલાયતના સાગરમાર્ગનું નેતરૂં કરો, આગબોટનો રવૈયો કરો, ને એમ સાગરમન્થન માંડી સાગરમાં પડેલી લક્ષ્મીને પાછી ઘેર લાવો. પરદેશગમનના દલપતરામ હિમાયતી હતા એટલું જ નહિ; પ્રજાપુરોહિતની પેઠે પ્રજાને એ પ્રોત્સાહન ને પ્રેરણા પાતા. '૫૩ માં ફારબસને કહેલાં આ દલપતવેણ આશ્ચર્યકારક નથી, '૫૧ના દલપતપ્રજા-પ્રોત્સાહનના અનુમોદક છે.

દલપતરીતિએ એ દેશનિવાસની મુશ્કેલીઓ ફારબસે દલપતરામને સ્હમજાવી. વળી ફારબસે વિચાર્યું કે બેચારેક માસ થયે હમણાં જ દલપતરામ સાદરેથી અમદાવાદ આવ્યા છે, દલપતસમરણોની પગલીઓ હજી ત્ય્હાં ભૂંસાઇ નથી, તાજી છે; મહીકાંઠામાં દલપતરામને લોક ચહાય છે, રાજાઓ સન્માને છે. મહીકાંઠાના પોલીટિકલ એજન્ટ મેજર ટ્રેવેલિયન હતા. વિચારી, નિર્ણય કરી, ફારબસે મેજર ટ્રેવેલિયનને લખ્યુ અને માસિક રૂ. ૨૫)થી ફોજદારી કારકુનપદે દલપતરામને નિમાવરાવ્યા. ગુજરાતના કવીશ્વર ને સાહેબના ગુરુ ફોજદારી કારકુની કરવાને પછી મહીકાંઠે ગયા.

પણ દલપતરામ નોકરીએ ગયા તે સરકારી નોકરીનેઃ મોહ સદાનો ઉતારીને પાછા આવવાને.

સાદરે જતા પૂર્વે લાબી રજાએ જતા ફ઼ારબસે, ગુરુને શિષ્ય આપે એવુ, ગુણગૌરવગાતું સર્ટિફ઼િકેટ તા. ૭–૯–૫૩ની તિથિએ દલપતરામને આપ્યું કે પોતાના વિદેશવાસના વર્ષોમા ગુરુને વ્યવહારોપયોગી નીવડે. દલપતરામને તો નિજ જીવનની પંચવર્ષીના અર્ક઼રૂપ એ હતું પછી શિષ્યે ગુરુ કને પ્રતિસર્ટિફ઼િકેટ માગ્યુ કે રાસમાળાની પરિપૂર્તિને માટે હવે કાઇ અધૂરપ રહી હોય તો કહો દલપતરામ બોલ્યાઃ ના, સાહેબ! કાવ્યો ભણ્યા, રાસાઓ જોયા, દન્તકથાઓ જાણી, પાળિયા પારખ્યા, તામ્રપત્રો વાચ્યા, દેશપગથાર અવલોક્યા. આજ પ્રાપ્ત છે એટલી ઇતિહાસવાર્તા સળગ વિચારી લોકાચાર નિહાળ્યા, લોકાચારના અર્થરહસ્ય ઉકેલ્યા દરબારો જોયા, રાવણા જોયા, કિલ્લાઓ જોયા, કવિઓ જોયા, રાજપૂતોનાં ટેક ટેઠાઇ ને ક્ષાત્રવટ જોયા. ત્ય્હા અધૂરપ મ્હને ભાસતી નથી. હવે સ્વયં વાચો છો, ને સ્હમજો છો. ત્હો પણ એક અધૂરૂં દીસે છે

દલપતફ઼ારબસનાં દિલ પરસ્પર ખૂલી ગયા હતાઃ એકૂકે ય પડદો રાખીને બોલતા નહિ.

ફ઼ારબસે પૂછ્યું એવું શું અધૂરૂં છે? દલપતરામ!

દલપતરામઃ દેશદેશમાં પુરુષો બોલે છે તે કાં તોઃ બજારની કે કા તો દરબારની ભાષા, પણ સ્ત્રીઓ બોલે છે તે સસારની ભાષા અમારૂં સ્રીમડળ મળે ત્ય્હારે કેમ.

વર્તે ને વાર્તાલાપ કરે એ ઘરજીવનની ઝાંખી આપને કંઈક અધૂરી છે.

ફારબસઃ ત્હારે સાદરેથી એ અધૂરપ પૂરજો. ઘર-જીવનની ઝાંખી વિના સંસારઝાંખી અધૂરી જ રહે.

સાદરે જઈને '૫૪ બેસતાં ગુરુએ શિષ્યને કાજે સ્ત્રીસંભાષણનું પુસ્તક રચી મોકલાવ્યું. મંહી સ્ત્રીસંમેલનનાં સંભાષણો છે. શિષ્યે પચાસ રૂપિયા બક્ષિસ મોકલાવ્યા. ફારબસના વિલાયત ગયા પછી પણ પાટણથી લખાઈ આવેલો દ્વયાશ્રયનો ગ્રન્થ સંશોધી જઈ, સારોદ્ધાર કહાડી દલપતરામે વિલાયત મોકલાવ્યો હતો. રસમાળા પરિપૂર્ણ થાય એનો ફારબસને હતો એટલો ઉછરંગ દલપતરામને હતો.

૧૮૫૬માં સોસાયટીએ સ્ત્રીસંભાષણની પ્રથમાવૃત્તિ છપાવી. ત્હારે જૂના સ્નેહી ને કેળવણીકાર ભોગીલાલભાઈએ રાજકોટથી દલપતરામને લખ્યુ કે 'ગુજરાતી બાઇઓની મુલાકાતનું વર્ણન તમારૂં રચેલું વાંચીને જીવ ઘણો રાજી રાજી થયો છે. તે નાટક એવું તો સારૂં લખાયુ છે કે તેમાં કશી કસર રહી નથી. કેટલેક ઠેકાણે તો મને વાંચતાં વાંચતાં બહુ હસવું આવ્યુ રચનાની તરેહ એવી છે કે જાણે વાંચનારના મ્હોં આગળ જ બાયડીઓ બેઠેલી છે, અને હસવા જેવી વાતો કરે છે. તમે જે ગ્રંથ રચો છો તેમાં અલંકાર રસ વિગેરેની ખૂબીઓ કશો રહી જતી નથી. લોકોના મત પ્રમાણે તમારા ઉપર સરસ્વતી માતા પ્રસન્ન છે.'

ભોગીલાલભાઇ કહે છે કે ગુજરાતે ત્હારે લોકવદન્તી હતી કે દલપતરામ ઉપર સરસ્વતી સ્વયં પ્રસન્ન છે.

દલપતબોલ તો સુપ્રસિદ્ધ જ છે કે

સ્ત્રિઓ સુધરશે તો જ ફળ ઉત્તમ થશે અથાક;
પૃથ્વી સુધરે તો જ ત્યાં પાકે સારો પાક.

'૫૩ના અક્ટોબરમાં ગુરુ સાબરવાંધાંઓમાં ગયા, ને '૫૪ના માર્ચમાં શિષ્યે વિલાયતવાટ લીધી. પરસ્પર પ્રણમી, ભેટી, ગુરુશિષ્ય વિખૂટા પડ્યા પછી તો હજ્જારો માઈલોનું અન્તર વચ્ચે પથરાયું, અને કાળે કરી મૃત્યુનો અનુલંઘનીય મહાસાગર પણ પછી અન્તરિયાળ આવી ઉભો; પણ દલપતફારબસ-એ બ્રાહ્મણ ને એ બ્રિટિશરની અન્તર્ગાંઠ ઉકલી યે ગઈ નહિ કે ઢીલી યે પડી નહિ. વિરહ તો સાચી સ્નેહવેલની પાનખર નથી, વર્ષા છે.

ગુજરઈતિહાસના ગ્રન્થોનું ને ઇતિહાસજ્ઞાનનું અણમોલ ભાતું બન્ધાવીને ગુરુએ શિષ્યને સ્વદેશ પાઠવ્યો.

દસે વર્ષે ફારબસ વિલાયત ગયા. એ દાયકાના અર્ધા વર્ષો દલપતગુરુ કને ફારબસ શિષ્યભાવે ભણ્યા હતા. એ પંચવર્ષીના ગુરુજ્ઞાને ફારબસ રાસમાળાનો ચૈકાપ્રસિદ્ધ ઈતિહારકાર થયો.

ભોળાનાથ ને ફારબસ દલપતરામની પ્રથમ શિષ્ય બેલડી. દલપતઇતિહાસ કહે છે કે મિત્ર સમા એવા શિષ્યવર દલપતરામને પછી વિરલા મળ્યા છે.

દલપતબન્ધાવ્યું ઇતિહાસસામગ્રીનું ભાતું લઇ રાસમાળા લખવાને '૫૪ બેસતાં ફારબસ વિલાયત ગયા ત્હારે '૫૩ ઉતરતાં દલપતરામને આદરે સરકારી નોકરીમાં મૂકતા ગયા હતા. સાદરા દલપતરામને નવું ન હતું, પરિચિત હતું; પરિચિત

માત્ર ન હતું, સન્માનનું. સાબરમતીનાં ઉંડાં વાંધાંની ત્ય્હાં ઉંચી ભેખડ છે, ને એ ભેખડધારે પુરાણા બાદશાહી કિલ્લાનાં અવશેષ છે. એ જીર્ણ કિલ્લામાં એજન્સીની કચેરીઓ ભરાય છે. દક્ષિણે પાંચેક ગાઉએ પ્રાચીન પેથાપુર છે, ઉત્તરે સાતેક ગાઉએ થાળવિશાળાં કમળોથી ભરેલી સાબરમતી હાથમતીના સંગમસ્થાનની ઓખ છે. સાબરને ઉત્તરઆરે ત્ય્હાં ચાવડાઓ વસે છે, ઇતિહાસ વેરાયેલો છે, દેવતીર્થો છે.

દલપતરામ ગુજરાતના કવિ હતા, ફારબસની ભલામણના સર્જન હતા; એટલે મેજર ટ્રેવેલિયન પછીના પોલીટિકલ એજન્ટ મેજર વ્હાઇટલોક દલપતરામ પાસે ગુજરાતી ભણતા. ભણતાં ભણતાં સાહેબનો ભાવ સારો ચયો હતો. મેજર વ્હાઇટલોકે દલપતરામને કારકુનીમાંથી સરકારકુની આપી.

સાદરાનાં એ જોડ વર્ષો દરમિયાન ઈડરના એક ઇલ્મમશકૂર સાંઇ સંગાથેનો જાદુમન્ત્રનો પ્રસંગ તે એ અરસાના દલપતજીવનનો પ્રધાન પ્રસંગ છે. ઈડરના મહારાજ ને મહીકાંઠાના પોલીટિકલ એજન્ટ એ ઇલ્મીના પેંતરા સંભારી સંભારીને પછી હસતા.

ભૂતનિબન્ધ પ્રગટ થયો ત્ય્હારથી જાદુ કામણ મન્ત્રતન્ત્રના વ્હેમવિરોધીઓના આચાર્ય લેખે દલપતરામ દેશજાણીતા થયા હતા. સત્યશોધકની દલપતરામની લોકછાપ હતી; એટલે વ્હેમનિવારણના આહ્વાનો દલપતરામને આવતાં. એ અવસરમાં ઈડરના રાવજી વકીલનો એજન્સીદફ્તરદાર હીરાલાલભાઇ ઉપર કાગળ આવ્યો કે મન્ત્રજન્ત્રને દલપતરામ જુઠ્ઠા કહે છે, પણ અંહી દરબારમાં

એક ઈલ્મી ફકીર આવ્યા છે. અમે તો ચમત્કારો નજરે દીઠા. એક વેળા પૃથુસંગ સાંઇ પાસે ગયા હતા; હારે દફ્તર હતું. મંહી મહારાજની ને એજન્ટ સાહેબની સહીના કાગળો હતા. સાંઇજી શઘડીએ તાપતા બેઠા હતા. સાંઇએ પૂછ્યુ યે ક્યા હે? પૃથુસંગે કહ્યું સરકારી-દરબારી કાગળો છે. દેખું કહીને સાંઇએ કેટલાક લીધા ને શઘડીમાં નાંખી બાળી નાંખ્યા. પૃથુસંગે કપકાબળરી આજીજી કરી કે બાપજી! આ શું કર્યું? ત્‍હારે સાંઈ બોલ્યાઃ હમકુ ક્યા કરેગા? તુમારા સાહેબ માર ડાલેગા? પૃથુસંગ બહુ બોલ્યા ત્‍હારે કહ્યું કે કાગજ બિના નહિ ચલેગા? અચ્છા, લે. પછી હાથ ઉપર લૂગડું નાંખી બળતી શઘડીમાંથી બંડલ કહાડી આપ્યુ. અમે સૌએ આંખે જોયુ છે; દલપતરામને જોવું હોય તો આવે. દલપતરામને પૂછજો. આનું શું સ્હમજવું? મન્ત્રો સાચા કે જૂઠા?

દુર્ગારામ પછી બીજા નંબરના મન્ત્રજન્ત્રજાદુના વહેમવિરોધી દેશમાં ત્‍હારે દલપતરામ ગણાતા.

દલપતરામે ઉત્તર લખ્યો કે દીવાળી પછી સાહેબસ્વારી ઈડર આવશે ને હું યે આવીશ; ત્‍હારે નજરે જોઇશ. ત્‍હાં મ્હારી ખાતરી થશે તો હું છપાવીશ કે આજ સૂધી મન્ત્રજન્ત્રને હું જૂઠા માનતો, હવે સાચા માનું છું.

દીવાળી વીતી ને સંસ્થાનોમાં ફરવાની ઋતુ બેઠી. સાહેબસ્વારી ફરતી ફરતી ઈડર ગઇ. દલપતરામ સાથે હતા. દહાડે કામ કરવાનું ને રાત્રે મુસાફરી કરવાની; ફારબસના જમાનાના જેવી સગવડતા ન યે સચવાય; એટલે કુટુંબને સાદરે રાખી છડેછડા દલપતરામ સ્વારીમાં

ગયા હતા. ફારબસ સંગાથે તો સાહેબના ગુરુ સ્વારીમાં ફરતા હતા, અત્સ્હારે તો ફોજદારી સરકારકુન સ્વારીમાં ફરતા. ત્હો ય દલપતરામ તો એના એ જ હતા.

વળી કુટુંબવેલે ત્રણ બાળફૂલડાં પ્રફુલ્લેલાં હતાં, ને એથી પણ સહકુટુંબ સ્વારીમાં ફરવાની મુશ્કેલીઓ વધી હતી.

ઈડરમાં ગામ બહારને એને એ જ બગીચે સ્વારી-મુકામ હતો. રાવજી વકીલે સાંઇની વાત સંભારી હતી; એટલે ગામલોક આવતું ત્હેમને જિજ્ઞાસાથી-ઇન્તેજારીથી દલપતરામ પૂછતા કે સાંઈ કેવાક છે ને શું શું કરે છે? લોક કહેતા કે હાથમાં ઠીકરૂં હોય ત્હેનો રૂપિયો કરે છે, રૂપિયો હોય તો ઉડાવી દે છે; ઘેર પેટીમાં જણશ હોય તે મન્ત્રબળે મંગાવી આપે છે. સાંઇ બડા ઇલ્મી છે. લોકવાયકાઓ બધી સાચી હોત તો ઇતિહાસો નવા લખવા પડત

દલપતરામ ડાહ્યા હતા, તેમ સાચા હતા. દલપતરામ છાનાં પગલા ન ભરતા, સન્તાકૂકડી ન રમતા. જે કાંઇ બોલતા કે કરતા તે જાહેરહિંમતથી બોલતા ને કરતા; નહિ તો મૌન સેવતા. સદ્બોધું છું એ સહુ કરૂં છું એવો દલપતજીવનનો દાવો ન હતો. કુરુક્ષેત્ર ખેલવાનુ પાર્થને કૃષ્ણ પ્રબોધતા, પણ ભરકુરુક્ષેત્ર વચ્ચે કૃષ્ણ સ્વયં નિઃશસ્ત્ર રમતા. શ્રી કૃષ્ણ સેનાની ન હતા, યોગી હતા; ક્રિયા ન્હોતા, પ્રેરણા હતા.

પણ આ પ્રસંગ નિરાળો હતો. સાંઇનુ આહ્વાન દલપતરામે ઉપાડી લીધું. ગામમાં ઢ્હોડાવવાને જાહેરખબરનો

એક મુત્સદ્દો ઘડ્યો કે હાથને હાથ અડકાડ્યા વિના મ્હારા હાથમાંથી વસ્તુ કો ઉડાવી દેશે, કે સાદરે મ્હારી પેટીમાંની એકાદ વસ્તુ મન્ત્રબળે આણી આપશે, કે મ્હારા દેહમાં ભૂત ઘાલી મ્હને ધૂણાવશે, ત્હેને બસ્સેં રૂપિયા ઇનામ આપીશ. દલપતરામ ઉતાવળિયા ન હતા, ધીરોદાત્ત હતા, પૂછીગાછીને પગલાં ભરતા. પ્રગટ કરતાં પૂર્વે મુત્સદ્દો મેજર વ્હાઈટલોકને બતાવવા ગયા. પોલિટિકલ એજન્ટે કહ્યું મૂકી જાઓ; મહારાજા આવશે એમને દેખાડીશું.

મહારાજ મળવા પધાર્યે સાહેબે પૂછ્યું કે યે સબ ક્યા હે ? મહારાજે કહ્યું એક સાંઇ આવ્યા છે, ચમત્કારી છે. પણ જાહેરખબર ચ્હોડવાની જરૂર નથી, સાંઇને અપમાન લાગે. વાણિયાનો છોકરો કોક હાટે હાટે વંચાવી આવશે એટલે ગામ જાણશે.

કવીશ્વરે એમ કર્યું. સાંઇને જાણ પડી. સાંઇએ કહાવ્યું કે ઈલ્મ દેખના હો તો—વારકુ ચાર બજે દરબારમેં આવના.

પછી સંસારશાણા દફતરદાર હીરાલાલભાઇએ ઠપકો આપ્યો કે એ ફકીર ને આપણે ગૃહસ્થી. આ જવા દો. આમાં કોઇનું મોત ઉભું થાય. જવાની રજા લેવાને ત્રણેક વાગતાં દલપતરામ સાહેબ કને ગયા. વ્યવહારચતુર સાહેબે કહ્યું દલપતરામ ! બધા ઈલ્મી ચમત્કાર આપણાથી કળાતા નથી. વિલાયતમાં યે જાદુના ખેલાડી ખેલ કરી હેરત પમાડે છે. ઇંગ્રેજી પુસ્તકમાંથી બેએક વાતો સંભળાવી. હીરાલાલભાઈ તથા ઓફિસમંડળ અગાઉથી દરબારમાં જઇ બેઠું હતું;—એવી શુભ 'ધારણાથી કે કાંઇ તકરાર

થાય તો સમાધાન કરાવાય.' ——— નામનો એક પારસી ઈંગ્રેજી ટપાલકારકુન હતો. ત્હેણે દલપતરામને કહ્યું કે હું ત્હમારા મતનો છું, ત્હમારી સાથે આવીશ. પાછળથી જણાયું કે સાંઇએ ત્હેને સાધેલો હતો. પેલો સાહિત્યવિખ્યાત દૂહો છે ને કે

દગલબાજ દૂના નમે-ચિત્તા ચોર કમાન.

ભાવનગરના વર્ષાસનની હૂંડી એવામાં સાદરે થઇને સ્વારીમુકામે દલપતરામને મળી હતી; અને વીરમગામમાં ભીમા બ્હારોટને ત્ય્હાં પોતાનું ખાતુ હતું ત્હેમાં ભરવાને સરકારી ટપાલમાં મોકલવા સારૂ એ પારસી કારકુનને દલપતરામે આપી હતી. સ્વારીમાં ટપાલનું કામ એ પારસી કારકુન કરતો.

નિર્મેલે સમયે સહુ સાંઇ કને ગયા. બેઠા, વાત જામી. સાંઇજી વાતકરન્દા જબ્બર હતા. ઓત્તરદખ્ખણુની ને અગમનિગમની વાતો કરતા. પછી સાંઇએ એક કોરો કાગળ માગ્યો, તે કોઇકે આપ્યો. એ કોરા કાગળના કટકા કરી સાંઇએ સભા વચ્ચે મૂકયા, ને સભાને પ્રશ્ન કર્યો કે ઈસકા અબ કયા બન જાય ? બોલો સો બના દુ. સમસ્ત એજન્સીભાર ઉપાડતું ભારેખમ એજન્સીમંડળ તો અધિકારશોભતું મૌન રહ્યું. થોડીક વારે શાર્ગીદે કહ્યું કે ઈસકી રૂપૈયેકી હૂંડી સાંઇ બનવા દેવે. હૂંડી શબ્દોચ્ચારે જ કવીશ્વર ચમકયા ને ચેત્યા. તત્કાળ ગાજી ઉઠયા ને ટપાલકારકુનને કહ્યું કે મારી હૂંડીનો ત્હમે દગો કર્યો છે. હું ઝડતી લેવરાવીશ. મ્હારી હૂંડી તો આટલામાંથી નીકળશે ને મ્હને મળશે; પણ ત્હમારો રોટલો જશે. દફતરદાર-

સાહેબ બેઠા હતા, સમસ્ત ઑફિસમંડળ સમક્ષ હતું, એટલે ટપાલકારકુન ઝંખવાણો. ચેતનિયા સાંઇ ચેતી ગયા કે વાત વીફરી. સાંઇ બોલી ઉઠયાઃ અબ સબ ઉઠ જાઓ સેતાનકી ઘડી બિચમેં આ ગઇ. કલ ફિરસે ઈલમ કરેંગે, બુલાયેંગે. સાંઇની કાલ પછી ઉગી જ નહિ, ને ન્હોતરૂં આવ્યું નહિ. સાંઇનો વાયદો અગસ્તનો વાયદો નીવડયો.

શાણા ઑફિસમંડળે હુંડીની ચોળાચોળ કરી નહિ. સાંઇની યુક્તિઓ દલપતરામે મહારાજાને સ્હમજાવી. મહારાજે સાઇને વિદાય દીધી. રાવજી વકીલ પછી સાંઈની ચમત્કારવાર્તાઓ કહી કહીને એજન્સીમંડળને હસાવતા. એજન્સીમા ફરતાં ફરતા ઉનાળો ઉતર્યે સાહેબસ્વારી પાછી સાદરે આવી.

એ સાંઇના સ્વપ્ના જેવું દલપતરામનું એ સરકારી નોકરીનુ પછી સ્વપ્નું થઇ ગયું.

સન ૧૮૫૪માં સોસાયટીએ ઠરાવ કરી, રૂ. ૧૫૦નું ઈનામ જાહેર કરી, બાળલગ્નનિષેધના સ્પર્ધાનિબન્ધો ન્હોતર્યા. બે નિબન્ધ આવ્યા હતાઃ દલપતરામનો ને સાંકળેશ્વર જોષીનો. પરીક્ષકોને એ નિબન્ધો પરસ્પરના સમોવડિયા લાગ્યા ને સરખે ભાગે નિબન્ધકારોને ઇનામ વહેંચી આપ્યુ. '૫૬ના જૂલાઇના બુદ્ધિપ્રકાશમાં એ નિબંધ છપાયેલો છે. દલપતનિબન્ધની પ્રસ્તાવનામાંની દલપતપ્રતિજ્ઞા દલપતમાનસની કૂંચી છે. ' હિન્દુશાસ્ત્રના દાખલા લેઇને આ નિબન્ધ બનાવીશ ' એ પ્રતિજ્ઞા ડાહ્યાભાઇના અગ્નિહોત્ર ને યજ્ઞશાળાના દલપતહૈયે આલેખાયેલા

અણુભૂંસાતા શાસ્ત્રસંસ્કારની સાક્ષીરૂપ હતી. મરણાન્ત દલપતરામ શાસ્ત્રશ્રદ્ધાળુ હતા. એ નિબન્ધમાં પણ ઉપનયન સંસ્કાર, પછી સ્નાતકવિધાન, અને પછી લગ્નવિધિઃ બુદ્ધિવાદની દલીલપરંપરાઓ.ઉપરાન્ત આપણા ગૃહ્યસૂત્રોને આધારે ક્યહારે લગ્ન કરવું ત્હેનું શાસ્ત્રાનુસાર પ્રતિપાદન દલપતરામે કીધેલું છે.

બાલોદ્વાહવૃક્ષપ્રબન્ધ, છત્રીપ્રબન્ધ, નાગમંડળભેદ, નાગપાશ' એવા એવા પ્રબન્ધકાવ્યો નિબન્ધદેહમા ગૂંથી બાળવિવાહના સંસારબન્ધનો ને પરિણામપલ્લવો ચિત્ર-કાવ્યોનાં કાવ્યસૂચનથી મ્હીં વર્ણવેલા છે

કૂલણજી ! ત્હમે ફૂલાવ્યા કેમ ફૂલ્યા ? રે ફૂલણજી !

ફૂલણજીની એ દેશપ્રખ્યાત દલપતગરબી આ બાળ-લગ્નનિષેધ નિબન્ધમાં છે.

પણ સારા યે નિબન્ધના સારરૂપ છે નિબન્ધનું મંગળાચરણ' જાણે સમસ્ત નિબન્ધસ્વરુપની મુખમુદ્રા

बाल्ययौवनवार्द्धिक्ये विद्योद्वाहविरामदम्

वन्दे विश्वाधिनाथस्य तद्विरूद्धमतिघ्नकम्.

બાળપણમા વિદ્યા, યૌવનકાળે વિવાહ, અને વૃદ્ધા-વસ્થામાં વિશ્રામદાતા; તથા વિરોધિણી બુદ્ધિના નાશકર્તા, વિશ્વના અધિનાથને હું વન્દુ છુ.

એ મંગળાચરણમા પ્રથમ વયે શો ધર્મ છે તે કહ્યો છે, સાચો—ધર્મશાસ્ત્રમાં ભાખેલો લગ્નકાળ કહ્યો છે, એ વિરોધિણી અવમતિને વિધ્વંસવાને વિશ્વનાથને વન્દીને વિનવ્યા છે.

દલપતરામના મગળાચરણો માત્ર શિષ્ટાચાર ન હતાં; રહસ્યપૂર્ણ પ્રણમનો હતાં, ગ્રન્થના આભૂષણરૂપ હતા.

સાહરામા દલપતરામ કારકુની કરતા, ફારબસસ્થાપી નિશાળને સભાળતા, પોલિટિકલ એજન્ટને ગુજરાતી ભણાવતા, સોસાયટીને માટે નિબન્ધ ને બુદ્ધિપ્રકાશને માટે લેખો લખતા, સાબરમતીને અમદાવાદ ભણી વહતી નિત્ય નિત્ય નિરખતા.

'૫૪નુ ચોમાસું બેઠુ હતુ ને નદીમા પહેલુ પૂર આવી ગયુ હતુ

દલપતજીવનકથાનો ગગાપ્રવાહ આગળ વહે તે પૂર્વે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો જમનાપ્રવાહ મિતાક્ષરી ભાવે વિચારવો પડશે કારણ કે એ ગંગા ને એ જમનાનો સંગમઘાટ હવે કથાક્ષિતિજે દર્શન દે છે

ફારબસ મુબઈ જવાના હતા ત્યહારે સન ૧૮૫૦ના જાનેવારીમા સોસાયટીના સેક્રેટરી રેવરંડ સીવર્ડને સ્થાપ્યા હતા એ પૂર્વકથા આપણે વાચી છે વીશેક માસ રેવરન્ડ સીવર્ડ સેક્રેટરીપદે રહ્યા પછી દલપતરામનો દલપતરાસો કહે છે

સીવર્ડની બદલી થઈ બાવન કેરી સાલ,
સેક્રેટરી ત્યારે થયા ભડતર ભોગીલાલ

ભોગીલાલભાઈ અમદાવાદ હાઇસ્કુલના હેડમાસ્તર હતા, રાજામહેતાની પોળમા રહેતા. ગાયકવાડ મહારાજ એમને ઘેર મળવાને ગયા હતા, ત્યારના ઈંગ્રેજમંડળમાં માન મૂકાવતા, ભોગીલાલભાઇ ભડતર હતા. સોસાયટી સ્થપાયાની

તિથિથી સભાસદ હતા. વિદ્યાવૃદ્ધિમાં સારો રસ લેતા. દલપતરામ સાંપડ્યા પૂર્વે એમની પાસે ફારબસ ગુજરાતી ભણતા. કાઠિયાવાડમાં ને પછી વડોદરા રાજ્યમાં વિદ્યાખાતાનાં બીજ એમણે વાવેલાં છે. દાયકાઓ સૂધી ભોગીલાલભાઇનો દેશીહિસાબ આપણાં બાળકો ભણતાં, ને ગણિતના ને જીવનગણિતનાં લેખાંપલાંખાં શીખતાં. સાદી પણ તેજસ્વી, કાન્તિવન્તી, ભારેખમ, એમની દેહપ્રતિમા હતી. વ્હેલું પેનશન લેવાને કેટલાક ખોટાં બહાનાં કહાડે છે; ભોગીલાલભાઇએ ખરૂં કારણ બતાવી પેનશન ખોયું હતુંઃ એવા એ સત્યનિષ્ઠાના ઉપાસક હતા. '૫૩ના જૂલાઈ સૂધી દશેક માસ સોસાયટીના સેક્રેટરીપદે ભોગીલાલભાઈ હતા. પછી કાઠિયાવાડમાં નવકેળવણીના સદ્અંકૂરો વાવવાને ત્ય્હાંના કેળવણીઅધિકારીને પદે ભોગીલાલભાઈ ગયા ત્ય્હારે પાંચેક માસ સેક્રેટરીપદ આસિસ્ટન્ટ સેક્રેટરી પાસે હતું. આસિસ્ટન્ટ સેક્રેટરી શ્રી મગનલાલ વખતચંદ હતા. બાહોશ હતા, સાહિત્યરસિક હતા; સોસાયટીમાં રહ્યા હોત તો આજ સાહિત્યકાર તરીકે પ્રજા એમને સંભારતી હોત. અમદાવાદ જીતનાર જનરલ ગોડાર્ડનો ઐતિહાસિક રાસડો એમણે રચ્યો છે, અનેક ગ્રન્થોના અભ્યાસરૂપ ને સારદોહન સમો અમદાવાદનો ઇતિહાસ એમણે લખ્યો છે.

એમ ત્રણ વર્ષમાં સોસાયટીના ત્રણ સેક્રેટરીઓ બદલાયા; અને ફારબસ પણ સૂરત અમદાવાદ ને મહીકાંઠે ફરીફરીને પાછા અમદાવાદ આવ્યા હતા. પછી સોસાયટીને દીર્ઘાયુષી સેક્રેટરી મળ્યો, અને એણે પોતાથી યે દીર્ઘાયુષી

૨૨૬, પ્ર. ૬

આસિસ્ટન્ટ સેક્રેટરી સાબરના વાઘાઓમાંથી શોધી આણી રાજનગરના ભદ્રકાળીના ચોક વચ્ચે અણુઉખાડ સ્થાપ્યો

'૫૪ના માર્ચની ૨૮મી તારીખે ફારબસ ત્રણ વર્ષની રજાએ વિલાયત ગયા.

સન અઢાર ત્રેપન તણો માસ ડિસેમ્બર સાર,
ટી બી કરટીસે લિધો સેક્રટરી અધિકાર

કર્ટિસ એટલે સોસાયટીના ૧૬ વર્ષના માનદ મન્ત્રી. દલપતરામ સાદરે ગયા, ભોગીલાલભાઈ કાઠિયાવાડ ગયા, અને ફારબસ લાંબી રજાએ જવાની તૈયારી કરતા હતા, ત્હારે '૫૩ના આખર માસથી સોસાયટીના સેક્રેટરી કર્ટિસ થયા સૂરતમા એન્ડ્રુસ લાયબ્રેરીમાના હુન્નરખાનની સ્હડાઈના ભાષણઅવસરે '૫૧મા પ્રમુખપદે હતા એ જ એ ટી બી કર્ટિસ ત્હારે સૂરતમા આસિસ્ટન્ટ શિક્ષક હતા, હવે અમદાવાદમા, ભોગીલાલભાઈના કાઠિયાવાડ જવે, એમના ઉત્તરાધિકારી હેમે હાઈસ્કુલના હેડમાસ્તર હતા, અને પછી હોપ સાહેબ કેળવણીખાતામાથી મહેસૂલીખાતામા ગયે-એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર મટી કલેક્ટર થયે, કર્ટિસ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર થયા હતા '૫૩ના નવેમ્બરથી '૬૯ સૂધી-વચમાના કેટલાએક માસ મન્દવાડને લીધે રજા ઉપર જવાના કારણના બાદ કરતા-અભગ સોળ વર્ષનું કર્ટિસનું સોસાયટીનું મન્ત્રીપદ ફારબસે ને દલપતરામે સોસાયટી સ્થાપી, કર્ટિસે ને દલપતરામે સોસાયટી જમાવી

કર્ટિસ એટલે ફારબસનો ન્હાનેરો ભાઇ

'૪૮મા સોસાયટી સ્થપાયા પછી તરત '૪૯મા એક પુસ્તકવૃદ્ધિ કરનાર મડળી અમદાવાદમા સ્થપાઇ હતી. ભોગીલાલભાઇ, તુળજારામ મહેતાજી, શિરસ્તેદાર રામપ્રસાદ એમા અગ્રેસરો હતા અમદાવાદમા પહેલવહેલુ શિલાપ્રેસ એમણે આણ્યુ

પછીને વર્ષે બુદ્ધિપ્રકાશ નામનુ બીજું મડળ નીકળ્યુ, ને ત્હેણે બુદ્ધિપ્રકાશ નામનુ ચોપાનિયુ ઇસ્વી ૧૮૫૦ના મે માસમા પ્રગટ કીધુ ગુજરાતનુ એ પ્રથમ ચોપાનિયુ. ત્ય્હારે તે લીથોમા છપાતું, ૧૬ પાનાનુ હતું, માસમા બે વાર નીકળતુ. એ મડળ વિખરાઇ ગયુ, ને સવાક વર્ષ ચાલીને એ પાક્ષિકે બન્ધ પડયુ

પછી ભોગીલાલભાઈએ પોતાની હાઇસ્કુલમાં ભણતા વિદ્યાર્થીઓનુ એક વિદ્યાભ્યાસક મડળ સ્થાપ્યુ; ઇસ્વી ૧૮૫૧ના ફેબરવારીમા મૂળે એ વિદ્યાથીઓની શાળા-પ્રવૃત્તિ હતી, ને હાઇસ્કુલમા એની સભાઓ મળતી પછી કર્ટિસે એને નગરની જાહેર સસ્થા કીધી ડીપોટીઓ એના સભાસદો થયા, સરકારી શાળાએના મહેતાજીઓ સભાસદો થયા; કેળવણીખાતાની જાણે એ જાહેરસસ્થા થઇ પડી હેમાભાઇ ઇનસ્ટીટયૂટ બન્ધાયે એના મધ્યસ્થ ખડમા એ જાહેરસસ્થાની જાહેરસભાઓ પછી મળતી

ચોપનના એપ્રીલથી, વિદ્યા થવા વિકાસ,
ચતુરપણે ચોપાનિયુ પ્રગટયુ બુદ્ધિપ્રકાશ.

'૫૪ના એપ્રિલમા વિદ્યાભ્યાસક મડળે બુદ્ધિપ્રકાશને સજીવન કીધુ સોસાયટીએ સહાય કીધી. પણ અલ્પ કાળમાં જ જણાયુ કે બુદ્ધિપ્રકાશ પ્રગટ કરવુ તે એ વિદ્યાર્થીઓની

વિદ્યાભ્યાસક સભાનાં ગજાંપારની વાત હતી. એટલે સોસાયટીએ બુદ્ધિપ્રકાશને સ્વાધીન લીધું. સોસાયટીને દલપતરામ સદા પાણી સીંચતા, ને સાદરાને સાબરતીરેથી દલપતરામ બુદ્ધિપ્રકાશને પ્રેરણા ત્‍હારે પાઠવતા.

ફારબસ ને દલપતરામ અમદાવાદમાં ન્‍હોતા ત્‍હારે વિદ્યાભ્યાસક સભાને શાળાસંસ્થામાંથી જાહેરસંસ્થા કરીને અને બુદ્ધિપ્રકાશને સજીવન કરી સોસાયટીને સોંપીને કર્ટિસે જમાવટ આદરી હતી બુદ્ધિપ્રકાશને સજીવન કીધું કર્ટિસે; ને એ બાળકને મરતું બચાવી પાળી પોષી મ્‍હોટું કીધું દલપતરામે.

સોસાયટીનો સ્તંભ થઇ કર્ટિસ ભાર ઝીલતો હતો. પણ ફારબસના જમણા અંગરૂપ દલપતરામ જેવાની ખોટ કર્ટિસને ડગલે ડગલે જણાતી

વિદ્યાભ્યાસક સભા વિદ્યાર્થીસભા મટી નગરસભા થાય ત્‍હારના આરંભસમારંભમા દેશવિખ્યાત કો વિદ્વજ્જન મંગળવ્યાખ્યાન આપે તો જાહેરસંસ્થાનું લોકમા શુભ મુહૂર્ત થાય એ સ્વાભાવિક ભાવ કર્ટિસને થયો ચોમેર દ્દષ્ટિ કર્ટિસે નાખી જોઇ. એક દિશામા દીવો કર્ટિસને દેખાયો. દલપતરામ કર્ટિસના પરિચિત હતા. નર્મદના તેમ કર્ટિસના કાનમા પણ હુન્નરખાનની ચ્હડાઇના પડઘા ગાજતા હતા. એવું કવિતવ્યાખ્યાન અમદાવાદમાં થાય તો રંગ જામે એમ કર્ટિસને થયુ એવું કવિતવ્યખ્યાન કથનાર ત્‍હારે ગુજરાતભરમાં એક કવીશ્વર હતા પોતાની જાહેરસંસ્થાનું ઉદ્બોધનવ્યાખ્યાન આપવાને કર્ટિસે

સાદરેથી દલપતરામને ન્હોતર્યાં. કર્ટિસ ગુણજાણ હતો, દલપતરામનો ગુણપારખ હતો.

સાબરની ભેખડે બેસી એજન્સીની કચેરીઓમાંથી અમદાવાદ સચરતી સરિતલહરીઓ દલપતરામ ગણતા હતા ત્હાં ’૫૪ના ઑગસ્ટ માસમાં દલપતરામને અમદાવાદનું ન્હોતરૂં આવ્યું. કર્ટિસે કવીશ્વરને સાદરે લખ્યુ કે કો સારા વિષય પર સૂરતમાંના જેવું કવિતામય ભાષણ અમારી વિદ્યાભ્યાસક મંડળીમાં પધારીને સંભળાવશો. ત્હમારૂં જાતવળતનું ખર્ચ અહીંથી આપીશું.

કર્ટિસ પૂર્વપરિચિત હતો; અગમ્યનાં યે આકર્ષણ આવ્યાં હોય; દલપતરામે એ આમન્ત્રણ સ્વીકાર્યું. ઈડરનો તાજેતરનો અનુભવ હતે; સ્વમાનકોડીલા પણ જ્ઞાનશૂન્ય મહીકાંઠાના ન્હાના ન્હાના ઠાકોરોને સાદરાની કચેરીઓમાં નિત્ય નિરખતા; કેળવણીના લોકલાભ હૈયે વસેલા હતા; કારણસસ્થાપી શાળા આંખમાં રમતી હતી; દલપતરામને વ્યાખ્યાનવિષય સહજે સાંપડયો. મેજર વ્હાઇટલોકની રજા લઇ ૩જી સપ્ટેમ્બરે અમદાવાદ ગયા. કર્ટિસને મળ્યા, જૂના મિત્રોને મળ્યા, સોસાયટીની લાયબ્રેરી ને ઑફિસમાં ચગલાં કરી આવ્યા. અને ૪ થી સપ્ટેમ્બરે

કવિતામાં ભાષણ કર્યું સ્વદેશહિત ધરી આશ,
રાજકુમાર ભણાવવા રાજવિદ્યાઅભ્યાસ.

દલપત કવેશર ઉચ્ચર્યા ને દલપતસ્મૃતિનો હિતમન્ત્ર દેશને સંભળાવ્યો કે લાખોના પાલનહારા ભણશે, ત્હારે દેશમાં નવઅજવાળાં પૂરાં ઉતરશે. યથા રાજા તથા પ્રજા.

પ્રમુખપદે અમદાવાદના સેશન્સ જજ મિ બાર્ડિન હતા. અમદાવાદનો ત્‍હારનો સકળ વિદ્વત્સમાજ સભામાં ઉપસ્થિત હતો. શ્રોતાજનની સંખ્યા દલપતકીર્તિઅનુસાર હતી એ સાલના ઓક્ટોબર ને નવેમ્બરના બુદ્ધિપ્રકાશમાં રાજવિદ્યાભ્યાસનું સમગ્ર કાવ્ય છપાયું હતું.

અજમેરમાં, લાહોરમાં, ઇન્દોરમાં, રાયપુરમાં, રાજકોટમાં આજે ભારતવર્ષમાં પાંચ મ્હોટી રાજકુમાર કૉલેજો અને અનેક ન્હાનકડી Nobles' Colleges–ઠકરાતી કૉલેજો છે ત્‍હારે એક કારભારસ્થાપી સાદરાની તાલુકદારી સ્કૂલ હતી રાજકોટની રાજકુમાર પાઠશાળા સ્થપાઇ ૧૮૭૦માં રાજકોટની રાજકુમાર પાઠશાળા સ્થપાયા પૂર્વે ૧૯ વર્ષે ને કારભારે પ્રથમ તાલુકદારી સ્કૂલ સ્થાપ્યા પછી બેડ વર્ષે દલપતરામે રાજવિદ્યાભ્યાસનું કવિતભાષણ ગુર્જરદેશની વર્તમાન પાટનગરીના ચોકમાં આપ્યું હતું

દલપતરામ કહેતા કે રાજાઓને સુધારવા તે ઝાડના મૂળને પાણી પાવા જેવું છે, કારણ કે राजा कालस्य कारणम्

પંચરત્ન ગુટકા સમા દલપત કવીશ્વરનાં પાંચ કાવ્ય ભાષણો દેશવિખ્યાત છે હુન્નરખાનની ચ્હડાઈ, જાદવાસ્થળી, સંપલક્ષ્મીસંવાદ, રાજવિદ્યાભ્યાસ, ને વેહની અન્ત્યજનિંદ ભણાઓ એમાંથી કિયામાં ભારતકલ્યાણનો સનાતન સન્દેશ નથી ? દલપતરામના કવિતવ્યાખ્યાનો પરમ પ્રજાહિતના થતા, કવિતા જેટલા અમર પ્રજાસન્દેશ એ ભાષણમાળામાં દલપતરામ ઉચ્ચરતા આજે યે એ ભાષણોમાં દલપત ઋષિવરની ઋષિવાણીના બોલ ગાજે છે

એ પછી આજ પર્યન્ત અનેક આદેશસન્દેશ ગુર્જર-મહાપ્રજાને અપાયા–સંભળાવાયા. પણ દલપતરામ એટલે નવયુગના આદ્ય દ્રષ્ટા અને દલપતકાવ્ય એટલે નવયુગની આદ્ય સ્મૃતિ. પછી આગળ ધપતી પ્રજાએ ત્હાંથી ગાઉ માપવાના.

પણ અમદાવાદમાંના એ કવિતવ્યાખ્યાનનું ચિરસ્થાયી દેશકલ્યાણક પરિણામ તો એ સૌથી અનોખું જ થયું. રાજવિદ્યાભ્યાસના વ્યાખ્યાનપ્રસંગને પરિણામે અન્તે દલપતરામે ધન ને અધિકાર સદાના પરિત્યાગ્યા, ને સાહિત્ય-સંન્યાસ લીધો.

કર્ટિસે તે સમે કવિને ત્યાં કથન કહ્યું.
જો તમે સ્વદેશનું ભલુ ચહાઓ ચિત્તથી;
સેવા સરકારી તજી આવી અમદાવાદમાં
સેવા તો સોસાયટીની કરો પૂરી પ્રીતથી.
સ્થાપવામા હતા તમે, તો તેને સંભાળો હવે;
મમતા રાખીને મોટી કરો રૂડી રીતથી.

કર્ટિસે દલપતરામ કને માગ્યુ કે 'તમારા દેશના કલ્યાણને અર્થે તમારૂ જીવન અર્પણ કરો '

હજી દલપતજીવનમા લોકસેવાની વ્રતદીક્ષાને ઘડીપળ-ની વાર હતી; હજી એ પુણ્યમુહૂર્ત ઉગ્યુ ન હતું; જ્ઞાનગરીબીનુ ભીષ્મવ્રત દલપતરામને હજી ભીષણરૂપે ભાસ્યુ એટલે

કવિએ કહ્યુ કે સરકારી નોકરીમા રહી
મદદ કરીશ મારા તન–મન–વિત્તથી.

લોકસેવાનુ મહાવ્રત એટલે વર્તમાન યુગનુ સંન્યસ્તવ્રત. સંન્યાસ લેવો સહેલો છે ? બુદ્ધે કે મહાવીરે સહસા સંન્યાસ લીધા ન્હોતા. અનુભવે ને પ્રકૃતિએ દલપતરામ સાહસિક

કે અવિચારી ન હતા. આજીવિકા પૂરતું યે કમાવું ક્યહારેક અઘરૂં પડી જાય છે એ પૂર્વાવસ્થામાં અનુભવ્યુ હતું. આજે પોતે અમલદારીનાં પગથિયાં રહડતા હતા. ભૂતકાળનો દલપતઅનુભવ નિર્ભ્રાન્તતાનો ન હતો, ને આવતાં વર્ષ આશાભર્યાં હતાં. દુનિયાંની તૃષ્ણા હજી દલપતરામની ઉતરી ન હતી. વૈરાગ્યની ઘડીને વાર હતી. ક્ષણમાં ઉગે છે એ સંન્યસ્તભાવ ક્ષણમાં આથમે છે. મુત્સદ્દીબોલ બોલતાં દલપતરામને આવડતા ન હતા. પછી દેશકલ્યાણ ને સંસાર-તૃષ્ણાનુ દલપત કવીશ્વરના હૈયે મહામનોમન્થન જાગ્યું. એ મનોમન્થનનો સાચો પડઘો પાડી દલપતરામ બોલ્યા કે

દિલમાં હેત સ્વદેશ પર, પણ તૃષ્ણા ન તજાય;
સરકારી અધિકાર તે એમ કેમ મૂકાય ?

નિખાલસ દિલની દલપતરામની અન્તર્વાણી હતી કે 'હ્હાઇટલોક સાહેબ સોસાયટીના લાઇફ મેમ્બર છે, મારા પ્રત્યે મમતાળુ છે; માટે મારે મોટે અધિકારે ચઢવાની આશા છે. ત્યા રહીને સોસાયટીને સહાયતા કરતો રહીશ;' એવો ઉત્તર આપી દલપતરામ સાદરે ગયા. '૫૪માં પુનર્જીવને આવેલા બુદ્ધિપ્રકાશમા, બાળપ્રાશનની ગળયૂથી સમોવડા, પછી સાદરેથી લેખો લખી મોકલાવતા.

એ સાલની આખરે સરકારે નિર્ણય ઉચ્ચાર્યો કે મુંબઇને ને અમદાવાદને રેલ્વેની સાંકળથી સાકળવાં કોક રેલ્વે લશ્કરી દૃષ્ટિએ બન્ધાય છે; કોક રેલ્વે વ્યાપારી દૃષ્ટિએ બન્ધાય છે. છતાં સંસારદૃષ્ટિએ રેલ્વેના મૂલ ઓછાં નથી. હસ્તના ને મસ્તકના માલની પ્રજાપ્રજાની આપલે રેલ્વેમાર્ગે સુગમતાથી થાય છે. પછી મુંબઇથી કાપડ લાવતી, અને

ગુજરાતના ઘઉંકપાસ મુંબઈ લઈ જતી આગગાડી મુંબઈની શારદાપીઠના જ્ઞાનભાતાં અમદાવાદ લાવતી, ને ગુજરાતનાં ગુણગૌરવ મુંબઈ લઇ જતી થઇ. એમ મુંબઇના સંસ્કાર-પ્રવાહ ગુજરાતે ને ગુજરાતના સંસ્કારપ્રવાહ મુંબઇમાં વહતા થયા.

સંસ્કૃતિઓનો સંગમ એમ જામતો જતો હતો.

વળી એવે એક અકસ્માત થયો, અને પરિણામે મ્હોટ્ટી વ્યવહારૂ આફત ને વડી વિટંબણા સોસાયટીને માથે ઉતર્યાં.

નોકરો કેટલીક વાર આફતનાં પડીકાં નીવડે છે. સન ૧૮૫૫ના જાનેવારી કે ફેબરવારી માસમાં એવું બન્યું કે સાસાયટીની લાયબ્રેરીમાં કેદખાનાનું એક જાળિયું પડતું ત્હેમાંથી કો કેદીને વાસ્તે ચીંથરીમાં બાંધીને તમાકુ સોસાયટીના સીપાઇએ જેલખાનામાં નાંખી.

સોસાયટીની પુસ્તકશાળા ત્યહારે ભદ્રને મેડે બેસતી, ને સોસાયટીની ઓફીસે ત્યહાં હતી. ભદ્રના મુખદ્વારે આજમખાનના મહેલના ત્યહારે અમદાવાદની જેલ હતી, ને ભદ્રકાળી માતાને મેડે કેદીઓ રહેતા. જેલ ત્યહારે કાળા રંગે રંગાતી.

કાળા મુખવાળા વસે, કાળાં કૃત કરનાર;
એ કારણ કાળાશથી ભદ્ર દિસે ભયંકાર.

૧૮૭૭માં મહારાણીજીએ કયસરે હિન્દપદ લીધું ત્ય્હારથી ભદ્રને કળીનો રંગ છંટાતો થયો, અને અમદાવાદનું સુખ જાણે ઉજળું થયું. પણ એ પૂર્વે યે અમદાવાદનું

મુખ ઉજળું કરનારા ફારબસ ને દલપત ભદ્રકાળીના ચોકમાં આવીને બેઠા હતા.

આ તમાકુપ્રસંગ પૂર્વે ચરેક વર્ષો ઉપર ૨૭ જુલાઇ ૧૮૫૧ના અંકમાં સોસાયટીના વર્તમાનપત્રમાં જેલ-અધિકારીઓવિરોધી એક લેખ છપાયો હતો, ને એમાંની વાત છણાઇ છણાઈ છગણી વધી પડી હતી જેલઅધિકારીઓ ત્યહારથી સોસાયટી પર ગેપે હતા તમાકુના પડીકાનું તાજેતર કારણ મળ્યુ પેલા સીપાઇને સોસાયટીએ બરતરફ કર્યો, પણ એટલેથી જેલઅધિકારીઓ સન્તોખાયા નહિ. એમણે સોસાયટીને લખ્યુ કે લાયબ્રેરીનો મેડો સોસાયટીએ ખાલી કરવો.

મેડો ખાલી થાય તો લાયબ્રેરી બન્ધ થાય એ દશા હતી. વડી વ્યવહારૂ મુસ્કેલી ઉભી થઇ. લાયબ્રેરીને લઈ જવી ક્ય્હાં ? ભાડુ ભરવાના સાધન ન હતા. વ્યવસ્થાપક કમિટિએ અભિપ્રાય ઉચ્ચાર્યો કે સોસાયટી સમસ્ત ગુજરાતની છે, લાયબ્રેરી એકલા અમદાવાદની છેઃ લાયબ્રેરીનું ખર્ચ અમદાવાદ ઉપાડે અમદાવાદ ન ઉપાડે તો લાયબ્રેરી બન્ધ કરવી ફારબસ ને દલપત–સ્થાપનહારા બન્ને વિદેશ હતા એવે અવસરે લાયબ્રેરી બન્ધ કરવાવારો આમ ઉદ્ભવ્યો. કર્ટિસને એ લોકારોપ વહોરવો ન હતો સરકાર પાસેથી તાત્કાલિક તો છ માસની મહેતલ માગી લીધી

ત્હણે બુદ્ધિપ્રકાશની અવદશા લાયબ્રેરીથી યે બૂરી હતી. સોસાયટીનો ઇતિહાસ શું બોલે છે તે જરા સાભળિયે. સોસાયટીના આસીસ્ટન્ટ સેક્રેટરીઓ એ પદને સરકારી નોકરીનું ત્યહારે પગથિયું ગણતા. બુદ્ધિપ્રકાશનું 'સંપાદનકાર્ય' આ સે. હરિલાલ મોહનલાલને સોંપાયું હતું. પણ ટૂંક

મુદતમાં સોસાયટીમાંથી તેઓ છૂટા થતાં બુદ્ધિપ્રકાશનો ચાર્જ મગનલાલ વખતચંદે સંભાળી લીધો. તેઓ પણ ૧૮૫૫માં સરકારી નોકરીમાં જોડાતાં નવી મુશ્કેલી આવી પડી, અને સારા (ને સ્થાયી) કાર્યકર્તાના અભાવે સોસાયટીનું નાવ ડામાડોળ થવા માંડ્યુ, અને તે ક્યારે ડુબશે એ કહેવું અચોક્કસ થઇ પડ્યુ.'

ડુબતાનો તારણહાર સોસાયટીને ત્હારે જોઈતો હતો. રાણકદેવડીના ભોગાવાને આરેથી એ દેશપુરોહિત સોસાયટી સ્થાપવામાં આવ્યો હતો; બાદશાહી કિલ્લાની સાબરભેખડેથી એ જ દેશપુરોહિત સોસાયટી તારવાઉદ્ધારવામા પાછો પધાર્યો.

ફારબસ વિલાયતે હતા ને દલપતરામ સાદરે હતા ત્હારે સોસાયટીનું નાવ ડામાડોળ થયુ હતું લાયબ્રેરી ને બુદ્ધિપ્રકાશ જોખમાયા હતા. આસિસ્ટન્ટ સેક્રેટરીઓ સેક્રેટરી-પદને પગથિયુ કરી ત્હાથી સરકારી નોકરીએ જતા. એવે અવસરે કર્ટિસે દલપતરામને સરકારી નોકરી છોડવાનું ને સોસાયટીનું સૂકાન હાથ લેવાનું કહ્યુઃ 'સ્થાપવામાં હતા, હવે સંભાળો'

સંવત્સરની ઋતુઓ કે જીવનની દિશાઓ કાંઈ નિત્ય-નિત્યે પલટાતાં નથી દલપતરામે રંકતા દીઠી હતી, ફરી દેખવી ન હતી; લક્ષ્મી ને અધિકારના રંગોથી રંગાયેલો આશાવણો સંસારમહેલ પેખાતો, અને એ આશાતૃષ્ણા હજી વછૂટ્યાં ન હતાં, એટલે ના પાડીને પાછા સાદરે ગયા. ત્હો ય દલપતરામને અદ્દશ્યના આકર્ષણ અમદાવાદનાં આવતાં. બીજી વારકુ અમદાવાદ દલપતરામને બોલાવતું હતું.

દલપતરામની સ્હામે અપીલ ક્યહાં કરવી એ ફર્બસને અજાણ્યું ન હતું. ફર્બસે દરિયાપાર અપીલ મોકલાવી.

ફારબસ તે સમે રજા પર વિલાયતમાં
હતા, તેને ફરટીસે લખ્યું જુગતી કરી;
વર્ષ સાત થયાં, પણ સોસાયટી વધી નહિ;
નાણાં સાત સહસ્રની નોટો રહી છે ખરી.
આવે દલપતરામ, આસિસ્ટન્ટ થાય મારા,
તો વધારિયે જરૂર હિંમત હૈયે ધરી;
માટે તમે તે કવિને લખજો મિત્રાઇ દાવે.

સોસાયટીની કફોડી–ડામાડોળ સ્થિતિ ફર્બસે ફારબસને પત્રમાં વિગતેથી સ્હમજાવી, ને લખ્યું કે દલપતરામ આવે તો સોસાયટી ડૂબતી ઉગરે. અમે બે મળી મહેનત કરિયે ને શ્રીમન્તોનાં દિલ પ્હલાળિયે.

ફારબસે કવિ પ્રતિ પત્ર લખ્યો પ્રીત ધરી,
વાચીને આ વાત તમે ચિત્તમાં વિચારજો.
તમને તેડાવ્યા હતા વઢવાણથી મેં, તે તો
મારી નોકરીને માટે, તે નહી વિસારજો.
સેવા સરકારી તજી સ્થાપેલી અમારી જે છે
સોસાઈટી તેની તો સેવા તમે સ્વિકારજો.
ફીકર તમારી આખી ઉંમરની હું ધરીશ,
ધીરજ તે માટે તમે અંતરમાં ધારજો.

સ્વદેશનુ હિત જો સદા હૃદય ધરો દિનરાત,
તો આ વચનો વાંચિને કબૂલ કરજો વાત.

સાગરપારનો મિત્રશબ્દ દલપતરામને સંભળાયો.
–દલપતનો બોલ ફારબસ, ને ફારબસનો બોલ દલપત પડતો;

ઝીલતા. દલપતરામને સ્નેહનાં ન્હોતરાં આવ્યાં, નકાર્યાં નકારાય એમ ન હતું. વિચારણાની વરધી પૂરી થઈ. યોગ-ક્ષેમનો ચિન્તાભાર ચતુર મિત્રે—ભારખમા ફારબસે ઉપાડી લીધો હતો. લોલુપતાને આત્મદ્રોહ માનતા તેમ કુટુંબ-પોષણ પૂરતું ન કમાવાને દલપતરામ કુટુંબદ્રોહ ગણતા. સરકારી અધિકાર બઢતો જતો હતો, લક્ષ્મીના ભર્યા થાળ આવતા દેખાતા હતા. એ અધિકાર ને એ લક્ષ્મીના થાળ પછી દલપતરામે પાછા વાળ્યા. દલપતરામને દેશ બોલાવતો હતો.

વચનો એવાં વાંચીને ના કહિ કેમ શકાય ?
પાકું બન્ધન પ્રેમનું તે નવ તોડયું જાય.

વાંચનાર ! દિશાવલોકન અને વિચારિતાના ટકા-ત્હારી પ્રકૃતિઅનુસાર–ઉમેરજે કે બાદ કરજેઃ મિત્રઆદેશના ઉદ્‌બોધન ને પાકા પ્રેમબન્ધનના યે દોકડા વધારજે કે ઘટાડજેઃ ઈતિહાસવાર્તા એ છે કે ફારબસબોલે દલપતરામે સરકારી નોકરી તજવાનો ને સાહિત્યસંન્યાસ સ્વીકારવાનો જીવનનિર્ધાર કીધો.

લક્ષ્મી ને અધિકારના જરિયાની વાઘા ફારબસે દલપતરામને સજાવ્યા એ ઇતિહાસ સાચો છે; એ જ ફારબસે લક્ષ્મી ને અધિકારના દલપતરામના જરિયાની વાઘા ઉતરાવ્યા એ પણ ઇતિહાસ સાચો છે. સજાવવાને ને ઉતરાવવાને—ઉભય અવસરે ફારબસ તો નિજનિરખાતું દલપતરામનું ને ગુર્જરદેશનું પરમ કલ્યાણ સાધતો હતો. પણ દલપતરામ જેવા કહ્યાગરા આદેશઝીલન્હા મિત્ર કે ગુરુ બ્રહ્માને યે વિરલા સાપડતા હશે

’૫૫ના એપ્રિલ અધવચાળ ફારબસનો પત્ર દલપત--

રામને સાદરે મળ્યો. અધિક વૈશાખ જ્હારે બેસતો હતો. કર્ટિસને પણ ફારબસે ઉત્તર વાળ્યો હતો ને વિગતો જણાવી હતી. સોસાયટીની કારોબારી કમિટિનો મત લઈને તા ૨૩મી એપ્રિલે કર્ટિસે પણ દલપતરામને કાગળ લખ્યો. વળતી ટપાલે–૨૬ મી એપ્રિલે દલપતરામે કર્ટિસને લખ્યું કે 'ત્યા આવવાની મારી સપૂર્ણ મરજી છે, કારણ કે એ કામ મારા દેશના સુધારાનુ છે અને વળી કંઈક શરૂઆત મારે હાથે થયેલી, તેથી મારે પાર પાડવુ જોઇએ

'સ્વદેશનું હિત ચાહીને આવિશ અમદાવાદ,
સોસાઇટીને સેવવા બારતેર દિન બાદ.'

એ કાગળે ગુજરાતનું ભાગ્ય ઘડયુ ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ સરજનહારા થોડાક ઐતિહાસિક પત્રો છે. દલપતરામનો કર્ટિસને લખેલો એ ૨૬મી એપ્રિલ ૧૮૫૫નો પત્ર ઐતિહાસિક પત્ર છે. એણે પછીના પચ્ચીસ વર્ષનું ગુજરાતનું નવસર્જન સરજાવ્યુ

રાજસેવા ત્યાગી કવીશ્વર લોકસેવામા પડયા. 'કવિની ખરી પરીક્ષા–હીરાનુ પાણી જ્હારે' પરખાયુ

આ દરમિયાન કારકુન મટી કવિ સરકારકુન થયા હતા, 'મુલકગીરી દફતરના હેડ કારકુનનુ કામ કરતા'

હજી હેતનો એક દુર્ગ દલપતરામને ઓળગવાનો બાકી હતો

પછી દલપતરામે પોલિટિકલ એજન્ટ મેજર વ્હાઇટલોકની રજા માગી. દલપતહિતસ્વી સાહેબ ચમકી ઉઠયા. સાહેબે 'આગ્રહપૂર્વક કહ્યું કે તમને અહિયાં થોડી મુદતમાં મોટા હોદ્દાની જગો મળશે એવા તમારા જ્ઞાન ને રીતભાત

છે. આવી કાયમના લાભવાળી નોકરી છોડીને જાઓ છો તે ઠીક કરતા નથી. ત્યારે કવિરાજે કહ્યું કે ફારબસ સાહેબનું વચન હું ઉલંઘન કરી શકતો નથી.'

પછી 'વ્હાઈટલોક સાહેબે કર્ટિસને પત્ર લખ્યો કે કવીશ્વરને શું કરવાને ખરાબ કરો છો?' ત્યહારે કર્ટિસે ઉત્તર પાઠવ્યો કે 'તમારી કચેરીનુ કામ કરવાને દસ જણને માગો તો અત્રેથી મોકલાવું; પણ અત્રનું કામ તો કવિરાજ વિના કોઇથી થવાતું નથી.' કચવાતે મને પછી મેજર વ્હાઈટલોકે દલપતરામને રજા આપી.

આ વાટાઘાટમાં બે માસ આખો ચાલ્યો ગયો. બે આખરે સરકારી નોકરીનુ દલપતસ્વપ્નું પૂરૂં થયું. એજન્સીની કચેરીમાથી પગ ખએંચીને દલપતરામ નીકળ્યા, ને જૂનની ૧લી તારીખે ભદ્રકાળીનાં દર્શન કરી ભદ્રને મેડે દેશના ભદ્ર કાર્યમા જોડાયા. તે તિથિ વૈશાખી પૂર્ણિમા હતી કે પૂર્ણિમાની પ્રતિપદા હતી. ભદ્રકાળીના ચોકમાં પછી દલપતરામે નિજ સકળ પ્રવૃત્તિજીવન નિર્ગમ્યું, ને યથાશક્તિમતિ દેશનુ ભદ્ર કીધું.

ધન ને અધિકારના વાઘા દલપતરામે ઉતારી નાંખ્યા; લોકસેવા ને સરસ્વતીઉપાસનાનાં ઉત્તરીય ઓઢ્યાં. '૫૫ના બેસતા જૂન માસે દલપતરામ 'ગૃહસ્થ સન્યાસી' થયા.

એમ દલપતરામે સાહિત્યસંન્યાસ લીધો.

પાંત્રીસની વયે દલપતરામે સંસારતૃષ્ણાઓ ત્યાગી, સાહિત્યસંન્યાસ અંગિકાર્યો, ને લોકસેવાની વ્રતદીક્ષા લીધી. '૬૪'૬૫માંના કેટલાક માસ બાદ કરતાં ૪૨ વર્ષભર દલપતરામે

એ ગાર્હસ્થ્ય સંન્યસ્તવ્રત પાળ્યું. આપણે દેશે દલપતરામ હતા નવયુગના લક્ષ્મી ને અધિકારત્યાગી પ્રથમ લોકસેવક

૧૭૦૭થી ૧૮૫૮–દોઢ સૈકાંની અરાજકતાની દીર્ઘ કાળરાત્રી દેશ ઉપરથી ઉતરતી હતી ને નવપ્રભાતના ચોઘડિયા ગડગડતા હતા ત્હારે ગુજરાતે દેશસેવાવ્રતના આદ્ય આચાર્ય જાગ્યા નવયુગના બ્રહ્મમુહૂર્તે દલપતરામે બ્રહ્માની પુત્રીનુ વ્રત લીધુ

દેશસેવાવ્રતના આચાર્યને સિંહાસન નથી, દર્ભાસન છે, અને એ દર્ભાસન આપણા ઋષિમુનિઓનો વારસો છે સરકારી નોકરી છોડી ઋષિમુનિઓના આસને દલપતરામ બિરાજ્યા અને દલપતરામ પછી યે એ દર્ભાસન ગુજરાતે ખાલી પડયુ ભાગ્યે જ છે આપણા નવયુગમા દલપતવ શી લોકસેવાવ્રત ધારીઓની ને સાહિત્યસન્યાસીઓની કુળપરંપરા અખંડ રહી છે નર્મદ ગોવર્ધન ને દલપતપુત્ર ન્હાનલ એ દલપતવ્રત–સાહિત્યસન્યાસના જ પછીના સન્યસ્તવ્રતિયા

સાદરેથી અમદાવાદ આવતા સારે માર્ગે દલપતરામને ચન્દનીમા ચન્દની જેવા ભાવીના સ્વપ્ના આવતા સોસાયટીનુ પ્રપુત્રન, દેશસુધારાનો ડંકો, લોકકલ્યાણની પરમાવધિ નિરખતા નિરખતા દલપતરામ વાટમાના આણાવાડિયા વગાવતા હતા

એ પછીની ચાળીશેક વર્ષની વાત છે અમદાવાદની સાંકડી શેરીમા લાલા વસાની પોળ છે એમા શ્રી ખુશાલરાય સારાભાઈ રહેતા ખુશાલરાયભાઈ છોટાઉદેપુરના વાનપ્રસ્થ દિવાન હતા, નોકરીના આદિકાળમા સાદરે દલપતરામથી હતા એ ખુશાલરાયભાઈ તે ૧૮૫૨–૫૩ના

'સરવ કારકુન ખુશાલરાય.' વાનપ્રસ્થાવસ્થામાં વર્ષમાં એક વાર, બેસતા વર્ષને મધ્યાહ્નને, સ્વામીનારાયણના મન્દિરે અન્નકુટનાં દર્શને ખુશાલરાયભાઇ આવતા. અમારા ચોગઠામાં ગાડી ઊભી રાખી, મન્દિરે દર્શન કરી આવી, પુરાણા મિત્રને મળી પાછા ઘેર જતા. એવો એક અવસરયોગ હતો, ને જૂના મિત્રોની સ્મરણસંહિતાઓ ઉઘડી હતી. કિશોરાવસ્થામાં આ આલેખક ત્હારે એ સંહિતામન્ત્રો સાંભળતો પાસે પડ્યો હતો. કાળવેગમાં વહી ગયેલી પૂર્વાશ્રમની વાતો રસભર જામી હતી. જુવાનીમાં જયવન્ત વટાવેલી સંસારવાડીઓ ઘડપણમાં પાછી જોવી સહુને ગમે છે. વાતવાતમાં ખુશાલરાયભાઈથી બોલી જવાયું કે દલપતરામ ! ત્હમે યે સરકારી નોકરીમાં રહ્યા હોત તો ક્ય્હાંકને દિવાનપદેથી વાનપ્રસ્થ થાત ને ધનવાન હોત. જોગન્દરની —કોક ઋષિવરની આત્મસ્વસ્થતાથી દલપતરામે કહ્યું કે ખરૂં, ખુશાલરાયભાઈ !' પણ તો આ દેશસેવા થાત નહિં, સન્તાનોને સાહિત્યવારસો સોંપી જવાત નહિ.

ધન ને દિવાનગીરી કરતાં લોકસેવા ને સાહિત્યવારસો અધિકાં ગણે, એ જ વર્તમાનયુગમાં સંન્યસ્તદીક્ષા અંગિકારી ને પાળી શકે. આ યુગમાં—ને સહુ યુગમાં—સંન્યાસ સદા ભીષણવ્હ્રો છે; જોગિયાની જ્યોત સદા અગ્નિજ્યોત છે. વજ્રઘડેલાં માનવપૂતળાં જ સંસારની ઉછળતી છોળોમાં અડોલ ને અણપીગળ્યાં ઉભે છે.

ખરૂં છે કે દેશમાં સોનાની નદીઓ વહતી હતી ને શેરઉન્માદના ઝંઝાવાત વાતા હતા ત્યહારે, એકદા, ૧૮૬૫માં, ક્ષણેક દલપતરામનો અડોલ આત્મદીપ ડોલી ગયો હતો. પણ દલપતસંન્યસ્તનો અખંડદીવડો તો, અગ્નિહોત્રના અગ્નિની પેઠે, આયુષ્ય હોલવાયે જ હોલવાયો.

## પ્રકરણ ૭ મું; કટારીનાં નિશાન, રાસમાળા

द्रव्यसार पारस मनी, वपुमें वदन सुहात;
सार तरुनको फळ ज्युंही, उर्विसार गुजरात.

(ગુર્જરમંડળેશ્વર જયશિખરીના કવિરાજ શંકર બ્હારોટે ભૂવડ મહારાજના રાજદરબારમા કહેલો દૂહો· રત્નમાળ.)

અને પછી ૧૮૫૬મા રાસમાળા છપાઇ. રાસમાળા તો સૈકાનો ઇતિહાસગ્રન્થ છે.

રાસમાળા એટલે દલપતફારબસની શ્રમવેલે પાકેલું સાહિત્યફળ

Rasmala is our greatest attempt at collecting, focusing, and visualizing the history of Gujarat

દલપતે ગુજરાતના રાસાઓ શોધ્યા, ફારબસે ગુજરાતની રાસમાળા લખી.

દલપતફારબસસ્થાપ્યુ એક શારદમન્દિર તે ગુજરાતનુ ઇતિહાસસશોધન અને ઇતિહાસઆલેખન.

ફારબસ એટલે ગુજરાતનો ટૉડ; દલપતરામ એટલે ગુજરાતના જ્ઞાનચદ્રજી

ગુર્જર કવિવરોના રાસાઓના રસસારરૂપ રાસમાળા પછી ઇસ્વી ૧૮૫૬મા વિલાયતમા છપાઈ વિલાયતે જાણ્યુ કે ગુજરાતનો ઇતિહાસ આવો પરાક્રમશાળી ને ગુણગૌરવી છે દલપતરામના શિક્ષણશ્રમની પચવર્ષીની એ સારસમૃદ્ધિ, ફારબસના હૈયાભાવનુ એ અક્ષરસ્મારક,

ગુર્જરચોખૂટમાંના ઇતિહાસસંશોધનનું એ અદ્વિતીય સફ્ફળ: ગુજરાતના ઇતિહાસમહિમાનો એ પુનરુદ્ધાર. રાસમાળાથી ગુજરાતનો કાળદેહ સજીવન થયો.

ઘણા રાસાઓની ફૂલગૂંથણી ત્હેનું નામ રાસમાળા.

ટૉડે રાજસ્થાન કાજે કીધું એ ફારબસે ગુજરાત કાજે કીધું; જ્ઞાનચન્દ્રજી જતીએ રાજસ્થાન ને ટૉડ કાજે કીધું એ દલપતરામે ગુજરાત ને ફારબસ કાજે કીધું. નિજનિજના દેશનો ભૂતકાળ જ્ઞાનચન્દ્રજીએ ને દલપતરામે સંશોધ્યો, સંગ્રહ્યો, સાહેબોને ભણાવ્યો, અને એમ જગજાણીતો કીધો.

ફારબસ વૈશંપાયન નથી કે દલપતરામ વ્યાસ નથી. ગુજરાત કુરુક્ષેત્ર એટલુ નથી, ને રાસમાળા તે મહાભારત નથી. હતું ત્હેવું ગુજરાત દલપતરામે ફારબસને ભણાવ્યુ, અને એવું ફારબસે આલેખ્યુ. દલપતઉરઓધે ને ફારબસ-લેખિનીએ ગુર્જરમહાપ્રજાના કાળદેહને પુનરાવતારે આણ્યો.

બે ભાગ ને ચાર કાંડમાં એ ગુર્જરઇતિહાસ છપાયેલો છે. બન્યું ત્હાં ફારબસે ફોટોગ્રાફીથી છબિઓ પાડી હતી; એ ન બન્યુ ત્હાં ક્ય્હાંક ક્ય્હાક ફારબસે છબિઓ ચીતરી હતી. શીલ્પઅભ્યાસી એ કલાઉપાસકે પ્રાચીન ગુજરાતનો મહિમા કથતી ચિત્રમાળા નિજ ઇતિહાસગ્રન્થમાં આપી છે. પચ્ચીસ રૂપિયા એ મહાગ્રન્થની કીંમત હતી. ગુજરાતનું ગૌરવ ત્ય્હારે લંડનના વિદ્વતબજારમાં અલ્પમૂલું ન હતું, બહુમૂલું હતું.

ઇતિહાસની આંખડી સમી ભાટચારણની કટારીની દન્તકથાઓ તો ઘણી છે, પણ એ કટારીનાં નિશાનની એક-

ઈતિહાસકથા છે. ભાટચારણની કટારી વિધાતાની અંગુલિ હતી, રાણામહારાણાને પણ આણ દેતી.

ઇસ્વી ૧૮૪૭ના આદિમાં કંપની સરકારનો એક જોબનઝૂલન્તો અમલદાર નિજ ન્યાયકચેરી ભરી બેઠો હતો. દેશમાં ત્ય્હારે શિશિર ઉતરતી હતી, વસન્તની આવતી પગલીઓ સંભળાતી હતી એને યે પચ્ચીસમું વર્ષ ઉતરી છવ્વીસમું બેસતું હતું; પણ સુજનતા ગંભીરતા ને શાણપણ પચ્ચાસનાં હતા. કાળી બોંયનો ભાલનો નપાણિયો દેશ હજી ઝાંઝવાંનાં સરોવરો ધખાવતો ન હતો ઘંઉના ઝવારા ભાવીની લહરીઓ સમી વસન્તલહરીઓમાં ઝોલાં ખાતા હતા. ન્હોતાં આડાં ઝાડવાં કે ન્હોતી આડી વાડ-પરવાળો દૂર દૂર, દૃષ્ટિમર્યાદાની ધારે, ધરતી આભમાં ઢળી જતી ઝખાતી તબૂની બ્હારીમાથી એ અમલદાર દૃષ્ટિમર્યાદાની પાર નિરખતો ને દિવાસ્વપ્ન નિહાળતો. સ્વપ્નાને સાચા કરવાં એને ગમતાં. વિશાળતાનો એ પાથર્યો પગથાર એની આખડલી પીતી હતી. ઉપર ભીમનાથના શિવમન્દિરનો ધજાગરો, દુનિયાના ભાર ઝીલન્તો, ઝોલાં ખાતો, ઝૂલતો હતો.

'અરજદાર ! અરજદાર કોઇ છે !—અરજદા—આ—ર !' સાહેબના પટાવાળાએ અરજદાર પોકાર્યો ઈંગ્રેજ અમલદારો અરજદારની અરજો ઉઘાડે કાને ને ન્યાયબુદ્ધિએ સાંભળશે ત્ય્હા સૂધી રાજપાયા કાળના પાયા જેટલા અવિચળ રહેશે.

ધરરંગઓનું પંચ એક કોરટમા આવ્યુઃ જાણે જોબનને મળવાને જૂનવટ પધારી ! પંચને વદનદેશે કાળના હિમઝવારા ફરફરતા હતા, માથે ઓળી તરફાળ વીંટ્યા

હતા, કંડે મર્યાદલેટ બાંધેલી હતી, ખીંટીએ ભરાવ્યા સમી ખંભેથી તરવારો લટકતી.

પંચે આવી ન્યાયાસનને નમન કીધું. અમલદારને સ્વદેશ સાંભર્યો. જાણે સ્કોટલાંડની પહાડી ગુફાઓમાંથી હિન્દવો વેશ પહેરીને સરોવરવાસીઓ કોક આવ્યા કે શું ?

અમલદારે હસીને સલામ વાળી, બેસવાને આસન દીધાં. ન્યાયાસન બોલતું હોય એમ અમલદારે કહ્યું 'આવો.' એ આવકારો સાંભળીને ઘરડેરાઓ ફોરી ઉઠયા.

પછીનો દલપતશિષ્ય ને દલપતમિત્ર, સુજનતાની મૂર્તિ, એ અમલદાર કિન્લાક ફારબસ હતો.

ફારબસે પૂછ્યુઃ ઘરડેરાઓ ! શું આવવું થયુ ? કાંઇ પુરાણી વાતું કરવાને આવ્યા હશો.

ઘરડેરાઓએ અરજી આપી, અને સાથે એક રાજ-લેખ આપ્યો.

શિરસ્તેદારે અરજી વાંચી; પછી સાહેબે રાજલેખ વાંચવા માંડયો. 'શ્રી ભીમનાથજી સહાયઃ' ભાલના અધિ-ષ્ઠાતાદેવની સાખે એમ રાજલેખ શરૂ થતો હતો.

શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલવાને વેલેસ્લી સ્હડતો હતો ત્ય્હારનો–ઇસ્વી ૧૭૯૭નો–વિ. સં. ૧૮૫૩ના ભાદરવા શુદ ૨ ને શનીવારનો એ રાજલેખ હતો. વનવાસી, મોત શુ રમત રમતા બહારવટિયાઓનુ એ જમાનીખત હતું. ગુજ-રાતના ઇતિહાસની અંગુલિઓનાં એમા નિશાન હતાં.

ફારબસનાં નયનો તો રાજલેખના છેડે ચોટી ગયાં હતાં. શ્રી જગદીશની સાખે ત્ય્હાં સહીઓ કરેલી હતી.

ગઢવી ફુલા, સહી; લખ્યું મંજૂર.
અને પછી કાળની અંગુલિનું આવું નિશાન હતું:
ગઢવી ઉજા દેથા, સહી; લખ્યું મંજૂર. 
ગઢવી જીવણ શાહુ, સહી; લખ્યું મંજૂર.
વળી પાછી એ કાળઅંગુલિ પડેલી હતી:
રાવળ દેવકરણ વેલા, સહી; લખ્યું મંજૂર. 
લખનાર મયારામ, ધણી સમક્ષ.

ટીપુ સુલ્તાનની કાળઘડીમાં છેલ્લાં ટીંપાં ટપકતાં હતાં ત્યહારે, ૧૮ મી સદીના છેલ્લા દાયકામાં, બારેજડાના ગરાશિયાઓ લીમડીના મહારાણા શ્રી હરિસિંહજીની સ્હામે બ્હારવટે નીકળ્યા હતા. એ બ્હારવટાનું પછી મનામણું થયું એનું એ જમાનીખત.

પણ સાવજના જામીન કોણ? સાવજને યે પાળનારાઓ. બ્હારવટિયાઓએ એક વાર જમાન આપ્યા, એમણે જમાન રહેવા ના પાડી. પછી બ્હારવટિયાઓના જમાન ગઢવીઓ થયા.

સાહેબની કીકીઓ તો એ કાળની અંગુલિઓમાં પરોવાઇ ગઈ હતી. ફારબસ એમાં ઈતિહાસનાં કૌતુક જોતો હતો.

'સાહેબ! હમારા હક્ક—'

સાહેબને ત્યહારે નવાં આભ ઉઘડતાં હતાં. એ અંગુલિઓ તો ફારબસને જાણે ઈતિહાસની કૂંચીઓ થઇ પડી.

સાહેબ ઝબકીને જાગ્યા. 'ઘરડેરાઓ! બેફિકર રહો. કંપની સરકાર ત્હમારા હક્ક જોશે ને જાળવશે. હું પાછા બોલાવીશ.'

એક ઢાલની બે બાજુઓ સમા રાજાપ્રજાના હક્ક જોડાયેલા છે. (જે રાજા પ્રજાહક્ક જાળવે છે, એના રાજહક્ક यावत् चन्द्रदिवाकरौ પ્રજા જાળવે છે.) અને ફૂટે છે ત્ય્હારે ઢાલ આખી યે ફૂટે છે. ૧૭૮૯માં ફ્રાન્સની રાજાપ્રજાની ફૂટેલી ઢાલ આજ દોઢસો વર્ષે યે પાછી હજી સન્ધાઇ ચાળે પડી છે ?

ફારબસ તો એ કાળઅંગુલિઓની રેખાઓ જ જાણે ગણતો હતો ને ઉકેલતો હતો. એ અંગુલિરેખાઓમાં ફારબસને ગુજરાતનો ઈતિહાસ ઝંખાતો.

ફારબસ ત્ય્હારે ન્હોતો જાણતો કે એ વીરત્વની અંગુલિઓ હતી.

આયુષ્યનું મુહૂર્ત ફારબસને ઉગતું હતું. 'એ ફળ ભોંય ઉપર પડયુ શાથી ?' એ પ્રકૃતિપ્રશ્નના જેવો ફારબસને ઇતિહાસપ્રશ્ન થતો કે 'આ અંગુલિરેખાઓ શેની ?'

ન્યૂટનને આયુષ્યનું મુહૂર્ત ઉગ્યુ હતું એવુ ફારબસને આયુષ્યનુ મુહૂર્ત ઉગ્યુ. ફળને ઝાડ ઉપરથી પડતું નિરખી ન્યૂટને વિશ્વગુરુત્વાકર્ષણનો પ્રકૃતિસિદ્ધાન્ત ઉચ્ચાર્યો; જમાનીખતમાંની કાળઅંગુલિઓ નિરખીને ફારબસે ગુજરાતનો ઇતિહાસ લખ્યો.

'સાહેબને આશંકા છે ? કે કાંઇ અક્ષર અધૂકડા છે ?' રાજલેખમાં દૃષ્ટિ પરોવી તલ્લીન થયેલા સાહેબને જોઇ ઘરડેરાઓએ પૂછ્યુ

કાળની વડવાઈઓએ નમતા વડલા સમા વૃદ્ધ પંચ સ્હામે વળી સાહેબે જોયુ

'ના, ના મયારામ ભટ્ટના અક્ષર તો અજવાળાંનાં ટપકાં છે પણ આ બે હંસપગલા શાના છે ? આગળીના ટેરવા સમી બે કૌતુકઆગળીઓ આ શેની ?' મનમાની મૂઝવણ સાહેબે પૂછી.

ઘરડેરાઓની આખોમા ક્ષણેક તેજ ઝબકયા, વૃદ્ધ નાડીઓમા જોબનના જોમ ધડકયા બોલ્યા: 'એ તો છે અમ દેવીપુત્રોના એ ઘાણ, હાજરાહજૂર અમ જોગમાયાના ત્રિશૂળના છે ફૂળા, એ છે ગઢવીની કટારીના નિશાન. ભાટચારણ બોટયો એ દેવીપુત્ર બોટયો, ભાટચારણની કટાર પડી એ કાળનું પગલુ પડયુ રાણામહારાણાથી યે ન ઉથાપાય એ આણ.'

'ત્હમે કોણ છો ? ઘરડેરાઓ !'

'બાપ ! અમે ચારણ છીએ-ભૂમિના લોભિયા અમે ક્ષત્રીવટના ખેવટિયા ને રાજવટના જમાન'

'હા, રાજવટના જમાન, ત્હમે દેવીપુત્રો, ઘરડેરાઓ ! આ ત્હમારા છે જમાની ખત જાવ મુદતે બોલાવીશુ ને ન્યાય કરીશું, હો !'

એ આશ્વાસનબોલે વૃદ્ધમંડળ આશાભર્યું સિધાવ્યુ. પણ ફારબસની આખ ભરીને એના સ્કોટલાડનો Bard ઉભો હતો ફારબસ સ્વપ્ના જોતો સ્વપ્નામા એણે અણહિલ્લપુરપાટણનો રાજદરબાર દીઠો, દિલ્લીશ્વર પૃથ્વિરાજના રાજદૂત ચન્દ બ્હારોટને રાજદરબારમા ઉભેલો દીઠો. મૂર્તિમન્ત ભૂતકાળ ફારબસ જોતો હતો આભના પડછાયા સમો ભાલનો વિશાળ શામળો પગથાર એને કાળના રણ ભારયા કટારીઓની અગુલિઓ એને કાળની દિશાઓ

દાખવતી ઘડીના સોનલવર્ણા એતરો વચ્ચે ત્હાં જ ફારબસે નિર્ધાર કીધો કે ગુર્જરમહાપ્રજાનો ઇતિહાસ ભણવો અને જગતને ભણાવવો. એ નિર્ધારનું અક્ષરફળ તે રાસમાળા.

એ નિર્ધારપ્રસંગના સ્મરણચિન્હ લેખે, એ ગઢવીઓની ઈતિહાસપદાવલિ રૂપે, પછી રાસમાળા છપાઈ ત્હારે કાળની અંગુલિ સમી ભાટચારણની એ કટારપગલીનું નિજ ગ્રન્થને ફારબસે જયતિલક કીધું હતું

અમદાવાદના હિન્દુઇસ્લામી ઇતિહાસખંડેરોના નિત્યદર્શને ખાતર પૂર્યું હતું તે ફાર્બસહૈયાની ભૂમિમા કટારીનાં નિશાને બીજ વાવ્યું એ બીજનો પછી કાળવનનો વડલો થયો તે રાસમાળા

પછી ફારબસ ગુર્જર કવિઓને ન્હોતરતા ને સન્માનતા થયા સિદ્ધરાજ જયસિંહ જેમ નિત્યશ સંન્યસ્તાશ્રમીઓના પાય ધોતા કે કોક જડે જે તારે ને ઉદ્ધારે, એમ ફારબસ નયનકિરણે કવિવરોના મુખારવિન્દ ધોતા ને ભાગ્યદેશ ભીંજવતા કે કોક કાવ્યામૃત પાય શોધતા શોધતા ફારબસને વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણવર દલપતરામ સાંપડયા ફારબસે દલપતરામને કવીશ્વર કીધા, દલપતરામે ફારબસને મહાઈતિહાસકાર કીધા

રાસમાળા રચવાનો નિર્ધાર ફારબસહૈયામા ઉદ્દભવ્યો ૧૮૪૭ બેસતા ને તે પછી દસ વર્ષે રાસમાળા છપાઇ, ૧૮૫૬મા દલપતફારબસનો યોગ થયો ૧૮૪૮ના નવેમ્બરમા; અને રાસમાળાની સામગ્રી સંશોધાઇ ને સંગ્રહાઇ ૧૮૪૮ થી ૧૮૫૩ સૂધીમા '૫૪ '૫૫ ને '૫૬–ત્રણ વર્ષની રજા લઇને, અને એ સંગ્રહાયેલી–સંશોધાયેલી સાધનસામગ્રી

ભણીને અને ભાતામા લઈને રાસમાળા લખવાને ફારબસ વિલાયત ગયો હતો

દલપતરામ ન્હોતા મળ્યા ત્યહા સૂધી ફારબસના રાસમાળાના કોડ અણુપૂર્યા રહ્યા હતા દલપતરામ મળ્યે કવિતા ને ઇતિહાસનો યોગ થયો, અને રાસમાળાના પ્રકરણો લખાવા માડયા

૧ લી નવેમ્બર ૧૮૪૮, સ ૧૯૦૫ની જ્ઞાનપચમી—કાર્તકી શુકલ પચમીથી દલપતરામ ફારબસના ઇતિહાસ-ગુરુ થયા, અને તે જ તિથિથી ગુજરાતના અજોડ ઇતિહાસસશોધક થયા

અને દલપતરામ સ્વય ઇતિહાસની ભૂમિમાથી અમદાવાદ આવ્યા હતા રાણુપ્દેવડીની દહેરી, માધવ પ્રધાને બધાવેલી માધાવાવ, ઇસ્વી ૧૩૦૫મા મેરૂતુગાચાર્યે રચેલી પ્રબન્ધચિન્તામણિ એ દલપતવતનમાના ઇતિહાસસ્મરણ સ્તભો છે વર્ધમાનપુરી શ્રી મહાવીર સ્વામીજૂની નગરી છે

પહેલે જ અઠવાડિયે દલપતરામે અમદાવાદ સશોધ્યુ, ને બીજે પખવાડિયે ઝાલાવાડ સશોધવાને ગયા અને પછી સારો ગુજરાત સશોધ્યો

દલપતફારબસની સહકારિતા કઇ અજબભાતીલી હતી બે પાય એક મન્ત્રણાએ ચાલે છે, એમ એ બેલડી નિરનિરાળી પણ એક મન્ત્રણાએ અને એકદિશે વિચરતી જમણો હાથ આપે તે ડાબો હાથ વાપરે, કે ડાબો લગામ વાળે ને જમણો સમશેર ખેલે, એવી કઈક એમની સહકારિતા હતી કેટલેક અવસરે તો ભાખવુ યે ભારે પડે કે જમણો પાય ડાબાને પ્રેરે છે કે ડાબો પાય જમણાને પ્રેરે

છે ત્હો પણ કેટલીક કાળકથાઓ અજવાળાં જેવી સ્પષ્ટ છે. રાસમાળાને કાજે ફારબસ લક્ષ્મી રેલવતો ને દલપતરામ નગરનગરે ઘૂમતા; જડે તે લાવતા ને આણેલુ ફારબસને ભણાવતા. એ ભણેલુ ગોઠવી, પરોવી, સુરમ્ય કરી ફારબસ ગ્રન્થ ગૂંથતો. દલપતરામ ઇતિહાસનાં વેરાયેલા ફૂલ વીણી લાવતા, ફારબસ એ ઇતિહાસફૂલડાંની માળા રચતો.

વીણનશ્રમ દલપત માળીના હતા, ગૂંથણકલા ફારબસ માળીની હતી.

ઈતિહાસનાં ફૂલ વીણવાની વાડીઓ ગુજરાતે વિશાળી હતી. ગુજરાત ઈતિહાસછલકાતો દેશ છે. શ્રી કૃષ્ણયુગથી ઇંગ્રેજયુગ પર્યન્ત ગુર્જરઇતિહાસવેલ પ્રસરેલી છે. પાચ હજાર વર્ષની એની કાળકથની. ગ્રીસરોમથી યે ગુજરાત પ્રાચીન દેશ છે. કદળીસ્તંભના અસ્તરમાં અસ્તર, ને ત્હેની યે ભીતરમાં અસ્તરો છે, એમ ગુજરાતે ઇતિહાસનાં થર, ને થરમા યે થર, અને એ થરભીતર પાછી થરપરંપરા છે. ગુજરાતનો ઈતિહાસ એટલે ન્હાનકડું મહાભારત. ગુજરાતે બન્દરો છે, તીર્થો છે, પાટનગરીઓ છે; રાજપુત્રો છે, બાદશાહો છે, રાજર્ષિઓ છે, બ્રહ્મર્ષિઓ છે; હિન્દુ ઈસ્લામી ઇંગ્રેજી રાજ્યબન્ધારણો છે; દેહમાની શિરાઓ સમી સરિતાઓ છે. નયન સમા સરોવરો છે; ગંડસ્થળ સમા ગિરિવરો છે ગિરિવરોને માથે મુગટ સમાં મન્દિરમહેલો છે; વ્યાપાર છે, પ્રાક્રમ છે, ધરતીમા કાચું સોનું પાકે છે, સન્ત છે, ભક્ત છે, સાગરસફરીઓ છે; ગીતા છે, પ્રાકૃત પાણિનીય છે; કુદરત છે, કલા છે, કવિતા છે, કવિતામૂર્તિ ગુજરાતણ છે. ઠામ ઠામ ઇતિહાસનાં ખંડેર છે, કાળની પગલીઓ છે.

અબરખની ખાણ સમો ગુજરાત ઇતિહાસની ખાણ છે. ગુજરાતે જય જોયા છે, પરાજય જોયા છે, જયપરાજયથી યે પર સંસ્કૃતિઓના સંગમ જોયા છે. ગુજરાતે ગ્રીક આવ્યા, હૂણ આવ્યા, શક આવ્યા, બાર્બર આવ્યા, પારસી આવ્યા, બ્રહ્માવર્તવાસી આવ્યા, મરુવાસી આવ્યા, ઇસ્લામી આવ્યા, તૈલંગી આવ્યા, મુગલો આવ્યા, મહારાષ્ટ્રી આવ્યા, અવધવાસી આવ્યા, ઈગ્રેજ આવ્યાઃ રસાળી ગુર્જરલોમમાં સહુ સમાયા. ગુજરાતનું ગોત્ર વિશાળ છે, ગોત્રસમાસે વિશાળ છે. પૂર્વપાંખે વનબાંધ્યો ને પશ્ચિમપાંખે સાગરબાંધ્યો ગુજરાત વન ને સાગરની લક્ષ્મીસમૃદ્ધિસોહન્તો પુરાણપ્રસિદ્ધ દેશ છે. ગુજરાતની ઇતિહાસક્યારીમાં ઇતિહાસપાખંડીઓ વેરાયેલી છે.

છાપખાનાના પૂર્વયુગમાં ગ્રન્થ ધીરવાની અધીરપ હતી, અને એ અધીરયુગમાં ઇતિહાસસંશોધન કપરૂ કામ હતું. સાહેબની સુજનતા ને વગમોલો, દલપતરામનાં મીઠપ ને કાવ્યાનન્દ એ કપરા અવસરને યે ઘણુંખરૂ કુમળા કરતા. નવકેડી કોરનારને કાંટા યે વાગે ને ઝાંખરાં યે ભરાય; પણ પછી વિજયના ઉમળકા યે અદ્ભૂત આવે. ફારબસદલપતને રાસમાળાની ઇતિહાસસામગ્રી સંગ્રહતાં વિકટ મારગ ખેડવા પડતા, કપરા અનુભવો અનુભવાતા, પણ પરિણામે વિજયકીર્તિ પરિશ્રમના થાક ઉતારતી.

રાસમાળાની ઇતિહાસસામગ્રી માટેની સંશોધન સફરોનાં વર્ણન દલપતરામે લખ્યાં નથી કે બાણશય્યામાંથી લખાવ્યાં નથી. રાસમાળામાંથી દલપતરામે જાણે દલપત વ્યક્તિને ઇતિહાસવિરલ નિરભિમાનભાવે ભૂંસી નાંખી છે.

ગુજરાતનો ઇતિહાસ શોધતાંસંગ્રહતાં દલપતરામે ત્હારે દેશચોખૂટમાં પગલીઓ પાડી ઘડેલા એ સ્વયંઈતિહાસની તો ગુજરાતને ખોટ જ ગઇ છે. રાસમાળા માટે ક્યહાં ક્યહાં ફર્યા ? શા શા દલપતરામે શ્રમ વેઠયા ? ધૂળધોયાઓ ધૂળને ધોઇ ધોઇ મંહીથી સોનારજકણો શોધે છે એમ વિધવિધની પ્રસંગઝીણુવટમાંથી દલપતઇતિહાસસંશોધનની સફરો ને હકીકતો આજે તો સારવવાની છે. દલપતકાવ્યમાં ને બુદ્ધિપ્રકાશનાં પાનાંઓમાં છૂટી છૂટી વેરાયેલી ઇતિહાસનોંધો, જીવનકથામાંનાં વેરાયેલાં રજકણો, રાસમાળાની પ્રસ્તાવના, ફારબસસભાની છપાયેલી દલપતરાસમાળા ને હસ્તલેખોની યાદીઓ, અને છપાયેલી રત્નમાળનો દલપતહસ્તાક્ષરનો ઇતિહાસોના લેખસંગ્રહનો એક અણુમોલ ચોપડો: એ અવશેષો દલપતઇતિહાસસંશોધનના આજના સાક્ષીઓ છે. દલપતરામે કીધેલો એ સ્વયંવ્યક્તિલોપ એટલો સફળ હતો કે આપણા ઇતિહાસસંશોધનના મહાન અને અનુપમ આદ્ય આચાર્યે ઇતિહાસસંશોધનદેશમાં પગલીઓ પાડી'તી એટલું યે આપણા ઇતિહાસકારોને સાંભરતું નથી. એ ઝંખવાયેલી રેખાઓ ઘૂંટાય તો પાછી વંચાતી થાય.

પ્રથમ પગલે જ અમદાવાદના ઝવેરીવાડામાંના ખડતર ગચ્છના ગોરજી ખૂબચંદજી કનેથી કુમારપાળ રાસો ને વસ્તુપાળતેજપાળ રાસો કવીશ્વર લાવ્યા હતા; શંકરદિગ્વિજયનો ગ્રન્થ ભોળાનાથભાઇએ આપ્યો હતો; શાહપુરમાંના ભાટવાડાના વહીવંચાઓ કનેથી સોલંકી વંશ ને વાઘેલા વંશની વંશાવળીઓ જડી હતી; ઉત્તમરામજીને

ત્ય્હાં બાળાવિલાસનાં દર્શન કીધાં હતાં; હેરકુંવર શેઠાણીના મારવાડી મુનીમ ભંડારીજીએ પ્રબન્ધચિન્તામણિનો ગ્રન્થ આ પૂર્વે ફારબસને આપ્યો હતોઃ એ આપણે પૂર્વે વાચ્યું-જાણ્યું છે. એટલી ઇતિહાસસામગ્રી તો પાટનગરીમાંથી સાંપડી હતી દલપતફારબસ મળ્યા પછીના પહેલા પખવાડિયાની એ દલપતકામગીરી.

પછી સૂરતમાં શ્રીમાળપુરાણ, બુન્દીકોટેથી મંગાવેલો પૃથુરાજ રાસો, અને રાદેરમાંથી બેત્રણ જૈનગ્રન્થો મળ્યા હતા એ વાર્તા યે જાણી છે.

હેમચન્દ્ર સૂરિનો મહાકાવ્યગ્રન્થ દ્વયાશ્રય મેળવવાને જૈનપુરીના નગરશેઠની મારફત વલખાં મારતા, સ્વયં પાટણના જૈનભંડારોએ જતા, સાધુઓને કપડાં ઓઢાડતા દલપતફારબસને આપણે નિહાળ્યા છે. એક ભાટે તો એક ગ્રન્થદર્શન કરાવવાને ગામ માગ્યું હતું. એ સહુ તો પૂર્વનાં પ્રકરણોમાંના કથાભાગ.

દલપતરામના વતનમાંથી દેશળ ગઢવીએ રત્નમાળાના ખંડો દીધા હતા, ને બાળપણના સહાયક પાડોશી જતી લાલચંદજીએ શ્રીપાળનો રાસ તથા પ્રબંધચતુર્વિંશતિના ગ્રન્થો આપ્યા હતા, દાંતામાં ગોરખદાસજીનો પરમારવંશ-વર્ણનનો કાવ્યગ્રન્થ મળ્યો હતો, ઘોઘામાં ગોરજી કનેથી શત્રુંજયમાહાત્મ્ય સાંપડ્યું હતું, અને પ્રાચીન વલ્લભીપુરીમાં પુરાણા તામ્રપત્રો અમદાવાદના નગરશેઠના આડતિયાને જામીન આપીને જોયા હતાઃ એ પણ સહુ પૂર્વવાર્તા છે.

પાતાભાઈ ને ધીરજી સમા કવિરાજો સાહેબસવારીમાં ફરતા હતા. ભાવનગરના વજેસંગ મહારાજના કવિ

હમીરજી કનેથી દસરાણનાવનો ગ્રન્થ, મૂળીના ખેંગાર ગઢવીના મામા કનેથી વાકાનેરેથી જગદેવ પરમારનો ગ્રંથ, દેવરામણના રણછોડદાસ મ્હારોટ કનેથી શવશ મંડપનો રેણકી છન્દઃ એ દલપતકાવ્યની દલપતવહીમાં નોધાયેલા ઈતિહાસસશોધનો છે વીરમગામના ભીમ બ્હારોટ ને તેમના સુપુત્ર પૃથુગજજી, પાટણવાડાનુ બ્હારોટમંડળ, વિજાપુર ને ઇડરપથકના કાવ્યકોવિદો, ઇડરમાનો કવિસમૈયો એ સહુ પણ ગુર્જરઇતિહાસસશોધનના ધીમન્ત સહાયકો હતા

દલપતકાવ્ય અન્તર્ગત ફારબસવિલાસના ૧૧મા ખંડના આદિમા દલપતભાખ્યુ એક ઈતિહાસવેણ છે કે 'સન ૧૮૪૮મા પુસ્તકોની ખોળ કરવા સારૂ આપે મને કાઠિયાવાડ મોકલ્યો હતો વિ.' એ દલપતફારબસના યોગ પછીના બીજા પખવાડિયાનુ દલપતઈતિહાસસંશોધન.

અને હવે દલપતહસ્તાક્ષરના પેલા અમૂલ્ય ચોપડાની સાક્ષીઓ સાભળિયે.

છપાયેલી રત્નમાળ રોયલ સોળપેજી ૩૦૦ પાનાંની છે, ને ફુલસ્કેપ કદના ૨૮૭ પાનાઓનો એ દલપતચોપડો છે. ચોપડામા વીશેક ઈતિહાસો સગ્રહાયેલા છે. મૂળમાંની વિષયાનુક્રમણિકા આપવી એ જ અહી સુયોગ્ય છે.

પા. ૧, જયશિખરીચરિત્ર, રત્નમાળ

૭૧, જગદેવ પરમારની વાત.

૧૬૨, રા' ખેંગારની વાત. (૧૫૬ થી ૧૬૧ સૂધીનાં ૭ પાનાં ચોપડામાં નથી.)

૨૦′ નવઘણુની વાત (૧૭૦ ને ૧૭૧ ના પાના ચોપડામા કોરા છે એ પાનાઓમા આ વાત લખવાની હશે, પણ રહી ગઇ લાગે છે )

૧૭૨, કેસર મકવાણાની ખ્યાત

૧૭૮, સોળકી રાજબીજચરિત્ર

૧૮૩, લાખા ફૂલાણીની ખ્યાત

૧૮૮, કુમારપાળની રાણી રતનકુવરીની ખ્યાત

૧૯૦, કુમારપાળ રાસાનો સાર

૨૨૦, વહોરાઓની ખ્યાત

૨૦૨, સોમનાથ લૂટાતા હમીરજી ગોહેલ મરાયા તેની ખ્યાત

૨૦૬, વાઘેલા વશ તથા વરહા જેતાની ખ્યાત

૨૨૦, ઝાલા રજપૂતોના ચરિત્ર

૨૩૮, અમદાવાદ વસ્યાની ખ્યાત

૨૪૦, કાઠી લોકો વિશે

૨૪૪, મૂળીના પરમારો

૨૪૭, રાણપરના કસ્બાતી

૨૫૪, ધોળકાના કસ્બાતી

૨૫૮, ગોહેલવશની ખ્યાત

૨૮૦, ચુવાળના ઠાકોર કાનાજી વિશે

રત્નમાળ અધૂરો ગ્રથ છે, અને ત્હેનો છેલ્લો છન્દ વનરાજ મહારાજનો મહામનોરથ વર્ણવે છે

वनराज वर्ष चोदह प्रमान, त्रय भयो सिंहवालक समान;
हींमत अधीक, बलबुद्धिवन्त, गुजरात राज करनो चहन्त.

જગદેવ પરમારની વાર્તા શોધતા દલપતરામ મૂળીથી વાંકાનેર ગયા હતા, અને એજન્સીમાં લખ્યે એ ગ્રન્થ સાંપડયો હતો, એ કથા દલપતકાવ્યમાં છે.

રાજબીજની વાર્તાને મથાળે નોંધ છે કે ' અમદાવાદના બારોટ કાલિદાસના ચોપડા ઉપરથી '

લાખા ફૂલાણીને મથાળે નોંધ છે કે ' વઢવાણુના શાહ મૂળજી મેઘજીએ લખાવેલી. '

કુમારપાળ રાસાને, મથાળે નોંધ છે કે ' કુમારપાળ રાસા બે છે; એક રીખભદાસનો ને બીજો જીનહરખનો. જીનહરખકૃત રાસનો દલપતલખ્યો સાર છે. છેડે પૂરવણીનોધ છે કે 'રાધનપુર પરગણે મુંજપર પાસે વાઘેલ ગામ છે ત્યાના રહેનાર વાઘેલા ખોડાભાઈ સદ્દજી કહે છે કે વિ.'

વહોરાઓની જમાત વિશેની હકીકત 'મુલ્લા તૈયબઅલ્લીએ લખાવી ' હતી.

હમીરજી ગોહેલનો ઇતિહાસ ' ભાવનગરના રાજકવિ પાતાભાઇએ લખાવ્યો ' હતો રાજવીકવિ કલાપીએ એ નિજ પૂર્વજના હમીરકાવ્ય નામના અપૂર્ણ રહેલા મહાકાવ્યના ચાર ખડ પછી લખેલા છે

વાઘેલા વશ વિશેઃ ' લખાવનાર પેથાપરના વાઘેલાના વહીવંચા બારોટ જાલમ ભગવાનજી, રહેવાસી વડોદરાના. '

ઝાલા રજપૂતોનાં ચરિત્ર; ' વઢવાણુના કારભારી શા. ડાસા જેચદ વહીવચા પાસેથી લખી લીધેલા તે.'

અમદાવાદ વસ્યાની વાત, ' લખાવનાર અમદાવાદના બારોટ કાળીદાસ તથા વાઘજી. '

કાઠી લોકો વિશે: 'લખાવનાર ગઢવી દેશળ ભોજલ વઢવાણના.'

રાણપરના કસ્બાતીની ખ્યાત: 'લખાવનાર મલેક અલિભાઇ તથા રૂસ્તમભાઇ, રાણપરના કસ્બાતી.'

ધોળકાના કસ્બાતી વિશે: 'રાજેશ્રી લલુભાઇ ઉલાસરામની મારફત મળેલી.'

ચુંવાળના ઠાકોર કાનાજીની ખ્યાત: 'લખાવનાર મોજે હેતરોજના બારોટ હીર વીરસંઘ, ચુંવાળિયા દસોંદી, તથા ગામેતી સબળસંઘજી.'

નામાવલિ સ્પષ્ટ છે. ઈતિહાસભંડારોના સંરક્ષણહારાઓએ ઇતિહાસો લખાવેલા છે. સત્યાસત્યતાના ટકા ઉઘાડા જ છે.

ઉપરાન્ત આ સંશોધનનોંધો ઉચ્ચારે છે કે ફારબસના કવીશ્વરે ક્યહાં ક્યહાં જવાઆવવાના સંશોધનશ્રમો વેઠ્યા હતા. એમાં અમદાવાદમાંના, સૂરતમાંના, મહીકાંઠામાંના, અને દલપતકાવ્યમાંની ઇતિહાસનોંધોમાંના વેરાયેલાવિખેરાયેલા સંશોધનશ્રમો ઉમેરાય, તો 'ટીપે ટીપે સરોવર ભરાય.'

અને આ સહુ છે ૧૮૪૮ના નવેમ્બરથી ૧૮૫૨ના સપટેમ્બર સુધીની પંચવર્ષીની ઇતિહાસવાર્તા. એ પંચવર્ષીમાં ગુર્જરમહાપ્રજાનો ઈતિહાસ શોધતા કવીશ્વર દલપતરામ સારા ગુજરાતે ઘૂમતા. કબરોમાંથી જાણે મુડદાંને ઉઠાડતા, ચિતાઓમાંથી નિશ્ચેતનિયાઓને કવીશ્વર સચેત કરતા. શિવની પેઠે દલપતરામ ઇતિહાસનાં સ્મશાનો ઢૂંઢતા હતા.

નવયુગનો આપણો ઈતિહાસ બોલે છે કે ગુજરાતનો

આદ્ય ઇતિહાસલેખક ફારબસ, અને ગુજરાતના આદ્ય ઇતિહાસસંશોધક દલપતરામ.

શોધેલી ઇતિહાસસામગ્રીની વિપુલતાની દૃષ્ટિએ, રેલગાડીના પૂર્વજમાનાની સફરવિટંબણાઓની દૃષ્ટિએ, વ્હેમ ને અણુવિશ્વાસના છાપખાનાશૂન્ય એ કાળમા હસ્તલેખના ગ્રન્થોના અધીરપભાવ જીતતા સાહિત્યવિજયની દૃષ્ટિએ રાસમાળાની ઇતિહાસસામગ્રીનુ દલપતસંશોધન ગુજરાતના નવયુગનુ સોનેરી પ્રકરણ છે.

આજ આઠ દાયકે રાસમાળા ગુજરાતનો અજોડ ઇતિહાસગ્રન્થ છે એ હકીકત તે જ દલપતફારબસને કાળદીધુ પ્રમાણપત્ર છે.

દલપતકાવ્યના રચયન્દ્રા દલપતરામ નવયુગના કવીશ્વર ન હોત તો, રાજસ્થાન આજ જ્ઞાનચન્દ્રજીને સભારે છે એ પૂજ્યભાવે, ગુર્જરઇતિહાસના આદિ અને અનુપમ ઇતિહાસસંશોધક લેખે ગુજરાત દલપતરામને ગુણઓશિંગણતાથી સભારતું હોત. દલપતરામે ઇતિહાસના અજવાળાં પાડ્યા છે એટએટલાં કિરણો યે આપણે દેશે વિરલાઓએ પાડ્યા હશે.

પછી તો નર્મદે ડલોઈ ને ચાદોદકરનાળીમા દયારામની ખાણો ખણી, ભગવાનલાલ ઇન્દ્રજીએ, ઇતિહાસના એકબે પટારા ઉઘાડ્યા; ગાયકવાડ મહારાજે પાટણના કોક ભંડાર ખોલાવ્યા; એદલજી ડોસાભાઇએ ગુજરાતનો ઇંગ્રેજી ઇતિહાસ સાદ્યન્ત ને સળગ રચ્યો; વોટસને સંગ્રહસ્થાન જમાવ્યું; વિટનરફોર્સ–બેલે સોરઠી તવારિખ નવેસરથી

લખી પણ એ સહુ ગુર્જરઇતિહાસસંશોધક મંડળના ગોત્રજ મૂળ પુરુષ તે તો કિન્લાક ફારબસના કવીશ્વર દલપતરામ. ઇતિહાસસંશોધનની ગુજરાતે દલપતરામે કેડીઓ પાડી અને રત્નખાણો ઉખેળી એવા ને એટલા શ્રમભાર પછી કો વિરલાએ વેઠ્યા હશે. ટોડના જતી જ્ઞાનચન્દ્રજી રાજસ્થાનના ને ફારબસના દલપત કવેશ્વર ગુર્જરરાષ્ટ્રના હજી તો અજોડ ઇતિહાસસંશોધકો છે. આજ એમની પૂરવણી થાય છે, અધૂરપો પૂરાય છે, ભૂલો સુધારાય છે; પણ એ સહુ મહેલાતનું મરામતકામ. એમણે કીરતથંભો માંડ્યા એટએટલા પાળિયા યે સ્થાપનાર કોણ કોણ? એમના સમોવડ સ્હામી ઇતિહાસમ્હેલાતો માંડનારો તો કાળખોળે જન્મશે ત્ય્હારે જગત જોશે. જ્ઞાનચન્દ્રજી ને દલપતરામ નિજનિજ દેશના ઇતિહાસભગીરથો હતા.

રાસમાળમાં કથાનકો છે, શબ્દચિત્રો છે, રંગચિત્રો છે, મહિમાસુત્યો છે, ગુણગાનો છે, ભાવ છે, કવિતા છે, કાળને સજીવન કરતી કલ્પના છે, દલપતશિષ્યશોભતું બહુ–બહુ છે. પણ એ ગુર્જરરાસામાંથી ત્રિદળ શબ્દચિત્રાવલિ વાચવા વિચારવા વાગોળવાનો સહુ ગુર્જરગુણગૌરવીઓનો ઇતિહાસધર્મ છે. પ્રથમ તો વલ્લભીદર્શનસ્થાનની સીમપાખોએ એક પાસે ડુંગરમાળ ને નજ સમી આર્કેડિયાની ખીણ, ને બીજી પાસે ગ્રીસનો દક્ષિણઅખાત ને ત્હેની પારનો ત્રિખંડસ્પર્શતો ભૂમધ્યસમુદ્ર: એની સમોવડ, જગતવિરલ, ગુજરાતની પરવાડનો પ્રકૃતિ ને ઇતિહાસનો સંગમદેશ: એકપા વલ્લભીનાં ખંડેરો, સન્મુખે ઘોઘાકાળુભારની મુખખાડી, ત્હેની પાછળ ઉછળતો ખંભાતનો અખાત,

અને એ અખાતના મુખપાર વિસ્તરતો હિન્દઆફ્રિકાના આરાઓ ધોતો અરબ્બી સમુદ્ર; અને બીજીપા શિહોરના ડુંગરાઓ ને ક્ષિતિજની પાળ બાંધતા પુણ્યરાશી સિદ્ધાચળનો છાયાઢગ: ધુંધલીમલ્લના ડુંગરશિખરેથી દર્શાતું એ સહુનુ ગ્રન્થારંભમાંનું જ ભૂગોળ ને ઇતિહાસના સરિત સંગમ સમું શબ્દચિત્ર. બીજું અણહિલ્લપુરદર્શન. અણહિલ્લપુરદર્શનનુ તો ફારબસે ૧૩મું પ્રકરણ ભર્યું છે. વનરાજનુ, મૂળરાજનુ, ભીમદેવનુ, કરણદેવનુ, સિદ્ધરાજનું, કુમારપાળનુ એ અણહિલ્લપુર પાટણ; રૂપસુન્દરીનુ, મણુચલ્લા દેવીનુ, શીલગુણ સૂરીનુ, હેમચન્દ્રાચાર્યનુ, ચાપાનુ, વસ્તુપાળતેજપાળનુ એ અણહિલ્લપુર પાટણ; તપનુ જોગનું વિદ્યાનુ વીરત્વનું લક્ષ્મીનું ધામ એ અણહિલ્લપુર પાટણ: પાટણનું ગુણવન્તું, યશવન્તું, મહિમાઓજસ્વી, ગુર્જરરાષ્ટ્રની ક્ષત્રિયપાટનગરીસોહન્તું શબ્દચિત્ર, વરઘોડાને છેડે વરરાજાનો હાથી હોય તેમ, સોળંકી વંશની પૂર્ણાહુતિઅવસરને સોહાવે છે. અને ત્રીજો છે ન્હાનકડો પણ મહાભારે ફારબસનો પ્રસ્તાવનામાનો મન્ત્રબોલ: રાસમાળાના સારરૂપ, સૌ ગુજરાતીઓની ઇતિહાસગાયત્રી સરિખડું, ગુજરાતના ઇતિહાસગૌરવનું એક વાક્ય: Equal, at least, to the Parmar, the Chohan or the Rathor was the Solankee of Unhilpur.

ભોજયશસ્વિની ધારાનગરીના પરમારનો, પિથલયશસ્વિની દિલ્લીનગરીના ચહુઆણનો, શ્રીહર્ષયશસ્વિની કનોજનગરીના રાઠોડનો, કંઈ નહિ તો બરોબરિયો અણહિલ્લપુરપાટણનો સોલંકીવંશ હતો: ગુજરાતના ઇતિહાસનો

ફારબસઉચ્ચાર્યો એ ગાયત્રીમન્ત્ર. બાળ વૃદ્ધ નર ને નાર–સકળ ગુર્જરમહાપ્રજા એ શીખે, ગોખે, ને સદા ગાય.

કાળવહીના શબ્દોચ્ચાર સમો ગુર્જરઇતિહાસનો એ ગાયત્રીમન્ત્ર; ગુર્જરપ્રજાની સ્હાડા પાંચસો વર્ષની રાજપૂત પાટનગરી અણહિલ્લપુર પાટણનો રાસમાળામાંનો વર્ણન વિસ્તાર; અને ઉપડતી રાસમાળાએ ચીતરાયેલો વલ્લભીપુરનો કુદરતી ને ઐતિહાસિક વાતાવરણ ગુર્જરપુત્રે ન વાંચ્યા હોય ત્હેણે નિજ ઘરની ઇતિહાસવાર્તા વાંચી નથી.

એ ઇતિહાસગાયત્રીના મન્ત્રદષ્ટાનાં ઇતિહાસઋણ ગુજરાતે કઇ વિધે ફેડયાં છે? દલપતશિષ્ય ફારબસનાં સ્મરણમન્દિર મુંબઇમાં છે, અમદાવાદમાં છે. ગુજરાત ગુણપારખ છે, સરસ્વતીના સપૂત કો મહાગુજરાતીને સંભારે છે એથી અધિકું ગુજરાત ફારબસને સંભારે છે.

અને કઇ ભાવપ્રેરણાથી પ્રેરાઇને ફારબસે રાસમાળા લખી હતી? આટલે દાયકે ફારબસના બોલ જ તે બોલશે. ફારબસની ભાવપ્રેરણા ક્ષણિક ન હતી, ચિરસ્થાયી હતી; ઇતિહાસઅભ્યાસી દીર્ઘદષ્ટા રાજનીતિજ્ઞની હતી; સંસ્કૃતિઓના સંગમઘાટેથી ઉચ્ચારેલી હતી. પ્રસ્તાવનામાં ફારબસ કહે છે કે

રાસમાળા 'is now placed before the public in the hope that, unworthy as it is, it may still be of use to the local officers, and may interest some few even of my countrymen at home in the fortune of their fellow subjects—the Hindus of Goozrat.

ગુજરાતીઓને ફાર્બસ Subjects નહિ, Fellow-subjects કહેતો.

અને Unworthy as it is એ શબ્દાવલિમાંનો વિનયભાવ વદે છે કે ફાર્બસ સ્વભાવે સજ્જન હતો, પણ કાળબ્રહ્મનાં દર્શને નિર્માની થયો હતો. આજ ૭૮ વર્ષે યે-દલપતરામના આયુષ્ય જેટલાં વર્ષે યે અજોડ રહેલા ગ્રન્થને ફાર્બસ Unworthy as it is કહે છે. પ્રાચીનતાની ખાણો ખોદી ખોદી દલપતરામે એટએટલા રાસાઓ આણી ફાર્બસને ભણાવ્યા હતા, અને એ રાસા-કવિરાજોનો ગાયેલો એટએટલો કાળમહિમા ફાર્બસે જોયો સાંભળ્યો હતો કે રાસાભંડારના ઇતિહાસસંગ્રહને પડછે ફાર્બસનો વિવેક ઘડીક મહાસત્ય ભાસે ભૂવડ મહા-રાજના રાજદરબારમાં પંચાસરના કવિરાજે ઉચ્ચાર્યું છે કે उर्विसार गुजरात એથી અધિકું ફાર્બસ-કે કોઈ-ગુજરાતનું ગુણગૌરવગાન શું કરવાનો હતો ? એ ખરૂ. છતાં રાસમાળા Unworthy નથી, અમૂલ્ય છે ફાર્બસને ને ફાર્બસને રાસાઓ ભણાવનાર ગુરુવર્ય દલપતરામને, ગુજરાતને ને ગુજરાતના કૃષ્ણપ્રાચીન ઇતિહાસને યથાકીર્તિ-વન્તી રાસમાળા છે. છેલ્લા આપણા આઠ દાયકાઓ કહે છે કે રાસમાળા તો 'એકસો વર્ષે એક ગ્રન્થ' એ કોટીનો મહાગ્રન્થ છે.

રાસમાળાની બીજી આવૃત્તિ ઈસ્વી ૧૮૭૭માં છપાઈ છે. એનો ઉપોદ્દ્ઘાત લખતાં સૌરાષ્ટ્રના ઇતિહાસસંશોધક, ન્હાનેરા ફાર્બસ, કર્નલ વૉટસન બાળાચડીથી લખે છે: Of his learniug & literary skill the Rasmala is the

most lasting record...There are but few other books of reference about Goozrat, & none of them of so encyclopœdic a character.

દલપતશિષ્યનો વિનય વળી બોલે છે કે રાસમાળા Advances no pretentions to a scientific character. ગુણતોલન કરી વૉટસન લખે છે કે The work is in truth eminently scientific

રાસમાળામાં ઇતિહાસભૂલો નથી રહી ગઇ એમ નહિ એ પછીના ઇતિહાસસશોધકોએ કંઈક સુધારી છે. છતાં The Rasmala is almost always accurate... He had the best authorities then available for his statements

રાસમાળાની સત્યપરાયણતાનો યશ ફારબસને કે દલપતરામને ? એ સત્યપરાયણ ઈતિહાસગ્રન્થો શોધ્યા, સંગ્રહ્યા, ને ફારબસને ભણાવ્યા હતા ફારબસના કવીશ્વરે.

When we consider the vastness of the field of time comprehended in this single volume, streching from the days of Wullubhee to the middle of the nineteenth century after Christ... Mr. Forbes has most ably acquitted himself. રાસમાળાના સમગ્ર મહાગ્રન્થ પરત્વેનો કર્નલ વોટસનનો એ અભિપ્રાય. કો શિષ્યવર વિદ્વત્પરીક્ષામા પ્રથમ નંબરે પાસ થાય એમાં ગુરુવરને ગૌરવ છે એટલો એમાંથી દલપતરામનો યશભાગ. વિશેષભાવે એટલુ જ કે એ અભ્યાસગ્રન્થો ઘણુંખરૂં શોધીસંગ્રહી લાવતા પણ ગુરુવર્ય.

ભારતઇતિહાસકાર રાજપુરુષ લૉર્ડ એલ્ફિન્સ્ટન્

રાસમાળાના પ્રશસ્તિબોલ બોલ્યા હતા. રાસમાળા છપાયા પછી એક દાયકે ફારબસઅવસાનપ્રસંગે ગુણુતોલનલેખ લખતાં મુંબઈની વિલ્સન કોલેજવાળા ડૉ. વિલ્સને ભવિષ્ય-વેણુ ભાખ્યું છે કે The Rasmala is more highly valued as time goes on.

વાઇસરોય લોર્ડ લોરેન્સના ભાઇ ને લખનોર રેસીડેન્સીના સંરક્ષણશહીદ સર હેનરી લોરેન્સ '૫૭ના જાનેવારીની ૩૦મીએ નીમચ છાવણીમાંથી લખતાં કહે છે કે Your book, which is a vast improvement on Tod: એ તો ગ્રન્થકર્તાનાં પ્રથમ પગલાંને પ્રોત્સાહનપ્રેરતો મિત્ર-ભાવ ભાસે છે.

દલપતરામ ફારબસના ગુરુ હતા, મિત્ર હતા, શ્રમ-સંગાથી હતા. દલપતરામ કહે છે કે રાસમાળા તો કાળબ્રહ્મના બ્રહ્મનૃત્યની રાસભૂમિકા છે. ખરે; ગુર્જરોની કાળરમણાની મહાગાથા 'રાસની રસાળા' છે, મહાપ્રજાઓના સહુ ઇતિહાસગ્રન્થો પરબ્રહ્મના મહારાસના રમણઘાટ છે.

પુસ્તક પ્રત્યક્ષ મનમાન્યુ દીસે મધુવન,
પ્રકરણ પ્રૌઢ વૃક્ષ રસિક રૂપાળા છે;
પેખિયે પવિત્ર પત્ર, વાક્ય ફળફૂલ તત્ર,
બનેલી છબિઓ તે તો બની ગોપબાળા છે;
નૃપકુળવર્ણનનુ ગણું ગીત ગાનતાન,
ગોઠવેલા રાગ ગોપ વાસળીઓ વાળા છે;
દીસે નવરસમય, દાખે દલપતરામ,
રાસની રસાળારૂપે ગ્રન્થ રાસમાળા છે.

ખરેખર ! ઇતિહાસ એટલે પરબ્રહ્મના બ્રહ્મનૃત્યની પદાવલિ.

દલપતરામ કહે છે કે રાસમાળા તો રાસની રસાળા છે.

એ શબ્દમંડળમાં દલપતરામ ઈતિહાસનો પરમ મર્મ ઉચ્ચારે છે કે Letters of History are foot prints of રાસેશ્વર of God who plays the great world-dance, the eternal whirlings and twirlings of nations & globes, of planates and solar systems, of starry galaxies

રાસમાળાનો સાહિત્યસન્તાનપરિવાર પણ ન્હાનોસૂનો નથી. કરણઘેલો, વનરાજ ચાવડો, સધરા જેશીંગ, રાણક દેવડી, જગદેવ પરમાર, અને ઘણાખરા આપણા ગુર્જર-ઇતિહાસના નાટકો અને નવલકથાઓ રાસમાળાની વેલના પ્રફુલ્લેલા સાહિત્યફૂલડા છે

કંપની સરકારની નોકરી ઈસ્વી ૧૮૪૨મા સ્વીકારી તે પૂર્વે ફાર્બસના કુટુંબમનોરથ કિન્લાકને શીલ્પશાસ્ત્રી કરવાના હતા એ પૂર્વઇતિહાસ આપણે વાંચ્યો છે. એક શિલ્પીગુરુને ત્હેંડા કિન્લાક કેટલાક ખાસ શિષ્ય થયા હતા જ્ઞાન કો એળે જતું નથી. અને એ કિશોર શીલ્પ-શાસ્ત્રીના કલાજ્ઞાનનું કલાફળ ગુજરાત પામ્યું છે. રાસમાળા-માના ગુજરાતની પ્રાચીનતાના ચિત્રો જૂનવટના ઝરૂખા છે. એ સકળ ચિત્રાવલિ સનાતન ગુર્જરમાહિમા ઉચ્ચારે છે. રાસમાળામાની ચિત્રાવલિ ગુર્જરકલાના કલાગીતો છે.

વિનયવેલપુષ્પે લચીનમી જતો ફાર્બસ પોતાના

મહાગ્રન્થને નવસૃજન નથી કહેતો, Compilation કહે છે– I have called my compilation Rasmala. અને પોતાને ફારબસ Compiler કહે છે–the merit of the compiler. સગ્રહાયેલા રાસાઓ ભણી અનિમિષ દૃષ્ટિ રાખીને ફારબસ એ બોલ બોલતો ભાસે છે એ બોલમાં સત્યાશ છે એથી અધિકી સુજનતા છે ગ્રન્થનુ નામ 'રાસમાળા' જ કહે છે તે ગણી ગણીને ગ્રન્થમા ફારબસે રાસાઓ ગૂથેલા છે રાસમાળા શબ્દ જ ફારબસના ઋણ ઉચ્ચારે છે.

૧૮૫૬મા રાસમાળાની પ્રસ્તાવનામા ફારબસ દલપતરામને my valuable coadjutor કહે છે, અને એ ઇતિહાસસશોધનને Our efforts કહે છે From that period my valuable **coadjutor** has been almost constantly by my side It was some time before **our efforts** met with any success

સશોધનખર્ચ આપતા, ભલામણપત્રો આપતા ફારબસ; ને ઇતિહાસસશોધનની દેશભ્રમા સફરો કરતા દલપતરામ. I furnished him with the means of making the tour of a considerable portion of Goozrat, with the view of collecting chronicles & traditions, and of copying inscriptions દલપતરામ શુ કરતા તે ફારબસ કહે છે, દલપતરામ રાસાઓ શોધી લાવતા, દતકથાઓ સગ્રહી લાવતા, શિલાલેખો ઉતારી લાવતા એ ઇતિહાસસશોધનયાત્રાની મુસાફરીઓની કથાવાર્તા નિરભિમાની દલપતરામે કદી કે કહ્યા ય નોંધી નથી, નોંધાવી

નથી. આ પ્રકરણના પૂર્વભાગમાં છે તે તો વિરલ વેરાયેલાં ને ખરી પડેલાં વચનોનો સારસંગ્રહ છે. પણ ફારબસની ને રાસમાળાની સાક્ષી બોલે છે કે ગુજરાતના ઇતિહાસ-ગૌરવના પ્રથમ મહાસંશોધક દલપતરામ હતા. ફારબસખર્ચે -નિજ ખર્ચે દેશસફરો કરે એટલા દલપતરામ ધનસંપન્ન ન હતા-ફારબસખર્ચે દલપતરામ ગુજરાતભરમાં ઘૂમતા; પ્રાચીન ખંડેરોમાં જતા, ઈતિહાસપુરાણી નગરીઓમાં જતા, જૂનવટના ભંડારરૂપ રાજસ્થાનોમાં જતા, વનવગડામાં જતા, સરિતસરોવરની પાળે જતા, પર્વતશિખરોએ જતા, કાળની પગલીઓ ગુર્જરદેશે જ્યહાં જ્યહાં પડેલી હતી ત્યહાં ત્યહાં જતા. અને એ સહુ ૧૮૪૮થી ૧૮૫૩ની પંચવર્ષીમા.

ફારબસનું ખર્ચ ને ફારબસની અમલદારી લાગવગ દલપતમાર્ગ સુગમ કરતાં.

અને રાસાઓ સંગ્રહાયા પછી રાસમાળા રચાતી કઈ રીતે? દલપતરામ મૌન છે. ફારબસે એ વર્ણવ્યું નથી. દલપતમૃત્યુ પૂર્વે અનેક વારે, ઇસવી ૧૮૬૬ની નાતાલમાં, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પુસ્તકાલયનો પાયો નાંખતાં સર એલેક્ઝાન્ડર કીનલોક ફાર્બસ ... દલપતરામને ફારબસના Colaborature=an associate in literary labour કહ્યા છે. રાસમાળા રચવામાં દલપતરામની એ Colabour ના શ્રમસંગાથનો પ્રકાર કિયો હતો?

એંશી વર્ષના પડદા પડદાઓ વીંધીને એક સાક્ષી કાળના બોલ બોલતો પધાર્યો છે: પેલો દલપતદસ્તાવેજનો

ઈતિહાસચોપડો. એ દલપતહસ્તલેખ ને વિદ્યમાન ઈંગ્રેજી રાસમાળા સરખાવી જોયે દલપતફારબસની Colabourનો સાહિત્યવિધિ પરખાશે. સહજભાવે એ ઇતિહાસચોપડાને ઉઘાડિયે અને એકબે દૃષ્ટાન્ત અવલોકિયે.

દલપતહસ્તલેખના ઇતિહાસચોપડાને ૩૫મે પાને રત્નમાળના દૂહાઓ છેઃ

भूप विराजत बागमें एक समय सउमंग;
नृत्य गीत गायक करत, चढत मोद अति अंग.
बाग वनित कैलास ज्यों, विविध भांति फलफूल;
तामे नृप तिहि समयमें सोहत शंकर तुल्य.
कर्न कुमर बैठो बनी, गणनायकसो यूथ;
चंदादिक सामंत जुत सोहत सभा विशुद्ध.

ફુલસ્કેપ કાગળનો પુલસ્કેપ કદનો હસ્તલેખનો એ દલપતચોપડો છે. ચોપડાને ડાબે પાને આ વ્રજદૂહાવલિ છે, સ્હામે જમણે પાને એ દૂહાઓની દલપતકીધી ગુજરાતી ભાષાન્તરાવલિ છે. એ દલપતકીધું ગુજરાતી ભાષાન્તર સળંગ ભાષાન્તર નથી, ચરણચરણને સમાન્તર સ્હામે પાને અર્થની એક એક લીંટી છે. એ દલપતભાષાન્તર આ રહ્યુંઃ

એક સમે રાજા ઉમંગ સહિત બાગમાં બિરાજ્યા હતા; ત્યાં

ગાનારા નૃત્ય ને ગાન કરતા હતા, તેથી રૂંવાડે રૂંવાડે હરખ વધતો હતો.

'તે બાગ કૈલાસ જેવો બનેલો; તેમાં ભાતભાતનાં ફળ અને ફૂલ હતાં.

તે બાગમાં એ રાત્ત તે સમે શિવ બરાબર શોભતો હતો.
ત્યાં કરણ કુંવર ગણપતિના જેવો ડાહ્યો થઇને બેઠો હતો,
અને ચંદ વગેરે સામંતો સહિત તે સભા શુદ્ધ શોભતી હતી.

દલપતહસ્તાક્ષરના ઇતિહાસચોપડામાંના એ મૂળ નજદૂહા ને એ દલપતકીધું ગુજરાતી ભાષાન્તર. પરીક્ષક એ ભાષાન્તરરચના ચે પારખી લે. હવે રાસમાળાની ઇંગ્રેજી રચના સાંભળિયે.

One day the *king* is seated *in* a *garden* as beautiful as Shiva's *paradise*, adorned with exquisite flowers and fruit trees, where he regales himself with song and dance. Prince Kurun, the heir-apparent, sits beside him royally apparelled, and Chand & others of the nobles adorn the assembly.

કેસર મકવાણાની વાત; હસ્તલેખનો દલપતચોપડો, પા. ૧૭૨

સિંધમાં કેરંટી નામે શહેર છે. ત્યાંનું રાજ મીયાસ મકવાણો કરતા હતા તે જ્યારે મરણસજ્યાએ સૂતા, ત્યારે તેનો જીવ જતો નહોતો. એટલે કેસર મકવાણે પૂછ્યું કે પિતાજી, તમારો જીવ કેમ મોક્ષે જતો નથી? ત્યારે મીયાસ મકવાણો બોલ્યા કે સામઇયા નગરમાં હમીર સુમરો રાજ કરે છે. તેના દુધમલિયા વછેરા સવાસો લાવીને મારા તેરમાને દહાડે ભાટચારણને આપવાનું કહો

તો મારો જીવ ગતે જાય. તે વખતે પોતાના ભાઈ ભત્રીજા સઉ પાસે બેઠા હતા. પણ તેઓમાંથી એકે જણ કશ્યુ બોલ્યો નહીં. અને કેસર મકવાણાની ઉમર અગીઆર વરસની હતી તેણે પોતાના પિતાના હાથમા જળ આપ્યુ કે આપના તેરમાને દહાડે તેના વછેરા સવાસો લાવીને હુ દાન કરીશ એટલે માંયાસ મકવાણો દેવલોક પામ્યા.

આ દલપતસશોધનલેખ. ને ઇંગ્રેજી રાસમાળા શુ બોલે છે?

When Veheeas, says the bard, took to his bed at Kerunteegurgh, his life would not pass from his body Kesur, his son, said to him, Father ! How is it that your soul does not obtain liberation ? Veheeas answered There is a city named Sameiyoo, in which Humeer Soomaro, my enemy, rules If you will promise to carry off a hundred and twenty-five horses, bred in his stable, and present them to the bards on the thirteenth day after my death I shall be released. The brothers & brothers' sons of Veheeas stood around him, but no one of them made any answer Then Kesur, although he was minor, stepped forward, and, pouring water into his father's hand, promised that he would perform his command Thereupon Veheeas passed to Dev Loh

ત્રીજું દ્રષ્ટાન્તઃ હસ્તલેખનો દલપતચોપડો, પા. ૨૨૦.

ઝાલા રજપૂતોનાં ચરિત્ર. વઢવાણના કારભારી શા ઉમેદ-જેચંદે વહીવંચા પાસેથી લખી લીધેલાં તે.

ઇંગ્રેજી રાસમાળા, ખંડ ત્રીજો, પ્રકરણ છઠ્ઠું; એ પ્રકરણનું પાનું પાંચમું.

અને એવાં સામ્યદૃષ્ટાન્તોની પરંપરા દાખવાય.

આમ દલપતફારબસ Co-labour કરતા, શ્રમ-સગાથીઓ હતા. દલપતરામ રાસાઓ શોધી લાવતા ને ભણાવતા; ને ફારબસ રાસમાળા લખતો.

ઇસ્વી ૧૮૪૯મા દલપતરામે ભૂતનિબન્ધ લખ્યો હતો; ૧૮૫૧મા દલપતરામે જ્ઞાતિનિબન્ધ લખ્યો હતો. એ બન્ને દલપતગ્રન્થોનો ફારબસે રાસમાળામાં સદુપયોગ કીધો છે. ફારબસ એ દલપતગ્રન્થોનું ઋણ ઉચ્ચારે છે, રાસમાળાનો ચોથો ખંડ મ્હોટે ભાગે એ દલપતગ્રન્થોને આધારે રચાયેલો કહે છે

The Kaveshwar...won prizes for 2 essays—on popular superstitions in Goozrat (ભૂતનિબન્ધ) and on Hindoo Castes (જ્ઞાતિનિબન્ધ)–of both which I have made much use in the Fourth Book

રાસમાળા ફારબસે લખેલી છે; પણ તે ગુર્જરરાસાઓ દલપત કને સંગ્રહાવીને અને દલપત કને શીખીને.

જતી જ્ઞાનચન્દ્રજીએ કર્નલ ટોડ ને રાજસ્થાન કાજે કીધું તે દલપતરામે ફારબસ ને ગુજરાત કાજે કીધું છે. રાજસ્થાનમાં ટોડ ને જતી જ્ઞાનચન્દ્રજીની જોડી હતી; ગુજરાતે ફારબસ ને કવીશ્વર દલપતરામની જોડી હતી. એક જોડીએ રાજસ્થાનનો ભૂતકાળ સજીવન કર્યો; બીજી જોડીએ ગુજરાતનો ભૂતકાળ સજીવન કર્યો.

ગ્રાન્ટ ડફ્નો મરાઠા ઇતિહાસ દટાઇ ગયો. રાનડે પારસનિસ ચિન્તામણિ વૈદ્ય સરદેસાઈની ઇતિહાસમાળાઓ ગ્રાન્ટ ડફ્ ઉપર ખડકાઇ. જ્ઞાનચન્દ્રશિષ્ય ટોડ અને દલપતશિષ્ય ફારબસ આજ ભારતની આંખો સમા તેજસ્વી ઓજસ્વી હજી ઝગઝગે છે.

કિયા શિષ્યવરને શિરે ગુરુઋણ નથી? ફારબસે ગુરુઋણ મુક્તકંઠે ગાયાં છે, અને અનુપમ રીતે વાળ્યા છે. ટોડની પેઠે સવિસ્તર હકીકત લખાઇ હોત તો એ પ્રાચીન ઇતિહાસકાર ગુજરાતના અર્વાચીન ઇતિહાસને પણ એટલો સમૃદ્ધ કરતો જાત

આજ દલપતફારબસ સદેહે મળે, અને ફારબસ પેલું કૃષ્ણસુદામાની મિત્રગોષ્ઠીનું ગુજરાતવિખ્યાત કવિતવચન ઉચ્ચારે કે

હું તુજ પાસે વિદ્યા ભણ્યો, ત્હને સાંભરે રે?

તો સાચેજને! મહાનુભાવ દલપતરામ સુદામાજીદીધો જ કવિતઉત્તર વાળે કે

મ્હને મ્હોટો કર્યો, મહારાજ! મ્હને કેમ વીસરે રે?

ફારબસને દલપતરામે અમર કીધો છે એ ખરૂં; પણ ફારબસે યે દલપતરામને અમર કીધા છે, અનેક વિધે 'મ્હોટા કીધા' છે. ત્હેમાં યે ગુરુદીધી ઇતિહાસવિદ્યા ઝીલી-ઝીલીને રાસમાળા રચી ગુજરાતને અર્પી એ તો ફારબસની ગુરુને વાળેલી પરમ ગુરુદક્ષિણા.

દેવીપુત્રોની કટારીના નિશાને ગુજરાતના ઇતિહાસભંડાર શોધાવ્યા, દલપતફારબસનો ઇતિહાસયોગ સરજાવ્યો, રાસમાળા રચાવી, દલપત વેદિયાના કવીશ્વર દલપતરામ કીધા, ફારબસને આપણો અજોડ ઇતિહાસવેત્તા સરજ્યો, ગુજરાતને સંસ્કૃતિઓના સંગમકાળનો કાળબોલ બોલતો કવિવર ને ઋષિવર દીધો. ભાટચારણની કટારીનાં નિશાને એટએટલાં કીધા એમ ઇતિહાસ કહે છે. તો દેવીપુત્રોની કટારી સ્વયં હોય તો તો શા શા ગજબ એ ન કરે ?

ભાટની વાણી ભાટાઇ નથી, બિરદાવલિ છે. સાચા ક્ષત્રિયો સ્હમજે છે કે ભાટાઈ તો વીરત્વની પ્રેરણા છે, બિરદાળીના બિરદાઇની બિરદાવલિ છે, અમરતાની યશમાળા છે,–અને ક્યહારેક વાગ્બાણના કારમા ડંખ છે. ભાટની ભાટાઈમા સેંકડો રાસમાળાનાં બીજ છે, ઇતિહાસના અંકુર છે. સ્વયં ખુશામતના બોલડાં ને ખચ્ચરો ભાટની ભાટાઇના આજ અણસ્હમજુ નિન્દકો છે. ભાટની ભાટાઈને ફારબસ પૂજતો, કર્નલ ટોડ પૂજતો, મહારાણો પ્રતાપ પૂજતો, દિલ્લીપતિ પિથલ પૂજતો, હિન્દુપતનો તારણહાર શિવરાજ મહારાજ પૂજતો. ભાટની વાણી એ તો ઇતિહાસનો અર્ક અને પરાક્રમની પ્રેરણા છે.

બેસતા નવયુગની આદિ તિથિઓમાંના જ ફારબસ

ને દલપત આપણા ગુર્જરઇતિહાસના આદ્ય ઇતિહાસ-સંશોધકો, કાળની દટાયેલી રત્નખાણના આપણા પ્રથમ ખોજનારાઓ. રાસમાળા એટલે દલપતફારબસનો અક્ષર-પ્રબંધ કીરતથંભ

સૂર્યનું પ્રભામંડળ સૂર્યબિમ્બને ઢાંકી દે છે; એમ જો કવીશ્વર દલપતરામના કાવ્યકીર્તિમંડળે ઇતિહાસસંશોધકને ઢાંકી દીધા ન હોત તો ગુર્જરપ્રજા આજ દલપતરામને ગુજરાતના આદ્ય અને અદ્વિતીય ઇતિહાસસંશોધક તરીકે દાયકાઓથી ઓળખતી હોત

દલપતરામ એટલે ગુજરાતના જ્ઞાનચન્દ્રજી.

રાસમાળાનું એક અમર વાકય પૂર્વે આપણે વાંચ્યુ છે–પ્રસ્તાવનામાંનુ:

Equal, at least, to the Purmar, the Chohan, or the Rathod was the Solunkee of Unhilpoor.

૧૮૫૬મા એ વાકય છપાયુ. છેલ્લા એંશી વર્ષથી ગુજરાતીઓની જીભે જીભે એ ફારબસબોલ રમતો થયો જોઇતો હતો ફારબસે સારવેલો ગુજરાતના ઇતિહાસનો એ અર્ક

મ્હારે મન તો ગુજરાતનો ઇતિહાસ એથી યે અધિકો છે. ને કદાચ ફારબસે મ્હારા જેવુ માનતો હશે–ફારબસશબ્દો છે At least equal

આ ગ્રન્થઆલેખકને મન તો છે ગુજરાત એટલે કૃષ્ણભૂમિ, ગીતાના ગાનારની ભૂમિ, મહાભારતના કાવ્ય-નાયકની ભૂમિ, પાંડવોને કુરુક્ષેત્ર જીતાડનારની ભૂમિ;

૨૭૬, પ્ર. ૭

દરિયાવમોજે નિરાધાર ઉછળતા પરધર્મી પારસીઓને વિશ્રામ દેનારો દેશ; મેવાડના શિશોદિયાવંશનું માતૃસ્થાન; હિન્દી મહાસાગરનુ સરોવર કરનાર બારાગાઝા સ્તભતીર્થ ને વલ્લભીપુરના સાગરસફરીઓની જન્મભોમકા.

પૃથુરાજના પિતા સોમેશ્વરને સોળંકીએ હરાવ્યો હતો; શાહબુદ્દીન ઘોરીને સોળકીએ હરાવ્યો હતો સોળંકીનાં યજ્ઞયાગ ને ધર્મપરાયણતા દેશજાણીતાં છે. રુદ્રમાળ ને સહસલિંગ સરોવર અને વસ્તુપાળતેજપાળનાં આરસમન્દિરોમાં સોળંકીયુગનો કલાવૈભવ ને કલાપ્રેમ છે. ફરગ્યૂસન કહે છે કે જગતઅદ્વિતીય તાજથી યે અર્બુદશિખરની આરસકવિતા અદકેરી છે.

કલિકાળસર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય, પ્રાકૃતના પાણીનિ, સોળંકીના ગુરુ હતા; શીલગુણ સૂરીજી અણહિલ્લપુરના રાજવંશના આદ્ય તારણહારા હતા. શિવાજી મહારાજને સિંહગઢે રામદાસજીનો ભગવો ઝુંડો ઉડતો, એમ અણહિલ્લપુર ઉપર જૈનાચાર્યોનો ધર્મધ્વજ ઉડતો.

મેવાડમા રાજત્યાગી ચન્દ થયો છે, ને ચન્દના વંશજો ચન્દાવત કહેવાય છે. સોળકીઓમા રાજત્યાગી ચારેક ચન્દો થયા છે પાટણ ને સિદ્ધપુરની વચ્ચે સરસ્વતીતીરે જાવ, અને ત્યહાં જઇને દેથળીની વેણીકળિકાઓને પૂછો દેથળીના ને ઓ વટેશ્વરના અણુરણુઓ કહેશે સોળંકીઓની સંન્યસ્તવાર્તા. આજે યે પાટણવાડાનું વટેશ્વર તીર્થ છે.

અણહિલ્લપુરને સિંહાસને થયા છે એટલા રાજત્યાગી રાજવંશીઓ જગતભરના કો રાજસિંહાસને થયાનું ઇતિહાસ કહ્યાં યે ઉચ્ચારે છે ?

સોળંકીને રાજ્ય માણતાં આવડતું, રાજ્ય ત્યાગતાં યે આવડતું.

ગુજરાતે જગતને ગીતા આપી એ ગુજરાતની અમર વિશ્વકીર્તિ. ગીતાનો ફ્રેંચ ભાષાન્તરકાર કહે છે કે ગીતા સમો ગ્રન્થ કો યૂરોપી સાહિત્યમાં નથી.

ફરતાં ફરતાં ફારબસદલપત એકદા દલપતવતનમાં ગયા, ને વઢવાણના રાજકવિ દેશળ ગઢવી કનેથી રત્નમાળનાં આઠેક રત્નો શોધી લાવ્યા. કૃષ્ણાજીકૃત રત્નમાળ એટલે હિન્દીમાં લખેલો ગુર્જરઇતિહાસ. રત્નમાળામાં એક ઇતિહાસ-પ્રસંગ છે ભુવડના દરબારમાં ગુર્જરરાજકવિના પધારવાનો. એ ગુર્જર કવિવરે કલ્યાણીના ભુવનેશ્વર સન્મુખે ઉચ્ચારેલું કવિતવેણ, ગુજરાતીઓને હૈયે હૈયે, વજ્રમાં અક્ષરો કોતર્યાં હોય એમ, કોતરાવું જોઇયે. ગુર્જર કવિવરે ત્હાં ગુર્જર-પ્રશસ્તિ ઉદ્‌ગાઇ છે કે

द्रव्यसार पारस मनी, वपुमें वदन सुहात;
मार तरुनको फल ज्युंही, उर्विसार गुजरात.

એ આપણો કૃષ્ણપુરાણો ગુજરાત.

અને 'કવેશર' કને ભણી ફારબસે સજીવન કીધેલો પ્રાચીન ગુજરાતનો કાળદેહ તે રાસમાળા.

રાસમાળા એટલે ગુર્જરગીતાનો વિરાટદર્શનનો અધ્યાય.

રાસમાળા છપાયે આજ ૭૮ વર્ષ થયાં. એ આઠ દાયકામાં તો હજી બીજી છાયારાસમાળા યે છપાઈ નથી. રાસમાળાનાં એ માહાત્મ્ય, શ્રમસંચય, ને ગુણરાશી.

રાસમાળા એટલે દલપતસંશોધ્યો ને ફારબસરચ્યો ગુજરાતનો ઇતિહાસરાસો.

## પ્રકરણ ૮ મું, સંસ્થાનસુધારો

આપણા દેશના સુધારા અર્થે મ્હારા તન મન ને ધનથી હું ખૂબ મહેનત લેવા ચાહું છુ —દલપતપ્રતિજ્ઞા, ૧૮૫૫.

અમદાવાદમા કવિ દલપતરામના રાગ નીકળવા માંડ્યા, અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડ્યા—ગોવર્ધનરામ, નવલજીવનકથામા.

પછી ૧૮૫૫થી તે ૧૮૭૯ સુધી પા મ્હૌસર ભદ્રકાળીના ચોકમા દલપતમેહુલો ગાજતો, ને ગુજરાતે એની કાવ્યઝડીઓ પડતી

અને એ ઝડીઓ હતી ઝરમર ઝમ્મર ઝરતી, બેઠી, ધીમી, મીઠપના મેહુલાની હેલીના જેવી પૃથ્વીને પચે, પૃથ્વી ધનાને પીએ, ને પૃથ્વી ફળદ્રુપ થાય

૧ લી જૂને દલપતરામ સોસાયટીના બ્રાહ્મણછાજતા સાહિત્યાસને બેઠા

જૂનના જ બુદ્ધિપ્રકાશમા કર્ટિસલખી ' બહુ ખુશખબર ' પ્રગટ થઈ છે ગુર્જરપ્રજાગણને કર્ટિસ ઉચ્ચ સ્વરે ઉચ્ચારે છે કે " અમારા વાચનારાઓને બહુ ખુશીથી ખબર આપીએ છીએ જે કવેશ્વર દલપતરામ ડાહ્યાભાઈને વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી તથા બુદ્ધિપ્રકાશ ચોપાનિયાના એડીટર ઠરાવ્યા છે "

એ ખુશખબર પછી તરત જ બીજા નવસમાચાર છે કે ' મુંબઇથી ૬૪ માઇલ સૂધી રેલવે બન્ધાઈ ચુકી છે ' ખરૂં, નવયુગના જડ ને ચેતન નવમાર્ગ હવે બન્ધાવા માંડ્યા હતા, અને એ નવમાર્ગે નવઅજવાળા દેશમા

આવતાં થયાં હતાં. પ્રથમ વારકુ ને બીજી વારકુ દલપતરામનું અમદાવાદ આવવું એ ગુર્જરદેશે યુગાન્તરની તિથિઓ છે. ગુજરાતે ત્યહારે Modernization મંડાયુ.

જુલાઇના બુદ્ધિપ્રકાશમાં દલપતરામનું નિવેદન છેઃ

જે જે સજ્જન જગતમાં પઢશે બુદ્ધિપ્રકાશ,
તે-તેની, દલપત કહે, પ્રભુ પૂરી કર આશ.

પ્રજાપુરોહિતને સુયોગ્ય એ આશીર્વાદાત્મક દોહરાથી દલપતરામે સાહિત્યની નવખાતાવહી માંડી.

'સોસાયટીના સેક્રેટરી ટી. બી. માસ્તર કર્ટીસ સાહેબે મહીકાંઠાના પુલેટીકાલ સાહેબને કેટલીએક તરેથી શીપારસ કરી ઘણા આગ્રહથી મને સોસાઇટીખાતામાં બોલાવી લીધો. તો મને પણ બીજું કામ કરવા કરતાં મારા દેશના સુધારાનું પરોપકારનુ કામ કરવાની ઘણી ખુશી છે. તેથી મહીકાંઠાના મહેરબાન પુલેટીકાલ સાહેબે મારા ફાયદા સારૂ મને ઘણો દિલાસો મોટો દરજ્જો મળવાનો દીધો. તો પણ સોસાઇટીના કવેશ્વરની જગો એ સરવથી મોટો દરજ્જો સમજીને આ જગો મેં કબૂલ કરી.' ('૫૫નુ બુદ્ધિપ્રકાશ, પા. ૫૭)

દિવાન કે દફતરદારના દરજ્જા કરતા સોસાયટીના કવેશ્વરનો દરજ્જો દલપતરામ સર્વઅધિકો સ્હમજતા.

સોસાયટીના કવીશ્વર એટલે ત્યહારે ગુર્જરપ્રજાના કવીશ્વર.

કાવ્યશાસ્ત્ર ને અલંકારશાસ્ત્રનો વિદ્યાભ્યાસ પરિપૂર્ણ થયે

કોઇ દિલદાર ને ઉદાર દરબારમાં હું
રહેવાની રુચિ અતિ રાખતો ઈશકમાં.

કે રાજદરબારમા રાજકવિ થવાનો દાયકા પૂર્વે દલપતરામને 'ઇશક' હતો એ દલપતમનોરથ, અન્ય રીતે પણ, પાર પડયો ને ગુર્જરપ્રજાના લોકદરબારના દલપતરામ રાજકવિ થયા ખરેખર! ગુજરાતના કો સરસ્વતીપુત્રને ગુર્જરજનતાના લોકદરબારના કવીશ્વરથી અધિકું પદવીપદ કિયુ હોય ? સોસાયટીના કવીશ્વરપદે પછી દલપતરામ પચ્ચીસ વર્ષ વિરાજ્યા.

થોડાક આકડા ઉચ્ચરશે કે દલપતરામે શો ભોગ આપ્યો હતો, અને કેવું નિર્ધનિયુ યોગીવ્રત લીધુ હતું. '૫૫ થી '૭૯—૨૫ વર્ષ બ્રાહ્મણવ્રતધારી દલપતરામ સોસાયટીસેવામા રહ્યા એ પચ્ચીસ વર્ષમા વીસ રૂપિયાનો પગારવધારો દલપતરામને સોસાયટીએ આપ્યો હતો માસિક ૩૦ના પગારે '૫૫મા જોડાયા તે માસિક ૫૦ના પગારેથી '૭૯મા વાનપ્રસ્થ થયા. અને વાનપ્રસ્થાવસ્થામા માસિક રૂ. ૨૦નું પેનશન સોસાયટી આપતી

અને દલપતરામે વાનપ્રસ્થ લીધા પછી સોસાયટીમાં શી પરિસ્થિતિ પ્રવર્તી ? સોસાયટીના ઇતિહાસનુ એક જ પાનું નિહાળજો. બીજા ભાગનું પાનુ ૨૭૧મુ, પરિશિષ્ટ ૧૧, સોસાયટીના અસિસ્ટન્ટ સેક્રેટરીઓ એ પાનું કહે છે કે ૧૮૭૯ થી ૧૯૦૬–૨૮ વર્ષમા સોસાયટીના ૧૨ આસિસ્ટન્ટ સેક્રેટરીઓ બદલાયા છે એ પરિશિષ્ટને મથાળે વળી નોધ છે. 'કવિ દલપતરામના નિવૃત્ત થયા પછી નવો આસિ સેક્રેટરી નિમાતા કેટલોક સમય વીતી ગયો હતો. ત્યારબાદ એક આસિ સેક્રેટરી રાજીનામુ આપીને જાય અને નવો તેનુ સ્થાન લે એ વચગાળામા કામચલાઉ નિમ-

ણુક અનેકવાર થઈ હતી. તેથી પ્રસ્તુત યાદીમાં જેમની આસ. સેક્રેટરીના પદે કાયમ નિમણુક થઈ હતી એવાં નામોનો જ સમાવેશ કર્યો છે.' અર્થાત્ 'અનેકવાર'ના 'કામચલાઉ' આસિ. સેક્રેટરીઓનાં નામ એ પરિશિષ્ટમાંની નામાવલિમાં નથી. એ નામો ઉમેરાય તો કદાચ એક કે દોઢ વર્ષે એક આસિ. સેક્રેટરી બદલાતા દર્શાય. પછી વીસ કે પચ્ચીસ આસિ. સેક્રેટરીઓ બદલાયા એટલો અન્તરિયાળ કાળ દલપતરામ એકાસનસ્થ હતા. દલપત પૂર્વે ને દલપત પછી પા સદી સોસાયટીનું આસિસ્ટન્ટપદ આવનજાવનનું હતું. દલપતરામ સાહિત્યના યોગી હતા, દલપતરામનું સાહિત્યાસન ધ્રુવતારલા સમું અવિચળ યોગાસન હતું.

અનેકવાર આ પૂર્વે જોયું છે અને એ જ આ પછીનો પા સદીનો ઇતિહાસ ઉચ્ચારે છે કે દલપતયુગના દલપતરામ પરમ બ્રાહ્મણ હતા; ઋષિવર સમા સન્તોષારૂઢ, સાગર સમા અણછલકાતા. દલપતરામ ઉડાઉ ન હતા, અવિચારી ન હતાઃ દલપતરામને ખોટા શોખ કે ઉફાંદ ન હતાં. यद्रच्छालाभसन्तुष्टः એ ગીતાભાખ્યા યોગીશ્વર સમા આવીમળ્યાંને છાયાઆશરે આત્મસન્તુષ્ટ ને આત્મનિષ્ટ દલપતરામ રહેતા. ધન પાછળ દલપતરામ ધાયા નથી. દલપતદિલની ઉદારતા ને મનમ્હોટપ સોસાયટીના સેક્રેટરીઓએ પછી વારંવાર ઉચ્ચારી છે.

અને—નરસિંહ મહેતાના સરઅવસર કદી અટક્યા હતા? કે સુદામાજીના? ફારબસ કર્ટિસ ને હોપ—એ દલપતગુણજાણુ સાહેબો, રાજનગરના નગરશેઠ હેમાભાઈ ને પ્રેમાભાઈ, લક્ષ્મીમ્હોરન્તી મુંબઇનગરીના સાહિત્યરસિક હિન્દુ ને

પારસી લક્ષ્મીપુત્રો, ગુજરાતનું દલપતભાવિક રાજમંડળ' સહુ દલપતરામના સાહિત્યસંન્યાસને પ્રીછતા, ને પ્રસગે પ્રસગે પ્રસગરગ રાખતા જીવનભરમા કદી યે દલપતરામ ધનાઢય ન હેતા, પણ રેવાબાના અન્નભંડારે બે બે વર્ષના ઘઉં ને ડાગર સદા ભરેલા રહેતા, ને મહિને મહિને મણુ ઘી ઘેર લવાતું

હરિ ભજતા હજી કોઇની લાજ જતા નથી જાણીરે' એ કાળસિદ્ધ ઈતિહાસબોલની દલપતરામ જીવન્ત મૂર્તિ હતા

જૂલાઈનું બુદ્ધિપ્રકાશ તે દલપતલખ્યો બુદ્ધિપ્રકાશનો પ્રથમાંક પગરણના જ એ અંકમા સ્વદેશસુધારાનો દલપત-લેખ છે, અને મહીં દલપતજીવનની ભીષ્મપ્રતિજ્ઞા છે કે

**'આપણા દેશના સુધારા અર્થે મ્હારા તન મન ધનથી હું ખૂબ મહેનત લેના ચાહુ છુ.'**

નર્મદથી માંડીને દલપતયુગનું યુગમંડળ બોલે, બુદ્ધિપ્રકાશની ફાઇલો બોલે, સોસાયટીના હિસાબી ચોપડા બોલે, દલપતકાવ્ય બોલે, દલપતરામની બાણુશય્યા બોલે, '૫૫ પછીના ચાર દાયકાઓનો ઈતિહાસ બોલે કે કવીશ્વર દલપતરામે સોસાયટીના કવીશ્વરપદે બિરાજ્યા ત્હારે કીધેલી ભીષ્મપ્રતિજ્ઞા આયુષ્યભર પાળી છે કે નહિ ? સોસાયટીના ઈતિહાસકાર કહે છે કે 'દલપતરામે સાદરામા સરકારી સારા લાભની નોકરીમાથી મુક્ત થઇને પોતાનું સર્વસ્વ સોસાયટીને—ગુજરાતી જનતાની સેવામા અર્પણ કર્યું '

અને બુદ્ધિપ્રકાશના જૂનના અંકમા 'વહેમનિકંદન' માટેની દલપતરામની જાહેર વિજ્ઞપ્તિ છે આદરેથી લખેલો

એ છેલ્લો દલપતલેખ. અને એમાં છે જાદુગરજગતને વહેમનિકન્દનનુ દલપતઆહ્વાન

પ્રથમ તો સૂરતમાં દુર્ગારામ મહેતાજી સમક્ષ બાલ-ભાઇને ત્હાં બનેલી મન્ત્રજન્ત્રની વાર્તા વર્ણવેલી છે. અને પછી અન્તે જાદુગરજગતને દલપતઆહ્વાન છે કે

હું કવિ દલપતરામ ડાહ્યાભાઈ મારા પ્યારા સ્વદેશી દોસતદારોના વહેમ મટાડવા સારૂ આ જાહેરખબર આપુ છું કે દુનિયામાં મંત્ર અથવા જાદુથી કાઇ બની શકે એ વાત જુઠી છે. માટે નીચે લખ્યા પ્રમાણે જાદુ સાબીત કરી આપશે તેને રૂ. ૧૦૦) સો રૂપીઆ કંપની નજરાણું દાખલ હું મારા પદરના આપીશ

અને એ પછી જાદુસાબીતીની શરતો છે તા. ૮મી એપ્રિલ ૧૮૫૫; સંવત ૧૯૧૧ના ચૈત્ર વદી ૬, રવિવાર. ('૫૫નુ બુદ્ધિપ્રકાશ, પા. ૭૮).

ભૂત પ્રેત ડાકુકણ ઇલ્મીઓના ઝાડીઝુંડ સમા સાબર-વાઘાઓ દલપતરામે વહેમનિકન્દનનુ આહ્વાન નાખીને એમ છેડયા, અને ભદ્રકાળીના ચોકમા દેશના ભદ્ર સુધારાની પ્રતિજ્ઞાનો ડંકો વગાડી દલપતરામે અડગો જમાવ્યો

માનવીજીવનની મંગળ ઘડી કઇ? જીવનની દિશા જડે તે. દલપતરામને જીવનદિશા જડી.

હવે અમદાવાદમાની દલપતપ્રવૃત્તિઓ ચતુર્વિધની હતી. પ્રથમ કર્તવ્યધર્મ એ હતો કે બુદ્ધિપ્રકાશની લોક-પ્રતિષ્ઠા સ્થાપવી દ્વિતીય કર્તવ્યધર્મ એ હતો કે ધનાઢયવર્ગમાં ફરીઘૂમી, રીઝવી, ધન સીંચાવી, સોસાયટીને ધનસમૃદ્ધ કરવી. તૃતીય જીવનધર્મ હતો નિજ જીવનરંગી

સાહિત્યપ્રવૃત્તિનો. અને ચતુર્થ કર્તવ્યધર્મ હતો નિજ આતમરંગી જાહેરપ્રવૃત્તિઓ દ્વારા લોકસેવાનો. નગરચોકના ચાર રાજમાર્ગ સમા ચારે ય જીવનધર્મ દલપતરામે કેવા ખેડ્યા–દીપાવ્યા એ ઇતિહાસકથા આવતા ઇતિહાસો કથશે.

પ્રથમ પગલે દલપતરામે બુદ્ધિપ્રકાશને સચેતન કીધું. મૂળ બુદ્ધિપ્રકાશનાં અંકે ૧૬ પાનાં છપાતાં; વિદ્યાભ્યાસક સભાએ ૧૬નાં ૧૨ પાનાં કીધાં હતાં; દલપતરામે આવી માસિક ૨૪ પાનાં અંકે આપવા માંડ્યા. બુદ્ધિપ્રકાશને બમણું કીધું.

સોસાયટીનો, બુદ્ધિપ્રકાશનો, ફારબસનો, દલપતરામનો પ્રધાન ઉદ્દેશ હતો વિદ્યાવૃદ્ધિ ને પ્રજાકેળવણીનો: Educate, educate, & educate; નવાં અજવાળાં લોકબારણે ઢોળવાનો. ૧૫મી મે ૧૮૫૦ના બુદ્ધિપ્રકાશના પ્રથમાંકની પ્રસ્તાવનામાં જ પૂછ્યું છે કે ' વિદ્યા તે શું છે ? પથરા છે ? ઢેખાળા છે શું ? ' ' વિદ્યા ભણવી એટલે લખતાંવાંચતાં આવડ્યું, સાચુંજુઠું બોલ્યા,' ' લોકોનાં કાળાંધોળાં કરી માથાફરેલ થયા એ ભણવું ?' ' જેટલાં મુંબઈનાં વરતમાન અથવા ચોપાનીઆં આવે છે તેને લોકો 'ગપાંઊસ' કહે છે.' દલપતરામને એવું 'ગપાંઊસ' જોઈતું ન હતું. પ્રાચીન ઈતિહાસ, હુન્નરઉદ્યોગ, વ્યાપાર, યન્ત્રવિદ્યા, આગગાડી, આગબોટ, નવાં શાસ્ત્રો—ખગોળ ભૂગોળ રસાયન, પ્રજાના લોકરિવાજ, દેશનો સુધારો, વહેમનિકન્દન, સાહિત્યપ્રવાહ ને કવિતરસરેલ–સર્વતોમુખ સ્વદેશોન્નતિ, નવયુગનું સર્વાંગી નવસૃજન એ દલપતધ્યેય હતું; અને તેણે હવે બુદ્ધિપ્રકાશમાં દર્શન દીધું.

બુદ્ધિપ્રકાશની બે નિયમમર્યાદાઓ છે. એક પાળ '૫૪ની સાલથી છે, બીજી પાળ '૭૪માં બન્ધાઈ હતી. વિદ્યાભ્યાસક સભાને બુદ્ધિપ્રકાશ સોંપાયુ ત્હારથી જ પ્રથમ મર્યાદપાળ મંડાઇ હતી કે 'એમાં રાજદ્વારી બાબતોની તકરાર છાપવી નહિ.'

અને પછી વીશે વર્ષે બીજી મર્યાદપાળ મંડાઈ. 'સન ૧૮૭૪માં દશ અવતાર એ નામનો લેખ પ્રસિદ્ધ થતાં કંઈક ખટરાગ થયેલો સમજાય છે; તેથી કમિટિએ બુદ્ધિપ્રકાશમાં ધાર્મિક લેખો નહિ લેવા એવો નિર્ણય કર્યો હતો.' સોસાયટીનો ઇતિહાસ, ભાગ ૧લો, પા. ૧૫૬

પછી પ્રેમને નામે વ્યભિચારનાં કાવ્યવાર્તાઓ લોક પ્રચલિત થયાં ત્હારથી વણલખ્યો મર્યાદનિયમ બુદ્ધિપ્રકાશ પાળતું આવ્યુ છે કે પ્રચ્છન્નવ્યભિચાર સમા એવા પ્રેમનાં કિસ્સાકહાણીઓ કે કાવ્યવાર્તાઓ બુદ્ધિપ્રકાશમાં છાપવાં નહિ. એ દલપતસિદ્ધાન્તમાં સાહિત્યની પવિત્રતાનું પરમ સત્ય છે. પણ પછીના Ultra-puritons–દલપતઅધિકા અતિયોફ્ખલિયાઓએ તો વૈષ્ણવ કવિવર દયારામભાઈને પ્રેમાભાઇ હોલમા જ પ્રવેશવા ન દેવાનો ગુંડો ઘડીક ફેરકાવ્યો હતો!

આ મર્યાદપાળો પાળવી અને માસિકને લોકપ્રિય કરવું એનું આજના–કે કોઇ કાળના–સાહિત્યસ્વામીને અહ્‌વાન ન ખાય તો બહુધા આહ્‌વાન નાંખનાર જીતે. દલપતરામે એ મર્યાદપાળો પાળી ને બુદ્ધિપ્રકાશને લોકપ્રિય કીધું.

નિજ દલપતકાવ્યમા દલપતરામ સોસાયટીની મર્યાદપાળોથી સ્વતન્ત્ર હતા. એટલે દલપતકાવ્યમાં તો ધર્મ-

પ્રકરણો છે, રાજ્યપ્રકરણો છે, ગરબીઓમા પ્રેમપ્રકરણો છે. નીતિની ધર્મની જીવનની ને સાહિત્યની દલપતરામને વાસ્તવિક રીતે એક જ અખડ મર્યાદપાળ હતી કે ગળી ગળીને પાણી પીવું ને પાવું દલપતરામ પ્રજાને સદા નિર્મળા પાણી પાતા

પ્રથમ વર્ષની દલપતલેખમાળા જરા અવલોકિયે

જૂલાઇઅકમા અગઉધારનો ઝગડો છપાયો, ને ઓગસ્ટઅકમા પેલી લોકરજની કૂલણજીની ગરબી છપાઈ લોક હસતું ને સદ્બોધ પામતું કલદાર સિક્કાની પેઠે લોક એ દલપતબોલ પછી વાપરતુ થયુ એ જ ઓગસ્ટઅકમા ગુજરાતી ભાષા વિશે લેખ છે સસ્કૃત શબ્દોને ગુજરાતીમા ઉતારવાનો ભાષાસિદ્ધાન્ત એમા દલપતઉચ્ચારેલો આજે યે સાચો છે કે સસ્કૃત 'પ્રસિદ્ધ શબ્દ મળી શકે ત્યા સૂધી અપ્રસિદ્ધ શબ્દો લખવા નહિ ' 'આ વખતમા કોઈ કવિ એવી ઈચ્છા રાખતો હોય કે આખા હિદુસ્થાનમા પ્રસિદ્ધ થાય એવી કિતાબ બનાવું, તો તેણે હિદી ભાષામા ને બાળબોધ લિપિમા' લખવી બાળબોધ લિપિના અભાવે ગુર્જરગ્રન્થો હજી ભારતવચાતા થયા નથી એ હકીકતની ભારતદ્રષ્ટિવન્તો કિયો ગુજરાતી આજ ના પાડશે ?

દૈવે જાણ્યું કે સોસાયટીનુ સૂકાન દલપતરામે હાથ લીધુ

પછી ઓકટોબરમા કવિતા એટલે શું એ સમજાવતો લેખ છે અને પછી તરત પિગળશાસ્ત્રના પ્રકરણ છે ('પપનુ બુદ્ધિપ્રકાશ, પા ૧૪૮) એ આપણું આજ પર્યન્ત અદ્વિતીય રહેલુ દલપતપિગળ દલપતપિગળ ભણીને કેટ-

કેટલા ન્હાનામ્હોટા ગુર્જરકવિઓ કાવ્યકલા શીખ્યા એનો સરવાળો ઉચ્ચરનારો હિસાબી કોણ ?

'૫૬ની સાલમાં તો બુદ્ધિપ્રકાશને અકે અકે માસ-માસના વર્ણનાત્મક કાવ્યખંડ અપાયા છે.

ચિત્રકાવ્યો; ભૂતિયા લોક વિશે નિબન્ધ; ક્રોમિયામાં ચાલતા યુદ્ધના સંગ્રામસમાચારઃ એવા લેખો પણ આવતા.

સબાસ્ટાપોલનો કાળવિકાળ ઘેરો વર્ણવતો દલપતરામે દોહરો રચ્યો હતો. તે સાંભળીને ફર્ટિસ અઘોરતાથી આનન્દાય એટલુ આનન્દતા.

કાળા શિરના માનવી કાળી રાત લડંત;
કાળા દરિયા કાંઠડે કાળો કેર કરંત.
('૫૫નું બુદ્ધિપ્રકાશ, પા. ૧૨૨)

પછી નવેમ્બરઅંકમાં ' સ્વદેશી જનોને સારી શીખામણ 'નો દલપતલેખ છે. એ લેખ દલપતજીવનના મંગળાચરણનો મન્ત્રોચ્ચર ને સારોદ્ધાર છે. ' જે રાજા પોતાના દેશમાં સુધારો કરવાની ઈચ્છા રાખતા હોય' ત્હેમને કાજે એમાં દસ દલપતઆદેશો છે. આઠ દાયકા પૂર્વે દલપતદાખવી એ સંસારધાતો આજને યે દિશા દાખવશે.

૧. રહિયતની સલાહ લઈને, તેમને રાજીખુશી રાખીને .... ઉપજ કરવી.

૨. સુધરેલી નિશાળ .... તેને લગતું પુસ્તકખાતું.

૩. દવાખાનું ધરમાદા ખાતે કરાવવું.

૪. રસ્તામાંથી કચરો કઢાવવાનો બદોબસ્ત કરવો. પછી થઇ શકે તો....છંટકાવનો તથા દીવાબત્તીનો બંદોબસ્ત કરવો.

૫. દર મહિને સભા ભરવી.

૬. મોટા ધંધારોજગાર ચલાવવા.

૭ ખેતીના કામ ઉપર ખૂબ નજર રાખીને સુધારો કરવો, કેમકે રાજ્યનો પાયો એથી છે

૮. મોટા મોટા રાજાઓ ભેગા થઈને સારા સારા વિચાર કરશે ત્યારે સંપૂર્ણ સુધારો થશે

૯. માણેક મોતી હીરા કરતાં પુરુષરત્નનો શોધ વધારે કરવો.

૧૦ નાણાં કરતા વિદ્યામા વધારે ચિત્ત રાખવુ.

બેસન્તા વર્ષે જ દલપતસ્મૃતિની દશાજ્ઞાઓ ઉચ્ચારાઇ. દલપતરામ એને દેશસુધારો કહેતા.

દશાદેશોને અન્તે કવીશ્વર કહે છે કે ' આ અમારા એક એક અક્ષર ઉપરથી હજાર હજાર અક્ષરની તમારી તરફથી ટીકા કરીને વાચજો. '

દલપતસ્મૃતિમાના આ દલપતસૂત્રો ભાષ્યધર્મ દલપતરામે નિજ વાચકવૃન્દને ભળાવ્યો હતો.

દલપતરામે એમ દેશની દિશા વાળી.

ઉપરાન્ત બુદ્ધિપ્રકાશમાં દેશસુધારાની જાહેરપ્રવૃત્તિઓનાં રસભર્યાં હેવાલહકીકતો છપાવા માંડ્યા. ' એક કાકરે બે પખી 'ની પેઠે દ્વિગુણ હેતુ એથી સધાતો, લોકોને વાંચવે રસ પડતો, ને જનતા દેશસુધારામા રસ લેતી થતી. જૂનની ર્‌મીએ રાજવિદ્યાભ્યાસ ફરી વાંચી સંભળાવ્યો. રસ જામ્યો હતો, ભોળાનાથભાઈએ ભાવણુકર્તા નિજ કાવ્યગુરુનો આભાર માન્યો હતો. જૂલાઇઅંકમાં ૧૬–૬–૫૫ની તિથિએ મળેલી વિદ્યાભ્યાસક સભાની હકીકત

છે. અક્ટોબરઅંકમાં પુસ્તકશાળા માટે મળેલી નગરસભાનું સવિસ્તર વર્ણન છે. '૫૬ના જાનેવારીઅંકમાં લૉર્ડ એલ્ફિન્સ્ટનના દફતરદાર સન્મુખ ઉચ્ચારેલી અન્ત્યજ-વિટંબણાઓની દલપતરજૂઆતની સમારંભવાર્તા છે. લોક એ બધું ઉલટથી વાંચતું, રસ લેતું, જાણીતું થતું, નવ-વિચારણાની લહરે મ્હ્હતું. પ્રજાકેળવણીની એ એક દિશા હતી. દલપતરામની આંખ સન્મુખે સદા લોકમેદની રમતી. દલપતરામ દેશના ગુરુ હતા, ગુરુ સમા સાગરગંભીરા હતા.

પરિણામે '૫૫મા બુદ્ધિપ્રકાશની ૬૦૦ નકલો જતી તે '૬૮માં ૧૦૦૦ ને '૬૯માં ૧૧૦૦ નકલો જતી થઈ. એક દાયકામાં બુદ્ધિપ્રકાશ બમણું પ્રચાર પામ્યુ.

સોસાયટીના ઇતિહાસના બે ભાગ છપાયા છે. પ્રત્યેક ભાગમાંથી ચાર ચાર લીંટીઓ વાંચ્યે દલપતરામે બુદ્ધિ-પ્રકાશની ભગીરથસેવા કેવી કીધી છે તે સહેજે સ્હમજાશે.

પહેલા ભાગને ૧૫૬મે પાને સ્પષ્ટોચ્ચાર છે કે 'સન ૧૮૫૬-૫૭ના રીપોર્ટમાં સેક્રેટરી લખે છે કે તેના અક્કલ-બાજ ચલાવનાર કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના હાથ નીચે સુધરીને પોતાના જાતભાઈ બીજાં ગુજરાતી ચોપાનિયાં કરતાં તે વિશેષ લોકોનુ મન રંજન કરે છે.' ભાષા સાહેબશાહી છે, કર્ટિસની છે.

બીજા ભાગને ૧૩૨મે પાને એટલો જ સ્પષ્ટોચ્ચાર છે કે 'કવિ દલપતરામ નિવૃત્ત થયા પછી (ચાર વર્ષમાં -ઈસ્વી ૧૮૮૩માં) બુદ્ધિપ્રકાશનુ કાર્ય મંદ પડયું હતું. તેથી સ્વર્ગસ્થ ઝવેરીલાલ (ઉમિયાશંકર યાજ્ઞિક)ને બુદ્ધિ-

પ્રકાશનું સંપાદનકાર્ય ઉપાડી લેવા કમિટિ તરફથી વિનતિ કરવામા આવી હતી. '

'ખરૂ કહીએ તો બુદ્ધિપ્રકાશની લોકપ્રિયતા કવિને આભારી હતી; એઓ જ તેના આત્મારૂપ હતા.' 'એમના લેખો–કવિતા માટે લોકને અજબ આકર્ષણ હતું'

પા સદીભર દલપતરામે બુદ્ધિપ્રકાશમા પ્રેરણા ને પ્રાણ ફૂંક્યા, નવપ્રકાશના પૂર વહાવ્યા, એ 'અજબ આકર્ષણ' થી દેશને નવપન્થે દોરયો પ્રજાકેળવણીનું ત્ય્હારે બુદ્ધિપ્રકાશ પરમ સાત્વિક સાધન હતું મ્હાવૃક્ષની પેઠે દેશને એ છાયા ઢાળતું, અને એ મહાવૃક્ષની ઘટામાની પરબે પાણી પી, થાક ઉતારી, નવચેતન પામી, ગુર્જરપ્રજા પ્રગતિને પન્થે પળતી સૂકાઈને ઢળી પડેલા વડલા જેવું—રૂપ-ઉપટેલી વૃદ્ધા ડોશી સમુ બુદ્ધિપ્રકાશ હજી જીવે છે. ત્ય્હારે એના મોખરે નિશાન ફરકતા, આજ એનું ઊંટે નગારૂં બોલે છે.

મહારથી ફરતું રથીમંડળ જ મળે, દલપતરામના સાહિત્યસહચરો યે ગુર્જરસાહિત્યના ત્ય્હારના સ્તંભરૂપ હતા મનસુખરામ સૂર્યરામ, રણછોડભાઈ ઉદયરામ, ભોગીલાલ પ્રાણવલ્લભદાસ, મોહનલાલ રણછોડદાસ, પ્રાણલાલ મથુરાદાસ, મજલાલ શાસ્ત્રી, ગોપાળ હરિ દેશમુખ, મહીપતરામ રૂપરામ, ભોળાનાથ સારાભાઈ ગુર્જરસાહિત્યાકાશમાના ત્ય્હારના એ ગ્રહો ને તારલાઓ નિજ નિજના નિરનિરાળા તેજ બુદ્ધિપ્રકાશમા વરસાવતા દલપતચન્દ્રમા ફરતું સાહિત્યનું ત્ય્હારનુ નક્ષત્રમંડળ પ્રકાશવન્તુ ને પ્રતાપવન્તુ હતું.

દસ વર્ષ બુદ્ધિપ્રકાશ શિલાછાપમાં છપાતું. ૧૮૬૪થી બીબાંનું મુદ્રણાલય અમદાવાદે આવ્યું, ને ત્ય્હારથી બુદ્ધિપ્રકાશ બીબાંને અક્ષરે છપાતું થયું

'૫૫-'૫૬ની દલપતસાહિત્યપ્રવૃત્તિઓ સહુ હવે બુદ્ધિપ્રકાશની લેખમાળામાં સમાતી. સ્વતન્ત્ર સાહિત્યપ્રવૃત્તિ એકબે હતી. એક તો શ્રી કરસનદાસ મૂળજીની જાહેરખબર ઉપરથી લખેલો ગુરુશિષ્યધર્મનો સ્પર્ધાનિબન્ધ આ બીજા ભાગના ઉત્તરાર્ધમાંના સુધારાનો જુવાળ નામના પ્રકરણમાં એ કથાપ્રસંગ આવશે.

વિલાયતથી ફાર્બસપત્રો દલપતરામને આવતા; કય્હારેક ઇંગ્રેજીમાં આવતા, કય્હારેક ગુજરાતીમાં આવતા; સહુ સ્નેહનીતરતા આવતા. આપણે ત્ય્હા દલપતફાર્બસના જીવનઘાટે પૂર્વપશ્ચિમ સંગમ પામતા'તાંને ? સોસાયટીના સેક્રેટરીપદે વિરાજવાનો શાબાશીપત્ર ઓગસ્ટમાં આવ્યો હતો. હેમચન્દ્ર સૂરિનો દ્વયાશ્રયનો ઇતિહાસગ્રન્થ પાટણથી લખાઈ આવ્યે દલપતરામે વિલાયત મોકલાવ્યો હતો ત્હેની પહોચ ૧૬મી માર્ચ '૫૫ના પત્રમાં આવી હતી, બહુબહુ ભાવભર્યો આભાર માન્યો હતો. સિંહલદ્વીપમાના ત્રિકુટાચળની ગિરિસીમા પર્યન્ત કુમારપાળ મહારાજે અમારી ઘોષણા કીધી ત્હાં સૂધીનો ગુર્જરઇતિહાસ દ્વયાશ્રયમા છે. દ્વયાશ્રય એટલે બે આશ્રય, એક વ્યાકરણનો ને બીજો ઇતિહાસનો. હેમચન્દ્રાચાર્યનું દ્વયાશ્રય મહાકાવ્ય ભારવિની મહાકાવ્યશૈલીનું છે.

પણ ત્ય્હારનો તાત્કાળિક દલપતપ્રવૃત્તિધર્મ તો આ

સહુથી નિરાળો હતો; અને એ પ્રવૃત્તિધર્મ તે જ દલપતરામનો લોકસેવાધર્મ હતો.

સોસાયટીની સ્થિતિ ત્હારે ડામાડોળ હતી. સોસાયટી સ્થાનભ્રષ્ટ હતી, સોસાયટીને રહેવાને ઘર ન હતુ. પુસ્તકશાળા ને સોસાયટી સહવાસી હતાં, એ વાસ ખાલી કરવાની નોટિસ મળી ચૂકી હતી. સોસાયટીની કન્યાશાળા પણ સ્થાનસ્નૂની હતી. સોસાયટી પુસ્તકશાળા કન્યાશાળા—ફારબસસ્થાપી ને સ્થાપતા જ પોતે પ્રથમ ઉદકઅંજલિ અર્પેલી એ વિદ્યાવેલીઓ ઉખડી પડતી હતી ત્હેમને ચોટડુક કરવી તે તાત્કાલિક દલપતધર્મ હતો. એ અસ્થિરોને સ્થિર કરવાને, મહીકાંઠામાંની માણેકનાથની ડુંગરગુફામાંથી અમદાવાદના માણેકચોકમાં પૂર્વે જેમ જોગી માણેકનાથ આવ્યા હતા તેમ, કર્ટિસે દલપતરામને સાબરવાંઘાંઓમાંથી ન્હોતર્યા હતા.

> કહે કરટીસઃ સુણો કવિરાજ ! આજ હવે
> કાજ કરવાનું મુખ્ય છે તે કહું વાણિએ;
> વસવા સોસાઈટીને સ્વતંત્ર સુસ્થાન નથી,
> પૂંજી પણ હજી સાત સહસ્ર પ્રમાણિયે;
> લાખ કે અરધ લાખ નાણાંનું ભંડોળ થાય,
> તો જ મૂળ ઊંડાં આ સોસાઈટીનાં જાણિયે:
> તે માટે રિઝાવો સરદાર શાહુકારલોક,
> આપે જો સહાયતા તો હર્ષ ઉર આણિયે.

નગરશેઠ હેમાભાઇ, હરકુંવર શેઠાણી, મગનભાઈ કરમચંદ—ત્હારનો અમદાવાદનો શ્રેષ્ઠિવર્ગ દલપતરામનો પૂર્વપરિચિત હતો, દલપતરામે એમને સાહિત્યરસ ચખાડેલો

હતો, કંઇક સાહિત્યરસિયાં કીધાં હતાં. એકાંતરે એકાંતરે બેબે કલાક દલપતરામ નવયુગની પરોપકારભાવનાની પ્રેરણા પાવાને એમની લક્ષ્મીઉજળી હવેલીઓએ જવા માંડ્યા.

એ પછી કવિએ નિત્ય જઇ નગરશેઠની પાસ
કવિતા કહી રંજન કર્યાં, અંતરની કહી આશ.

કવિતાની કૂંચીએ દલપતરામને રાજદરબાર ઉઘડતા, તો લક્ષ્મીના દરબાર કાં ન ઉઘડે?

પણ દલપતરામને દુર્ગમ પહાડની કરાડો ચ્હડવાની હતી. વર્તમાનપત્ર અને સમશેર બહાદુરનાં સ્હામસ્હામાં ફેંકાતાં કટાક્ષબાણોની કથા પૂર્વે આપણે વાંચી છે. એ પત્રોમાંનાં કુટુંબલાંછનો અને અંગત આક્ષેપોએ અમદાવાદનું લોકવાતાવરણ સોસાયટીવિરોધી કીધું હતુ. ટેકચંદશા, ચ્લીડરપક્ષી, ટચાક કારીગર, લોભીલાલઃ એવાં એવા અરસપરસ અર્પાતાં ઉપનામોને કારણે લોકલાગણીનાં પાણી ડહોળાયેલાં હતાં. વર્તમાનપત્રે લોકમારગમાં કાટા વેરેલા હતા; એ કાંટાઝાંખરા વાળી ઉખેડી ઉલ્લંઘીને દલપતરામને કેડી પાડવાની હતી, ધનનાં ઝરણાં પરમાર્થભૂમિમાં ઉતારવાનાં હતાં.

નિજ કવિતરસિયા હેમાભાઇ નગરશેઠને પહેલપ્રથમ દલપતરામ મળવાને ગયા. પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું ત્ય્હાં દલપતરામને થયું. વર્તમાનપત્રની શૂળો સૌને કેવી ડંખતી હતી એ ત્ય્હાં અનુભવ્યુ.

હેમાભાઈએ દલપતરામને હેતથી બોલાવ્યા, સન્માન્યા, પૂછ્યું ક્ય્હારના આવ્યા છો? નગરશેઠ ધારતા હતા કે

દલપતરામ હજી સાદરે છે, રજા ઉપર આવ્યા છે. દલપતરામે કહ્યુ હવે હું અમદાવાદવાસી છું, સોસાયટીમાં નોકર રહ્યો છું. એ સાંભળતાં જ નગરશેઠે ઠપકો આપ્યો કે અરે ! સરકારી નોકરી છોડી એ પાપમાં ક્યહાં પડયા ? ત્હમે ભલુ માણસ; ત્હમને બુધવારિયુ લખવુ ફાવશે ? પડખે જ પ્લીડરપક્ષી બેઠા હતા, ફડફડ્યાઃ પેટ ન ભરાય તો એવો ધંધો યે કરવો પડે. દલપતરામે ખુલાસો કીધો કે હવે વર્તમાનપત્ર સોસાયટી નથી છાપતી, બજીભાઈ અમીચંદ ઘરનું છાપે છે પ્લીડરપક્ષી તે તો પક્ષી જ ને ! પ્લીડરપક્ષીએ પાંખો ફફડાવી કે એ તો નામ ફેરવ્યું, લખનારા તો એના એ જ. દલપતરામ વાદવિવાદે ન્હોતા આવ્યા, સોસાયટીને ઉમરે નગરશેઠને ન્હોતરવાને આવ્યા હતા એ પાંખફડફડાટ સાંભળ્યો-ન સાંભળ્યો કરી સાલસાઇથી બોલ્યા હવે તો વિદ્યાભ્યાસક સભા ભરાય છે, દેશસુધારાનાં ભાષણો થાય છે; પધારો, સાંભળીને રાજી થશો. પધારો, સભા ભરિયે, રિપોર્ટ વાંચિયે. નગરશેઠ બોલ્યાઃ શાહુકાર માણસનું એ કામ નહિ; નવરાનું કામ અમને નવરાશે ક્યહાંથી મળે ? પ્લીડરપક્ષી વળી ફડફડ્યા, એ તો દંડાબાજના-સમશેર બહાદુરના લાગના. એમનાં મ્હોડા તો એ જ છાદે. દલપતરામે ફરી વળી હકીકત કહી કે સોસાયટી ને વર્તમાનપત્ર અળગાં છે. વકીલે વકીલાતી ઉત્તર વાળ્યો અમદાવાદમાં વર્તમાનપત્રને સ્હમજતું’તું કોણ ? સોસાયટીએ જ એ પાપ ઉભું કર્યું ને ? અસલ ખાનદાનીથી નગરશેઠ બોલ્યા ફારબસ સાહેબ જેવા ભલા માણસે સોસાયટી સ્થાપી, ને ભોગીલાલભાઇ કહેતા

કે સારૂં કામ છે; એટલે અમે જાણ્યું સારાં ફળ થશે. આ તો ઉડતાં કલેશ ને કુસંપ વવાયાં.

આવા કટ્ટર વિરોધને ધોઇ ધોઈ દલપતરામે મિત્રતા ઉજાળવાની હતી. નગરશેઠની ને હરકુંવર શેઠાણીની હવેલીએ નિત્યનિત્ય જાય ને નિત્યનિત્ય દલપતરામ પાછા આવે. પણ દલપતરામ નિરાશાવાદી ન હતા, આસ્તિક ને આશાવાદી હતા. કવીશ્વર માનતા કે કવિતાથી કાળમીંટે પીગળે.

નગરશેઠની હવેલીએ કવીશ્વર પછી એકાંતરે એકાંતરે જતા, કવિતા સંભળાવતા, સાહિત્યવિલાસથી રંજન કરી આવતા. એમ કરતાં કરતાં ત્રણેક માસ વીતવા આવ્યા, માગી લીધેલી છ માસની મુદ્દતનો પણ છેડો પેખાતો. હેમાભાઇ શેઠ પુરાણકીર્તિત શાન્તિદાસ શેઠના વંશજ હતા, નગરશેઠની પાટે વિરાજતા હતા, જૂની ખાનદાની એમના લલાટદેશે ઝગમગતી. એ પ્રાચીન ખાનદાની ઉપર દલપતરામની સાકરમીઠી નવકવિતધારાઓ નિત્યનિત્ય વરસતી હતી. છએક પખવાડિયે નગરશેઠ મ્હલલ્યા, રીઝયા, ને બોલ્યાઃ મનોભાવ કહો, દલપતરામ ! શું છે? દલપતરામને સ્વાર્થ ન્હોતો માગવો, પરમાર્થ વિનવવો હતો. કવીશ્વરે કવિતા કહી.

સોસાઇટી સૌનુ ભલું ચહે છે, માગી લિધેલા ઘરમાં રહે છેઃ
ભલા હિમાભાઈ સુકીર્તિમાન, રચાવિ આપો રમણીક સ્થાન.

કરિ કવિતા એ રીત રંજન કરવા રોજ જઇ;
પ્રગટી મનમાં પ્રીત એક દિવસ એ શેઠને.
કાંઇક ઢાળ્યા કાન, દિધો દિલાસો જીભથી;
સજવાને સુસ્થાન ભરી સભા, ભાષણ કર્યું.

દરમિયાન પુસ્તકશાળાની સભાસદસખ્યા યે વસન્ત-વેલના પલ્લવો સમી વધતી હતી ’૫૪મા ૩૩ સભાસદો હતા તે ’૫૫ના ઓગસ્ટમા ૧૦૦ થયા, ને સપટેમ્બરમા ૧૧૦ થયા, ત્રગણી કળા ખીલી જુલાઈ માસમા ૨૮૮ પુસ્તકો ને ૨૬૦ છાપાઓ વચાવાને બહાર ગયા હતા.

બુદ્ધિપ્રકાશના ઓગસ્ટઅકમા એક યશસ્વિની નોધ છે ‘ ગયા મહિનામા એક શાહુકાર માણુસની દીકરી, કે જેનું સાસરૂ પણ આ શહેરમા છે, તે બાઇએ લાઇબ્રેરીમા પોતાનુ નામ દાખલ કર્યું છે, ને દરરોજ પોતાને વાચવા સારૂ ગુમાસ્તા સાથે પુસ્તકો મગાવી લે છે ’—એ અજ્ઞાત યુવતિ તે નવસાહિત્યરસિયણુ અમદાવાદની પ્રથમ શેઠાણી

દલપતરામે જઇને કર્ટિસને વધાઈ આધી કે નગરશેઠે વચન દીધુ છે, સભામા પધારશે, પુસ્તકશાળાને સહાય કરશે પછી શ્રાવણ જદ ૯—૫મી સપટેમ્બરે હાઈસ્કુલમા અમદાવાદની નગરસભા ભરાઇ ડૅા કાલિયાર સભાપતિ હતા કર્ટિસે ઉપોદ્ઘાત કીધો, કવીશ્વરે ભાષણ કર્યું પુસ્તકશાળા માટે ટીપ ફરી, પરચૂરણ પાચસોક રૂપિયા ભરાયા પૂર્ણાહુતિઅમયે ડૅા કાલિયારે પ્રમુખપદેથી જાહેર કીધુ કે પુસ્તકશાળા બધાવવાને અમારા મિત્ર નગરશેઠ હેમાભાઈ ૩ હજાર રૂપિયા શહેરસખાવત કરે છે. (’૫૫નું બુદ્ધિપ્રકાશ, પા ૧૫૦ )

નગરશેઠે રૂપિયા આપ્યા, કલેક્ટરે હાઇસ્કુલના પડખાની ખુલ્લી જમીન આપી પછી તો નગરશેઠે પુસ્તકાલયના મકાનખર્ચની આખી યે રકમ, કહ્યો હતો તેથી બમણો

આંકડો, ૭ હજાર રૂપિયાનો લોકપરમારથ કીધો; સોસા-ચટીએ પુસ્તકશાળાની ઈલાહેદી વ્યવસ્થાપક સભા નીમી; નેટિવ લાયબ્રેરી નામ હતું તે બદલી પછી હેમાભાઈ ઈન્સ્ટીટ્યૂટ નામ પાડ્યું. પુસ્તકશાળા બન્ધ ન કરવાના કર્ટિસના દૃઢાગ્રહે અને મધમધુરી દલપતરામની નવકવિતાએ અમદાવાદને હેમાભાઈ ઈન્સ્ટીટ્યૂટ અર્પી.

પછી સં. ૧૯૧૨ની ગીતાજયન્તી આવી. ૧૮૫૫ની એ નાતાલ હતી. મુંબઈ ઇલાકો ઘડનાર, રાજપ્રકરણનિપુણ, ઈતિહાસવેત્તા, વિદ્યાવિલાસી મુંબઈના ગવર્નર લોર્ડ એલ્ફિન્સ્ટન અમદાવાદમાં આવ્યા હતા. દલપતપરિચિત આખું મહીકાંઠામંડળ આવ્યું હતુંઃ મેજર વ્હાઈટલોક હતા, દફ્તરદાર હીરાલાલભાઈ આવ્યા હતા, ઈડરથી મહારાજ જુવાનસિંહજી પધાર્યા હતા. એ ડિસેમ્બરની ૨૪મી તારીખે, ચન્દ્ર વાસરે, સોસાયટી સ્થપાયા પછી બારોબાર સાત વર્ષે, ગીતાજયન્તીની વળતી પ્રભાતે નગરજનોની સભા મધ્યે નગરશેઠની હેમાભાઈ ઇન્સ્ટીટ્યૂટનો લોર્ડ એલફિન્સ્ટને પાયો સ્થાપ્યો. સરસ્વતીનું મન્દિર મંડાયું, દલપતશ્રમ સફળ થયો. ('૫૬નું બુદ્ધિપ્રકાશ, પા. ૨૦) બેએક વર્ષ પુસ્તકાલય બન્ધાઇ રહ્યું. બળવાના વર્ષમાં, બળવાની ઝાળ હજી ભડભડતી હતી ત્હારે, ૧૪મી નવેમ્બર ૧૮૫૭ની તિથિએ એ નવપુસ્તકાલયનું પ્રવેશમુહૂર્ત ઉજવાયું. નગર-મંડળ વચ્ચે નવયુગના આચાર્ય કવીશ્વરે હૃદયના ઉદ્‌ગાર ભાખી લોકપરમાર્થનો નવમહામન્ત્ર ઉચ્ચાર્યો કે પુસ્તકાલય બન્ધાવવું 'એ કામ ધર્મશાળા કરતાં પણ પરમારથનું છે.'

પ્રજાપુરોહિત દલપતરામ એમ નવયુગની દલપત-

સ્મૃતિના મન્ત્રોચ્ચાર ઉચ્ચરતા, નવયુગના ધર્મકાર્યના સારસ્વત યજ્ઞયાગ કરાવતા

ત્યહારથી ચાર દાયકા સૂધી હેમાભાઇ ઇન્સ્ટીટ્યૂટ અમદાવાદનું નગરમન્દિર હતું, અને હેમાભાઇ ઇન્સ્ટીટ્યૂટનો માળ અમદાવાદનો નગરમંડપ હતો જાહેર વ્યાખ્યાનો, લોકમેળાવડા, પ્રજાસમારંભો ત્ય્હાં ઉજવાતા ભદ્રને મેડે પુસ્તકશાળા ને સોસાયટીની ઓફિસ અસલ સહવાસી હતા, નવપુસ્તકાલયમા પણ સહવાસી રહ્યા '૫૭થી સોસાયટી એ નવપુરાલયમા જઈ બેઠી પિસ્તાળીશ વર્ષ—સારી ૧૯મી સદીભર હેમાભાઇ ઇન્સ્ટીટ્યૂટના ભોયતળિયાના પૂર્વભાગમા પછી સોસાયટીની ઓફિસ ભરાતી એક પાખે ઇંગ્રેજી હાઇસ્કુલ ને બીજી પાખે પુસ્તકશાળા ને વચ્ચે સરસ્વતીના સપૂત દલપતરામ બેસતા દલપતરામનું એ દાયકાનુ સાહિત્યાસન વિદ્યાશાળા ને પુસ્તકશાળાની મધ્યમા હતું

દલપતસાહિત્યસન્યાસનુ અમદાવાદપામ્યુ પ્રથમ ફળ તે હેમાભાઇ ઇન્સ્ટીટ્યૂટ

ડગમગતા ને ડામાડોળ થતા બુદ્ધિપ્રકાશને, પુસ્તકશાળાને, ને સોસાયટીને '૫૫ના ઉત્તરાર્ધમા દલપતરામે એમ ડૂબતા તાર્યા ને ચિરંજીવ કીધા

પ્રભાતમા પુસ્તકશાળાનો પાયો નાખી પછી

સાંજે દવાખાના તણું ખાત એમ આદર્યું

સ્હવારે પુસ્તકશાળાનો પાયો રોપ્યો તે જ સ્હાંજરે લોર્ડ એલફિન્સ્ટને અમદાવાદ શહેરની મધ્યોમધ્ય સિવિલ ઇસ્પિતાલનો પાયો સ્થાપ્યો દલપતકાવ્યમા એ પ્રસંગની

ઇતિહાસનોંધ છે કે 'શેઠ હઠીસિંહની બે વિધવા શેઠાણીઓએ મળીને રૂપિયા અધલાખ અને શેઠ પ્રેમાભાઇએ રૂપીઆ બાવીસ હજાર આપ્યા અને (એટલા જ) રૂપીઆ ૭૨૦૦૦ સરકારે આપ્યા. તેમાંથી રૂ. ૪૨૦૦૦)ની ઇમારત બાંધી અને બાકીના રૂપીઆ ચાલુ ખર્ચને માટે સરકારમાં વ્યાજે મૂકાયા.'

પ્રજાસહાયતાથી એમ ગુજરાતની પાટનગરીને આધિ અને વ્યાધિની ઔષધિઓ આપતી થઇ. બેસતો નવયુગ લોકના મનના ને તનના રોગ મટાડતો.

૨૫મીએ નાતાલ હતી, ખ્રીસ્તની જન્મતિથિ હતી. સાબરકાંઠે બાદશાહી મહેલમાં લૉર્ડ એલફિન્સ્ટને એ ખ્રીસ્તજન્મપર્વ ઉજવ્યુ, પછી ૨૬મીની સ્હાંજે શેઠાણી હરકુંવરની કન્યાશાળા જોવાને લૉર્ડ એલફિન્સ્ટન પધાર્યાં. કન્યાશાળાનું ત્ય્હારે સ્વતન્ત્ર શાળાલય ન હતું એટલે ફત્તા શાહની પોળના મોખરાની હરકુંવર શેઠાણીની હવેલીએ કન્યાઓનો મેળાવડો કર્યો હતો, અને એ હવેલીએ ગવર્નર અમદાવાદની આદ્ય બ્રહ્મચારિણીઓનાં દર્શને ગયા હતા. ('૫૬નું બુદ્ધિપ્રકાશ, પા. ૨૪) નગરશેઠની હવેલીએ જતા તેમ હરકોર શેઠાણીની હવેલીએ પણ દલપતરામ પરોપકારની પ્રેરણા પાવાને જતા; એટલે ત્ય્હાં પણ એ પ્રજાપુરોહિત દલપત આચાર્ય શુભ સમારંભમાં અગ્રેસર હોય જ ને ? કવીશ્વરે કવિતામાં એક વિજ્ઞપ્તિપત્ર ત્ય્હાં વાંચી સંભળાવ્યુ. આજમ વિનાયકરાવ વાસુદેવ ગવર્નરના દફ્તરદાર, હાલના ઓરિયેન્ટલ ટ્રાન્સલેટરના અધિકારપદે હતા; ત્હેમણે કવીશ્વરની કાવ્યવિજ્ઞપ્તિનો ઇંગ્રેજી સારાંશ ભાખ્યો.

('૫૬નું બુદ્ધિપ્રકાશ, પા. ૨૪) કન્યાશાળા બાંધવાને હરકુંવર શેઠાણીએ છ હજારની સખાવત ઉચ્ચારી. પછી તો એ સખાવત વધી વધીને અઢી ગણી–૧૫ હજારની થઇ હતી; ૩ હજાર મકાનઅર્થે ને ૧૨ હજાર નિભાવઅર્થે. વડોદરાના રેસીડેન્ટ-ઇંગ્રેજ મહાકવિ શેક્ષપીયરના ગોત્રજ સર રીચમંડ શેક્ષપીયર '૫૮ના એપ્રિલની ૩૦મી ને શુક્રવારે એ કન્યાશાળાનો પાયો નાંખવાને વડોદરેથી આવ્યા હતા.

લોકપુરોહિત કવીશ્વરે ત્હારે ઇતિહાસ ઉચ્ચાર્યો કે 'સોસાયટીએ સન ૧૮૪૯માં છોડીઓની આ નિશાળ સ્થાપી ને સુધારાનો મૂળ પાયો રોપ્યો. પછી '૫૦ની સાલથી આ કન્યાશાળાનું તમામ ખર્ચ હરકુંવર શેઠાણી આપે છે. આ કન્યાશાળા થયા પછી મુંબઇ સુરત રાજકોટ ખેડા ભાવનગર ને ઘોઘામાં કન્યાશાળાઓ થઇ છે.' ('૫૮ના જૂનનું બુદ્ધિપ્રકાશ.) ૨૩મી ઓકટોબરે એ કન્યાશાળાનું વાસ્તુ થયુ ત્હારે પણ પ્રજાના પ્રમુખનું ભાષણ થયું હતું. અમદાવાદમાની બાદશાહી ટંકશાળમાં આજ છે તે જ એ અસલ સોસાયટીની અને પછી હરકુંવર શેઠાણીની દલપતપ્રેરણાથી બન્ધાયેલી કન્યાશાળા. દલપતસાહિત્યસંન્યાસનું અમદાવાદ સાંપડયું બીજું ફળ તે એ હરકુંવર શેઠાણીની કન્યાશાળા.

છએક માસ પછી ૧૧મી જૂન ૧૮૫૯ની મિતિએ અમદાવાદની 'લોકશુભ ઇચ્છતી' સખાવતો વર્ણવતું જાહેરનામું મુંબઇ સરકારે પ્રગટ કર્યું, અને હઠીસિંહ શેઠની શેઠાણીઓ રૂખમણીબાઇ ને હરકુંવરબાઇને સખાવતે બહાદુરના ઇલ્કાબ આપ્યા. નવયુગના આપણા કવીશ્વર બોલ્યા કે 'રાજાની રાણી પણ આવાં કામ ભાગ્યે કરે છે. સોનાનું

નામ પણ કનક છે, ને ધન્તુરાનું નામ પણ કનક છે; પણ એ કનકના દાગીના કાંઇ થતા નથી.'

મહીકાંઠાનો ને દલપતરામનો સત્સમાગમ મન્ત્રજન્ત્રજાદુની પ્રસંગવાર્તા વિના કાંઇ પરિપૂર્ણ થાય? લોર્ડ એલ્ફિન્સ્ટનને મળવાને સારૂ મહીકાંઠામંડળ આવ્યુ હતું, ઈડર મહારાજ જુવાનસિંહજી આવ્યા હતા. મહારાજની ને મહીકાંઠાની મુલાકાતે દલપતરામ ગયા. ત્હાં ૨૬ મીની સ્હવારે દશેક વાગતાં મહારાજાને બંગલે દલપતરામને એક મન્ત્રશાસ્ત્રીની ઈલમપરીક્ષા લેવી પડી હતી. દલપતરામ અગમ્યપારખ હતા, એ મન્ત્રશાસ્ત્રીનો પણ ઘટસ્ફોટ કીધો હતો. ('૫૬નું બુદ્ધિપ્રકાશ, પા. ૪૯)

પછી ર૭મી તારીખે અમદાવાદીઓ ઉદ્યમી હતા. પ્રજાનાં સુખદુ:ખ સાંભળવાને મુંબઇથી ગવર્નર આવ્યા હતા એ અમદાવાદીઓ જાણતા હતા. ઇંગ્રેજી હાઇસ્કુલમાં નગરસભા મળી. ગવર્નરો ત્યહારે હાથી ઉપર બેસી ફરતા, ને લોર્ડ એલફિન્સ્ટનના કારભારી વિનાયકરાવ ગવર્નરના હાથી ઉપર બેસીને સભામન્દિરમા આવ્યા હતા. દલપતરામે ત્હ્યાં અન્ત્યજવિટંબણાઓ ઉચ્ચારી. વેઠે કામ ન કરાવવા વિશે નગરચર્ચારૂપ કવિતભાષણ કવીશ્વરે કીધું. એ કવિત ભાષણમાં પ્રજાદુ:ખનુ વર્ણન છે, અન્ત્યજવર્ગનાં સ્ત્રીપુરુષોને વેઠવી પડતી વેઠવિટંબણાઓ છે. અન્ત્યજપીડાની નવયુગની એ પ્રથમ લોકવિચારણા, ગવર્નર સમક્ષનો નવયુગનો એ પ્રથમ પ્રજાપોકાર દલપતરામને મન અન્ત્યજો પ્રજાગણની બહાર ન હતા. કવીશ્વરે સારોદ્ધાર કહ્યો; પ્રજાના પ્ર–મુખ હતા ને?

માળી રાજ્યોથી ઘણું છે રૂડું આ રાજ;
પણ તેમાં જે ખામિયો તે ઉચરી મેં આજ.

દલપતરામનું 'ભાષણ સાંભળીને આજમ વિનાયકરાવ બોલ્યા કે તમે જે હકીકત વાંચી તેનો સાર હું મહેરબાન ગવ્હરનર સાહેબને જાહેર કરીશ. તે વિશે કાંઈ બંદોબસ્ત થશે એવી આશા રાખું છું.' દફ્તરદારનાં એ આશ્વાસન-વેણ હતાં.

मधुरेण समापयेत्—મીઠપથી, હસીહસાવી કામ કર-વાની દલપતશૈલી સર્વવિદિત છે.

'ગવ્હરનર સાહેબના હાથી ઉપર બેસીને આ ભાષણ સાંભળવા સારૂ આજમ વિનાયકરાવ આવ્યા હતા. તે હાથીની સાદાઇ જોઇને લોકો કહેતા કે ગાયકવાડનો હાથી હોય તો તેની સાથે કેટલો ડમાક હોય.' એ લોકવાયકા સાંભળીને સાહેબના હાથીની ને સાહેબના કવિની–બે સમ ભાગ્યશાળીઓની રંક વણશણગારી સાદી સમાવસ્થાનો શાર્દૂલવિક્રીડિત દલપતરામે એ નગરસભામાં કહ્યો.

રે હાથી! સુણ તું ગવર્નર તણો, સાહેબનો હું કવિ,
હું-તું બે સમભાગ્યશાળી ભુવિમાં, જે છવિકા જ્યાં હવી;
રાજા ગાયકવાડ પાસ પણ જો ત્યાં હોત સેવા મળી,
તો આરોહણ હેમનું મળત, ને સો સ્વાર સાથે વળી.

વણશણગારી સાદાઇએ શોભતા દલપતરામ સાચેજને! સાહિત્યના હાથી હતા.

પછી હરકુંવર શેઠાણીને ત્યહાંથી ને નગરશેઠ હેમા-ભાઇને ત્યહાંથી આ લોકોપકારી સમારંભસમાપ્તિએ પ્રસંગ-

રંગ સોહવનારા કવીશ્વરને શાલપાઘડીનો સિરપાવ થયો. ત્હારે મિત્રવર્ગે દલપતરામને કહ્યું કે દલપતરામ ! અમદાવાદવાસ કીધો, અમદાવાદને ઋણિ કીધું, નગરશેઠે લોકોપકારની પાઘડી બન્ધાવી; હવે અમદાવાદી થાવ. જ્ઞાનપરબ સમાં પુસ્તકશાળા ને કન્યાશાળાનાં બે વિદ્યાલયો બન્ધાવરાવવાનાં લોકોપકારી શ્રમસાફલ્ય પછી અમદાવાદની નાગરિકતાનો દલપતરામનો અસામાન્ય, વિરલાઓને થતો હશે એવો, હક્ક થયો હતો. નગરશેઠે બન્ધાવી ત્હારથી મિત્રોના આગ્રહે દલપતરામે પછી અમદાવાદી પાઘડી બાંધી. દલપતરામને નગરશેઠે પાઘડી બન્ધાવીને અમદાવાદના મહાજનિયા કીધા. બે બે વિદ્યાલયો બન્ધાવરાવી દલપતરામ અમદાવાદી થયા.

'૫૬ની સાલમાં પછી કવીશ્વરે અમદાવાદના લોકકલ્યાણ અર્થે ત્રીજો શ્રમ કીધો, પણ તે ત્હારે સફળ થયો નહિ. જીંદગીનાં બધાં યે યુદ્ધ જીતનારા ઇતિહાસના ચોધરાજો કિયા કિયા ?

'૫૪ના એજ્યુકેશનલ ડિસ્પાચ પછી કેટલાંક વર્ષ ભારતવર્ષમાં કેળવણીપ્રચાર વર્ષાના પૂરવેગે વિસ્તર્યો હતો. આપણે ત્હાં '૫૭માં મુંબઇની શારદાપીઠ સ્થપાઇ, '૫૮માં વાંચનમાળા રચાઈ, ફૂલની કળીઓ સમી પ્રાથમિક શાળાઓ ઉઘડી. '૫૬માં નિરાળું કેળવણીખાતું સ્થપાયું, અને થિયોડોર હોપ પ્રથમ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નિમાઈ અમદાવાદ આવ્યા. હોપવાંચનમાળાવાળા એ હોપ, મહીપતરામને વિલાયત પાઠવનારા એ હોપ, કિલ્લાની કહેડમાંથી જાણે નીસરતા સૂરતમાંના હોપપૂલવાળા એ હોપ. હેડ-

માસ્તર કર્ટિસ ઇન્સ્પેક્ટર હોપને સોસાયટીમાં લાવ્યા, દલપતરામને ઓળખાવ્યા. સોસાયટીની ખીલતી સરકાર-જાણીતી કાર્યવાહી જોઇ હોપ પ્રસન્ન થયા, આજીવન સભ્ય થયા, અન્ય મ્હોટી સહાયતા કીધી. હોપ પ્રજા કેળવણીના પોષિન્દા હતા '૫૫ આખરના વિદ્યાવૃદ્ધિનાં સમારંભો સાંભળી હોપને અમદાવાદમાં કૉલેજ સ્થાપવાનો અભિલાષ જાગ્યો. લક્ષ્મીપુત્રોને રીઝવનાર ને લોકકલ્યાણાર્થે ધનની ધારાઓ વહેવડાવનાર અમદાવાદમાં ત્ય્હારે એક હતા. હોપે દલપતરામને ન્હોતર્યા, પ્રજાની વિદ્યાવૃદ્ધિનો શુભાશય સ્હમજાવ્યો. સર્વતોમુખ વિદ્યાવૃદ્ધિ કવીશ્વરનુ જીવનવ્રત હતુ; દલપતરામે બીડું ઝડપ્યુ. ૨૭ એપ્રિલે અદાલતમાં મ્હોટી નગરસભા ભરાઈ, ભાષણો થયાં, કવીશ્વરે કવિતા ગાઈ, રસીલુ વ્યાખ્યાન કીધુ ('૬૬નું બુદ્ધિપ્રકાશ, પા ૧૯૧ ). એ ભાષણોની પુસ્તિકા સોસાયટીએ પ્રગટ કરી. વાગીશ્વરીના સપૂતના ભાષણે હોપ પ્રસન્ન થયા. અનુભવવૃદ્ધ વજેસંગ મહારાજે કહ્યુ હતું ને કે 'ગુણવન્તાના ઘરાક ઘણા' એકસોના પગારે વિદ્યાવૃદ્ધિ કાજે દેશને સબોધવા કવીશ્વરને રાખવાની કર્ટિસને હોપે વાત કરી કર્ટિસે કહ્યું સોસાયટીને સજીવન કરવા દલપતરામને ન્હોતર્યા છે, આવ્યે વરસે પૂરૂં નથી વીત્યું; સોસાયટીમા રહી સહાયતા કરશે. પછી એક દોલતરાય ફોજદાર હતા, ત્હેમને દલપતરામે સંગાથે લીધા. સૂરતનો દુર્ગારામપ્રબન્ધ અમદાવાદમાં અજમાવ્યો. ચકલે ચકલે કવીશ્વરે લોકની વિદ્યાજાગૃતિ કાજે ભાષણો કીધાં. પણ પ્રકૃતિએ અમદાવાદ તે સૂરત નથી કે

તરત સારા કે નરસા ભભકાર ભભૂકી ઉઠે. ગુજરાત કોલેજ સ્થપાવાનું વિધિનિર્માણ ત્હારે નહિ હોય, એટલે પુરુષાર્થ સફળ કય્હાંથી નીવડે ? બહારથી પુરુષાર્થ ફેરવે અને અન્દરથી વિધાત્રી ચાંપી ન રાખે તો જ ભાગ્યનાં દ્વારનો ઉલાળો ઉઘડે છે.

કયહાં ગાજ્યો ? ક્યંહાં ગડગડિયો ?

ક્યંહાં મેઘ તણી પડી ઝડીઓ ?—લોકગીત.

'૫૯માં ભાવનગર મહારાજને ને '૬૩માં ખંડેરાવ મહારાજને દલપત પ્રજાપુરોહિતે જઈ પ્રબોધ્યાની કથા જીવનમાર્ગમાં એ કાળસ્તંભો આવ્યે આવશે. પણ સંસ્થાનસુધારાની દલપતપ્રવૃત્તિઓનો સારોદ્ધાર એક સૂક્તમાં એમ સારવાય કે અમદાવાદ સૂરત સાદરા ઇડર દાંતા ભાવનગર વડોદરા: ગુર્જરદેશની કયારી ક્યારીએ નવયુગના વિધાયજ્ઞના આચાર્ય દલપતરામ જઇ પ્રજાકેળવણીની વેલીઓ વાવતા. દલપતરામ ગાતા કે

સુધારો થવા સઘ વિદ્યા વધારો.

વિદ્યાવૃદ્ધિને નવસુધારાના મહાપ્રવાહનું મૂળ માનતા. નવજ્ઞાનને દલપતરામ નવયુગનું પરમ અજવાળુ માનતા; અને આશાઢીલા મેઘની પેઠે દેશભરમાં ઘૂમીગાજી એ નવયુગની તેજવર્ષા દલપતરામ વરસતા. आषाढस्य प्रथमदिवसे ગુર્જરવાડીઓમાં ફરી-ઘૂમી વર્ષેલો મીઠો મેહુલો તે તો એક કવીશ્વર દલપતરામ.

'૫૬ની સાલના બુદ્ધિપ્રકાશઅંકોમાં સંપ વિશેની ગરબી છે, સ્વદેશકલ્યાણ વિશેનું દલપતરામનું નગરવ્યાખ્યાન છે. (પા. ૮૨). પ્રાસંગિક ધર્મોમાં દલપતરામ

સનાતન દેશધર્મ ન્હોતા વીસરતા. નર્મદ સ્વદેશાભિમાન પ્રબોધતો, દલપત સ્વદેશકલ્યાણ પ્રબોધતો

વીંછી પકડવાની રીત પણ બુદ્ધિપ્રકાશમા કોઇકે વર્ણવી છે. ઝેરે ઉતારવાના હતા ને ?

એ માસમા સાદરે મેજર વ્હાઇટલોકે મહીકાંઠાનો સરસ્વતીઉત્સવ ઉજવ્યો આસપાસની શાળાઓને સાદરે ન્હોતરી, પરીક્ષા લીધી, ઇનામો વહેંચ્યાં. સરસ્વતીના સપૂત વિના સરસ્વતીઉત્સવ કાંઇ ઉજવાય ખરો ? પ્રજાના પુરોહિતને એ પ્રજાઉત્સવનું આમન્ત્રણ આવ્યું. સાદરાનું ન્હોતરૂ દલપતરામથી નકારાય જ નહિ. ગુજરાતભરમાં સારસ્વતયજ્ઞોના આચાર્ય ત્ય્હારે એક કવીશ્વર હતા.

ડાહ્યા વેદિયાએ યજ્ઞયાગ કરાવ્યા હતા, એમ દલપત વેદિયા હવે જ્ઞાનયજ્ઞ ઉજવાવતા.

બંધ પડેલુ સમશેર બહાદુર ફેબ્રુવારી માસથી પાછું પુનરવતારે આવ્યું, અને ઓગસ્ટ માસથી જ્ઞાનપ્રસારક મંડળીએ બોધ માસિકના મુબઇમા મંડાણ કીધાં. દફતર આશકારા પ્રેસના માલિક શેઠ બેરામજી ખરસેદજીએ મુબઇથી દલપતરામને લખ્યું કે ' આ સભાની સઘળી ઉમેદ પાર પડશે કે નહિ તેનો આધાર ઘણે દરજ્જે તમારા ઉપર છે. '

'૫૬માં રાસમાળા વિલાયતમાં છપાઇ, અને ત્રણ વર્ષની લાંબી રજા ભોગવી નવેમ્બરમાં ફારબસ પાછા મુંબઇને કિનારે ઉતર્યા; '૫૭ના જાનેવારીથી સૂરતના સેશન્સ જજ નિમાઈ તાપીઓવારાને બંગલે પાછા બેઠા. ફારબસનું દિલ પણ અમદાવાદમા હતું. એટલે સોસાયટીની,

સોસાયટીની વિદ્યાવેલોની, ને સોસાયટીના સાહિત્યસંન્યાસી, નિજ ગુરુ અને મિત્રની ખબરઅન્તર લેવાને અન્તર-આકર્ષ્યો અમદાવાદની બાદશાહી મહેલાતોમા આવી ગયા.

એમ બળવાની સાલ બેઠી.

મેધાવી સ્થિતપ્રજ્ઞ કવીશ્વર મેધા ને પ્રજ્ઞાના દૂરબીનથી દેશનું વાતાવરણ અવલોકતા હતા. '૫૭ના એપ્રિલમાં (બુદ્ધિપ્રકાશ, પા. ૬૪) દલપતરામે ભાવિને પ્રશ્ન પૂછ્યો છે કે રાજપાલટો કે ધર્મપાલટો? અને લખ્યુ કે જૈનોનુ કલ્પસૂત્ર ભાખે છે કે ચૌદની સાલમાં કલકી અવતાર થશે ને રાજ્ય બદલાશે.

પછી '૫૭ના જૂનમાં બળવો થયો, ને '૫૮માં મહારાણીનો ઢંઢેરો પીટાયો. પૂર ને પાળ સમા બળવો ને ઢઢેરો ભારતઇતિહાસના કાળઘાટે છે. એમણે દલપતમાનસની —અને અનેક અન્ય દેશહિતચિન્તકોના માનસની—દિશા-રેખાઓ દોરી છે, એટલે આપણા ઇતિહાસની એ મહાકથા સૌ ઇતિહાસકારોએ—અને આપણે પણ વિચારવી પડશે. બળવો ને ઢઢેરો ભારતઇતિહાસની બે દીવાદાંડીઓ છે; કાળસાગરના સફરી કો ઇતિહાસકારથી એમને વિસારી શકાય નહિ પણ દેશબળવો જાગ્યો તે પૂર્વે દલપતરામનો ઘરબળવો જાગ્યો હતો, ને કવીશ્વરની એ ગૃહકથા પ્રથમ અવલોકવી જોઇશે.

શીતરશ્મી ચન્દ્રિકામધુરા સુધાવર્ષન્તા, કહે છે ને કે, ચન્દ્રમામાં પણ જ્વાળામુખી છે.

'૫૬ની સાલમાં દલપતકુળનો ગૃહબળવો જાગ્યો.

કવિવરો શેક્ષપીયરને ને મિલ્ટનને કુટુંબકલેશ હતા

કે નહિ ? દલપતરામ પણ ઉત્તરાવસ્થામાં ગુજરાતના મિલ્ટન કહેવાતા.

'૫૬મા કવીશ્વરે નરનારાયણ દેવની ધ્વજછાયા છોડી, અને એ જ પોળમા, પણ પાચસેક કદમ આઘે દખણીવાડે, રહેવાને ગયા દેવથી આઘા એટલા આઘા '૬૪માં મન્દિરછાયામાં પાછા રહેવાને આવ્યા એટલા વર્ષોનું અઠવાડિયું ભરીને પછી દલપતજીવનમાં તડકા તપતા દલપતરક્ષન્તી મન્દિરધ્વજની દેવછાયા અળગી થયે કવીશ્વરનો ગૃહણળવો જાગ્યો

દેવકૃપાએ દલપતકુળવેલ પાગરતી હતી, કુટુંબધામે પરમેશ્વરી પચભૂતિં હવે વસતી મહાસુખરામના મેડામાં ન્હાવાધોવાની સગવડ ન હતી. કરો મન્દિરસીમમાં પડતો, ને ખાળનું પાણી મન્દિરધરતીમા પડે એ મન્દિરવાસીઓને ન ગમે ને ધર્મનિષ્ઠ દલપતરામને યે એ ન ગમે દલપતરામે ઘર બદલ્યું ને પ્રાચીન બાદશાહી ટંકશાળની સ્હામે રહેવાને ગયા 'દેવથી આઘે એટલું દેવત્વથી આઘે' એ વાળી વાત ત્ય્હા દલપતરામને થઈ. એ ઘરધણી બે પત્નીઓના નાથ હતા. ત્ય્હેમા નવી માથાજોરાવર હતી. કલેશકકાશ તો જાણે ઘરનો નિત્યનિયમ હતો. કાળિયાની જોડ ધોળિયો બન્ધાય તો વાન ન આવે, પણ સાન તો આવે. દલપતરામ કહે છે કે કાળે કરીને મૂળીમાને એ સગરગ બેઠો.

મૂળીમાના પિતા વઢવાણમા અસલ ખેડ કરતા ઝાલાવાડમા નેવાશિયો કાળ પડયે વાગડ જઈને એમણે વાસ્યો હતો. ત્ય્હાં, લોદ્રાણીમા, વાગડના રજીવગડાની

ઝાળોમાં મૂળીમા ઉછર્યાં હતાં. રણમાં જેમ ઉપલું થર બળબળતી વેળુનું, પણ ભીતર ઝીલ્લરનાં પાણી; તેમ અન્તરપ્રકૃતિએ મૂળીમા હેતસ્વિની હતાં. પરદેશવાસિણી પંખિણીની પેઠે ઉત્તરાવસ્થામાં પુત્રપુત્રીઓને હૈયાહુંફ઼ ઢાળીને મૂળીમા વાત્સલ્યપાંખે સેવતાં, તેમ પૂર્વાવસ્થામાં પતિહિતસ્વિની પત્નીના હેતભાવે દામ્પત્યગેલ કરતાં એની સાક્ષી આપણી આ ઈતિહાસકથાના પૂર્વભાગમાંનો પેલો દલપતહડ્ડો બોલી ગયો છે. દલપતદંપતીનાં પૂર્વસ્મરણોનું અલ્પ પુનરાવર્તન અસ્થાને નહિ લેખાય, સદ્‌બોધક થશે. ઝરમર ઝરમર વર્ષા એકદા વઢવાણમાં વરસતી હતી, છાપરાની પાંખમાં કાક ઋષિ લપ્પાતા બેઠા હતા, મૂળીમા ઘંટી ઘોરવતાં હતાં, ને મ્હેલમ્હોરના કવિવર સાંગામાંચીને સોહવતા હતા. બહાર સંસાર જળખૂંદતો જતો આવતો હતો. સૌના સંસારનો એ બહુપરિચિત પ્રસંગ હતો. અદ્‌ભુતમાંથી અદ્‌ભુતતા નિર્ઝરાવવી એ દુર્ગમ છે ? નરી સરલતામાંથી કાવ્યઝરણાં વહાવે એ દલપતરામ કે વર્ડ્ઝવર્થ? આંખનુ કિરણ ઉડે એમ હૈયાભાવનો દલપત હડ્ડો સહસા ત્હારે વછૂટ્યો કે

> કાગ ઉપર કાગ બેઠો, રથે બેઠાં રાણી;
> બંદા બેઠા માંચીએ, ને દુનિયા ડ્હોળે પાણી.

૨૬ સુદામાશાઇ પૂર્વાવસ્થામાનુ એ રસાળ દલપતદામ્પત્યચિત્ર.

પણ સાલસ માણસ વિફરે નહિ, ને વિફરે તો દવ સળગાવે. મૂળીમા વિફર્યે ચંડીસ્વરૂપ ધરતાં.

નવનિવાસે સંગરંગમાં રંગાયેલાં મૂળીમાનો કુટુંબ-

કલેશ દિવસે દિવસે વધતો ગયો. કંકાસિયણુવેડાની કેડી જ હાળઢળતી છે. એકદા ઢાળા ઢળ્યા તે બદલાવા દુર્લભ નીવડે. દીર્ઘ કાળના દરદી યે રહીડિયા થાય ને ચીડિયાં કરે. દલપતરામ દૂભાતા, મૂળીમા એથી અધિકા દૂભાતા. પાત્રીસની વયે પ્રાપ્ત થયેલા લાડકવાયા મોહનના જન્માક્ષર દલપતરામે કરાવ્યા હતા. કો ગરોડો કે ટીપણાધારી પોળમા આવે કે મૂળીમા એને મોહનના જન્માક્ષર બતાવે ને ભવિષ્ય પૂછે વારેવારે દલપતરામ વારે, પણ પૂરે રહડી નદી પાળને કોઇ ગાઠી છે? દલપતરામે બુદ્ધિપ્રકાશમા જ્યોતિષ વિશે લેખ લખ્યો ગૃહકલેશથી દલપતદિલ ડંખાયેલુ રહેતું એ ડખાયેલા દિલે પછી જીવનનિર્ધાર કીધો કે કોઇ સન્તાનના જન્માક્ષર કરાવવા નહિ.

એવામા કારતક–માગશરમા દલપતરામની આંખો દુઃખવા આવી આંખો દેહના રતન છે, જળવાય નહિ તો પડતા જ જળમા ડૂબે. દુઃખતી આંખોમા અઠવાડિયામા ખીલ થાય, ને ખીલ ઘસાઈ ફૂલા પડે કીકીઓ છોલાઈ ધારા પડે તો કીકીના દીવડા હોલવાય, આયુષ્યમાં અપ ગતા ઉતરે. દલપતરામને એવું થયું સંગરગે મૂળીમાનો પ્રકૃતિપલટો થયો હતો એટલે સારવારમા નચિન્તાઇ રાખતા પરિણામે દરદ વધ્યું, લંબાયું, ને ઉંડું ઉતર્યું સોસાયટીમા ત્રણેક માસ સાકળેશ્વર જેપી અવેજીમાં નિમાયા.

આગલે જ વર્ષે લોર્ડ એલફિન્સ્ટન હસ્તક સ્થપાયેલી સિવિલ ઈસ્પિતાલમા ડૉ. વાયલી કરીને સિવિલ સરજન હતા ડૉ. વયલીએ તાત્કાળિક તો દલપતરામની આંખપીડા મટાડી, પણ એ દુઃખ દલપતરામને જીવનસગાથી નીવડ્યું.

લેખનવાંચનનો શ્રમ પડચે પાછી ફરી ફરીને આંખપીડા ઉભળતી. અજવાળાં વિના વ્યાપારીને કહિયે કે નાણું માંડ, ને આંખો વિના સાહિત્યકારને કહિયે કે અક્ષર પાડ એ બન્ને સરખાં. પરસહાયતાની પરાધીનતાની વિટંબણા પછી દલપતરામને આયુષ્યભર રહી. પછી સંસારમાર્ગોમાં દલપતરામને દોરનાર જોઇતા, સાહિત્યસૃજનમાં દલપતરામને લહિયા જોઇતા

ડૉ. વાયલીએ આંખોનું દરદ તો ત્હારે મટાડયુ, પણ ગૃહકંકાસનું દરદ મટાડનારો વૈદ્ય દલપતરામને જડયો નહિ.

પછી દલપતરામે બુદ્ધિપ્રકાશમાં પરજિયો ગાયોઃ

ભાઇઓ ! જેની ભારજા ભૂંડી રે, તેને પીડા અન્તર ઉંડી રે.

દુઃખસીઝાતા ને રોષધૂંધવાતા દલપતરામની ન્યાયતુલાનું પલ્લું ત્હો પણ એકદેશીય થઈ ઝૂકી ગયુ ન હતું. કવીશ્વર જાણતા કે પુરુષો કંઈ બધા સલખણા નથી, કલાઠે હોય છે. એટલે એ ગરબીની સહિયરગરબી પણ કવીશ્વરે રચી છે કે

કહુ નર દુષ્ટની કહાણી રે, સુણો સહુ સ્નેહ જ આણી રે.

નર ને નાર સંસારના બે સરખા પલ્લાં છે; કોઇ કોઈથી ન્હડેઉતરે એવા નથી.

પણ આથી ઘરકંકાસ છંટાય કે ભડકે બળે ? એ રાસડાથી મૂળીમાના રોષના અંગારાના ભડકા થયા.

છાપકામ ત્હારે શિલાપ્રેસમાં થતું, એટલે સારા અક્ષરનાં ત્હારે મૂલ હતા. અને સારા અક્ષરે શિલા કાજે નકલ કરવાને સોસાયટીની ઑફિસમાં રણછોડલાલ ગંગારામ

ફરીને એક કૉપીંગ કલાર્ક—લહિયા હતા. દાયકાઓ પર્યન્ત પછી મામાની હવેલીમાં ને હોપવાંચનમાળાના સુખપૃષ્ઠે વિરાજતા, અને ગુજરાતનું આખું શાળાજગત ઓળખતું એ જ એ રણછોડલાલ. સ્હવારે દશેક વાગતાં એકદા રણછોડલાલ ઓફિસસંગાથ કરવાને દલપતઘેર આવ્યા. સ્ત્રીજગતનાં છેલ્લાં બ્રહ્માસ્ત્ર જૂના કાળમાં બધે બે હતાં: એક આંસુ ને બીજું ચૂલામાં પાણી રેડવું. દલપતરામને ઘેર એ તિથિએ વગર એકાદશીએ એકાદશી હતી, ચૂલામાં પાણી રેડાયા હતાં, ભૂળીમાએ છેલ્લુ સ્ત્રીબ્રહ્માસ્ત્ર છોડ્યું હતું. રણછોડલાલ મામલો કળી ગયા ને બોલ્યા: જૂવો, મૂળીમા ! મ્હારી માએ તો મ્હને અલ્પહારમાં જમાડીને મોકલ્યો છે. મૂળીમાએ ઉછળતો છણકો કીધો કે એની ચે મા હોત તો કરી જમાડત. પજવે એને સ્હામી પજવવાની જગતમા એણે મ્હારાં ગીત ગાયા છે, રાસડા જોડ્યા છે.

તે તિથિએ દલપતરામને દુનિયાનો છેડો દેખાયો. ઓફિસે જઇને રણછોડલાલને ને રણછોડલાલના આસિસ્ટન્ટ ઓઝા મૂળજી રામશંકરને હૈયું ઠાલવી આખરબોલ કહ્યા કે એમ થાય છે કે જાણે છે તે પૂંજી સમેટી લઇ કોઇક અજાણ્યો દેશ જઇને વસાવું. હવે સંખાતુ નથી. મૂળજી ઓઝા દલપતરામના જ્ઞાતિબન્ધુ હતા. શ્રીમાળીઓમાં નાતશેઠ નથી, સ્વયંસ્થાપ્યા કે નાતમાન્યાં પટેલોનાં પાટઘર હોય છે. અમદાવાદની શ્રીમાળી જ્ઞાતિમાં મૂળજી ઓઝાનું પટેલઘર ગણાતું. સારંગપુર તળીયાની પોળમાં રહેતા. બેઠી હવેલીના ચાટનો વિશાળ મરમંડપ હતો,

દિવાનખાના જેવડો ચોક હતો, જાજમ જેવડી ચોકમાં પાટ રહેતી. ઓઝા સન્તોષી ને સુખી હતા, ઉજળે લૂગડે ને ઉજળે સુખડે ફરતા, બ્રાહ્મણોમાં શ્રીમન્ત ગણાતા. મૂળજી ઓઝાએ કહ્યું દલપતરામ! નવો સંસાર માંડો, સુખી થશો. બીજા સંસારનું સુખ દલપતરામ પડોશીઘેર પ્રત્યક્ષ પેખતા, અને એના તણખાઓ ઉડી ઘરમાં આવી દઝાડતા એ અનુભવતા. દલપતરામ બોલ્યા : નવા સંસારના લ્હાવા પાડોશીને ત્હાં દીઠા છે. નવી યે બ્રહ્માની પુત્રીને? કેવી યે નીકળે. અને આ ચંડી નવે ઘેર આવી અજંપા માંડે એને વારનારૂં કોણ? મૂળજી ઓઝાએ કહ્યું એના આશરા શા કે અમારી પોળના ચોગઠામાં રાયજગ માંડે? મ્હારી સાળી પરણાવું ને અમારા ઘરમાં રાખું. નવી યે કંકાસિયણ નીવડે તો પાર્વતી ને ગંગા બન્નેયને છાંડી સ્મશાનમાં જઇ રહેજો. પછી આંતરસૂબેથી મૂળજી ઓઝાએ પોતાનાં સાસુ સુખબાઇને તેડાવ્યાં ને ત્હેમને દલપતરામનાં સાસુ કીધાં. સં. ૧૯૧૩ ની વસન્તપંચમીએ કાશીબા દલપતગોત્રમાં આવ્યાં. આંતરસૂબેથી જાન આવીને પરબારી અમદાવાદની પરવાડે મૂળજી ઓઝાને ઘેર ઉતરી. પછી સાતેક વર્ષે મન્દિરછાયામાં દલપતનિવાસ બન્ધાયો ત્હાં સુધી દલપતરામ ત્હાં મૂળજી માસાને મેડે રહ્યા.

મૂળીમાનો રોષાગ્નિ આથી હોલવાય કે ભડભડે? સ્ત્રીજાતિ પાણીપોચી છે; પણ પૂરે ચ્હડ્યાં પાણી શહેરોને ડૂબાડે.

પતિબોધ્યો બોધપાઠ મૂળીમાએ શીખી લીધો. અમદાવાદમાં સંબંધ બાંધી દલપતરામે પડખિયા જમાવ્યા,

કરીને એક કોપીંગ કલાર્ક–લહિયા હતા દાયકાઓ પર્યન્ત પછી મામાની હવેલીમા ને હોપવાંચનમાળાના મુખપૃષ્ઠે વિરાજતા, અને ગુજરાતનું આખું શાળાજગત ઓળખતું એ જ એ રણછોડલાલ. સ્હવારે દશેક વાગતાં એકદા રણછોડલાલ ઓફ્સિસંગાથ કરવાને દલપતઘેર આવ્યા. સ્રીજગતનાં છેહલાં બ્રહ્માસ્ત્ર જૂના કાળમાં બધે બે હતાં: એક આંસુ ને બીજું ચ્હૂલામાં પાણી રેડવું. દલપતરામને ઘેર એ તિથિએ વગર એકાદશીએ એકાદશી હતી, ચ્હૂલામાં પાણી રેડાયા હતાં,' મૂળીમાએ છેલ્લુ સ્રીબ્રહ્માસ્ત્ર છોડ્યું હતું. રણછોડલાલ મામલો કળી ગયા ને બોલ્યાઃ જૂવો, મૂળીમા ! મ્હારી માએ તો મ્હને અત્યહારમાં જમાડીને મોકલ્યો છે. મૂળીમાએ ઉછળતો છણકો કીધો કે એની યે મા હોત તો કરી જમાડત. પજવે એને સ્હામી પજવવાની. જગતમા એણે મ્હારાં ગીત ગાયા છે, રાસડા જોડ્યા છે.

તે તિથિએ દલપતરામને દુનિયાનો છેડો દેખાયો. ઓફિસે જઈને રણછોડલાલને ને રણછોડલાલના આસિસ્ટન્ટ ઓઝા મૂળજી રામશંકરને હૈયું ઠાલવી આખરબોલ કહ્યા કે એમ થાય છે કે જાણે છે તે પૂજી સમેટી લઇ કોઇક અજાણ્યો દેશ જઇને વસાવું. હવે સંખાતું નથી. મૂળજી ઓઝા દલપતરામના જ્ઞાતિબન્ધુ હતા. શ્રીમાળીઓમાં નાતશેઠ નથી, સ્વયસ્થાપ્યા કે નાતમાન્યાં પટેલોનાં પાટઘર હોય છે. અમદાવાદની શ્રીમાળી જ્ઞાતિમાં મૂળજી ઓઝાનું પટેલઘર ગણાતું. સારંગપુર તળીયાની પોળમાં રહેતા બેઠી હવેલીના ઘાટનો વિશાળ ઘરમંડપ હતો,

હતી: એક સ્વામીમન્દિરને બીજી સરકારી શાળા-સરખેજ જઈ શાળાના મહેતાજીને ત્હાં શતવાસો કીધો. આવવાનાં આવરણ હજી પૂરાં થયાં ન હતાં. એ ભાદરવી અમાસની રાત્રીએ અન્ધકાર જેટલો વરસાદ વરસ્યો. ભાલની કાળી ભોંના કાંપમાં ડમણી ચાલશે નહિ જાણી મીરખાનને પાછો અમદાવાદ પાઠવ્યો ને બે ઘોડાં ભાડે કરી મંગાવ્યાં. બાળકોને ને સામાનને ઘોડેસ્વારી કરાવી, પાણીખાબોચિયાં ડહોળતો ને કાંડાકાદવ ખૂંદતો દલપતસંઘ પગપાળો પેલી પૂર્વપરિચિત વઢવાણની વાટે ચાલ્યો. દલપતરામ કહે છે કે વાટની એ વીતકવાતો ફરી જીંદગીમાં દીઠી નથી. અઠવાડિયે સહુ વતનમાં પહોચ્યાં. વઢવાણ જઈ દિનકરરામને કુટુંબકથા કહી, જગન્નાથ ઓઝા સમીપે ધ્રાંગધ્રે વ્હેવાઈઘેર મોકલ્યા. દિનકરરામે જગન્નાથ ઓઝાને સંસારધૂચ સ્હમજાવી જગન્નાથ ઓઝા ખાનદાન ને સ્હમજૂ હતા, ઘૂંચો ઘૂચવનારા ન હતા–ઉકેલનારા હતા; જાન જોડીને વઢવાણ આવ્યા. માર્ગમા સીતાપુરમાં સ્હામસ્હામા કરીને–હરિબાને દઈને ને મોહનલાલને માટે લઈને–સીતાપુરથી દિનકરરામે બીજી જાન જોડાવી. દસરાને પર્વે માંડવો નાખ્યો ને શરદપુનમની જગત્-અજવાળી રાત્રે દલપતરામે પુત્રીઓને પરણાવી. સંસારની અટપટી ઘૂચો સૌને શિરે આવી પડે છે, ઘૂંચ ઉકેલે તે સંસારને જીતે. પ્રબોધિની એકાદશીએ ચાતુર્માસ ક્ષીરસાગરમાં પોઢેલા વિષ્ણુ નારાયણ જાગ્યા પૂર્વે લગ્નદીક્ષા ન અપાય એ વિધિનિષેધ સંસારધૂચ ઉકેલતા દલપતરામને નડયો નહિ.

તેમ મૂળીમાએ પણ સંબંધ બાંધી પડખિયા જમાવવાનું નિધાર્યું જોગાનજોગ ભાદ્રપદની એક તિથિએ દલપતરામને વા વાત કહી ગયો કે ન દેવાયોગ્યને ત્હાં રાયકુંવરને ને હરિકુંવરને મૂળીમા અમદાવાદમાં પરણાવી દે છે. પોતાના જ નવપરણેતરે એ બોધપાઠ મૂળીમાને શીખવ્યો હતો તે દલપતરામ ભૂલી ગયા; અને અરણીમાના અન્તરૂઅગ્નિ સમો શાન્તમૂર્તિ તપોધનનો અન્તર્દવ સળગી ઉઠ્યો. કૉલેજસ્થાપનપ્રસંગના પેલા સહચર શહેરફોજદાર દોલતરાયને જઈ મળ્યા; સલાહ પૂછી નિજની અધિકારસીમા ઉગારીને પરમ વ્યવહારૂ સલાહબોલ દોલતરાયે ભાખ્યો કે પુત્રીઓને લઇ વઢવાણ જાવ, ને મૂળીમા પરણાવે તે પૂર્વે ત્હમે જ પરણાવી દ્યો વ્યવહારનિપુણ દલપતરામને પાણીના ઘૂંટડા જેવી સલાહ ગળે ઉતરી ગઈ. વઢવાણથી પ્રેમાનન્દ મામાને તેડાવ્યા. કર્ટિસને કર્મકથા કહીને રજા લીધી સોસાયટીના પટાવાળા મીરખાનને માગી લીધો. ડમણી ભાડે કરી. મીરખાન ખરેખર ! રંકાવસ્થામાં આવી પડેલો કો અમીરખાન હતો, દલપતકુટુબમા કુટુંબીજન થઈ વર્તતો. ભાદરવી અમાસનું સૂર્યગ્રહણ હતું, એટલે મૂળીમા મધ્યાહ્નને કુટુંબમેલ ધોવાને સાબરમતીએ ગયાં હતાં ત્રણે બાળકો ઘેર રમતાં હતાં એ બાળકત્રયીને–બે પુત્રીઓ અને પુત્રને–ફોસલાવીને હારે લીધા, ને સુભદ્રાનુ હરણ કરી હસ્તનાપુરની વાટ પાર્થે લીધી હતી તેમ, અમાસના સૂર્યગ્રહણની તિથિએ નિજ બાળકત્રયનું હરણ કરીને દલપતરામે વતનની વાટ લીધી. દેશપરદેશમાં–ગામે ગામ–જ્હાં જાય ત્હાં દલપતરામને બે ધર્મશાળાઓ

મન રાખ્યુંઃ વર્ષે એંશી રૂપિયાનું હુકમનામું કર્યું, ને ઠરાવ્યું કે પીયરમાં કે વતનમાં જઈ રહે આપવું. પછી '૫૯માં દલપતરામ મુંબઈ ગયા ત્હારે પુત્રપુત્રીને લઈને મૂળીમા વઢવાણ સસરાના ઘરમાં જઈને રહ્યાં. દલપતરામે ત્હારે કોરટઠરાવી નહિ પણ પૂરી ખર્ચી મોકલવા માંડી, અને વઢવાણમાં નવી ઉઘડેલી સરકારી ધોરણની શાળાના મહેતાજીને લખ્યું કે મોહનને ઇંગ્રેજી પણ ભણાવજો; પુસ્તકો ફી-જોઇતાં સહુ સાધનો લઇ આપજો, ને ખર્ચ અમદાવાદથી મંગાવી લેજો. 'દલપતરામનું કુળવાત્સલ્યનું ઝરણું કદી યે સૂકાયું કે ઓસર્યું જાણ્યું નથી.

દંપતીકલહની ઉગ્ર ઝાળ એમ હોલવાઇ, પણ વિખુટી પડેલી દામ્પત્યબેલડી જીવનભર પછી ફરી જોડાઇ નહિ. વિછોડાયેલાં ડાહ્યાભાઇ ને અમૃતબા કાંઇ જોડાયાં હતાં? દંપતીના ફૂટ્યા સૌભાગ્યથાળ કોક જ સન્ધાય છે.

યૂરોપડાહ્યો સૉક્રેટિસ પણ ઝેનથિપિને પાળી શક્યો ન હતો.

એમ દલપતરામનો ગૃહબળવો આંખના રતનદીવડા ઝંખવતો ગયો.

છાયામાં છોડ ઠીંગણાં રહે. માવડીઓહોયા મોહનભાઈ વઢવાણમાં વધુ ભણ્યા નહિ. મ્હોટા થયે દી. બ. મણિભાઈ જશભાઈએ મોહનલાલનો કચ્છરાજ્યસેવામાં સમાસ કીધો. જન્મસંગાથી પુત્રની સાથે મૂળીમા પણ વઢવાણથી કચ્છમાં જઇ રહ્યાં. વિયોગિણી પંખિણીની પેઠે ત્હાં મૂળીમા સંતાનોને પાંખમાં લઈ સેવતાં. દલપતરામ ને મૂળીમાની વચ્ચે એમ દરિયા પડ્યા. ત્હાં જ, પુત્રઘેર,

પછી અમદાવાદ આવીને હરિબાને ને મોહનભાઈને દલપતરામે એમની માતૃછાયામાં મોકલાવી દીધાં. રાયકુંવરને વઢવાણથી જ સાસરે વળાવ્યાં હતાં. દલપતરામને તો અજૂગતું થતું અવરોધવું હતું, માપડખામાંથી બાળકોને ઝૂંટવી લેવાં ન હતા.

સતીની ચિતા ભડભડે એવું મૂળીમાનું હૈયું એ આસો માસમાં ભડભડતું હતું.

એવામાં સોસાયટીના એક કારકુનની મારફતે ત્રણ કબાટ કરાવરાયા હતાં. ત્હેમાંથી એક એક કબાટે ચારચાર રૂપિયા એ કારકુન ખાઈ ગયો. આસિસ્ટન્ટ સેક્રેટરી દલપતરામે સેક્રેટરી કર્ટિસને રિપોર્ટ કીધો. કર્ટિસે કારકુનને બરતરફ કર્યો, ફોજદારીમા દોર્યો. કોરટમાં કારકુનનો સો રૂપિયા દંડ થયો. તે કારકુન દલપતરામ ઉપર દિલમાં દાઝ રાખતો. પછી તે મૂળીમાને પડખે ચ્હડયો ને બળતામા ઘી હોમી મૂળીમાને ઉશ્કેર્યાં. અમદાવાદમાં ત્હ્યારે એક પ્રાણશંકર બાપા કહેવાતા શહેરકજિયાઓના પ્રાણશંકર બાપા બડા સમાધાનિયા હતા. લોક એમને બાપા કહેતું. ભલભલા મ્હોટાં ઘરોનાં કુટુંબકજિયા પ્રાણશંકર બાપાને ત્હ્યા પતતા પ્રાણશંકર શહેરબાપા કહેવાતા. કારકુન મૂળીમાને પ્રાણશંકર બાપા કને લઇ ગયો. બાપાએ કવીશ્વરને તેડાવ્યા. બાપાના સમન્સ વોરન્ટ જેવા નીકળતા. કેટલીક વાટાઘાટ થઈ, પણ સમાધાન થયું નહિ.'દલપતરામ કહેતા કે પીયરમાં કે વતનમાં જઈને રહે તો બધી ખર્ચી આપુ. લોકઉશ્કેર્યાં મૂળીમાએ પછી દલપતરામ સ્હામે ભરણપોષણની ફરિયાદ માંડી. ન્યાય કોર્ટે બન્નેનું

રૂપિણી છાયાઢાળણ ને પુષ્પપ્રફુલ્લણ કુળવેલ હતાં. કાશીબા યે નહિ, ને રેવાબા યે નહિ; જીવનભર દલપતરામનાં સમોવડિયણ એક મૂળીમા હતાં. એ સમોવડિયણને ગયે પછી દલપતરામને જીવનનું કુરુક્ષેત્ર સૂનું લાગતું.

દશરથ રાજાની પેઠે દલપતરામને ત્રણ પત્નીઓ હતી. બીજાં પત્ની કાશીબાએ '૫૭માં દલપતઘેર આવી પ્રથમ સૂવાવડે '૬૨માં જીવન સંકેલી લીધું. કાશીબાએ પાંચેક વર્ષ દલપતરામની સૌભાગ્યચુંદડી ઓઢી. ત્રીજાં પત્ની રેવાબાએ ૧૪ વર્ષની વયે '૬૩માં દલપતઘેર આવી, કવીશ્વરની કુટુંબવેલ મ્હોરાવી, દલપતકુલવાસ સંસારમઘમઘતો કરી, '૮૫ના શ્રાદ્ધપક્ષમાં ૩૬ની વયે અક્ષરવાસ કીધો. રેવાબાએ ૨૨ વર્ષ દલપતરામની સૌભાગ્યચુંદડી ઓઢી. અને મૂળીમા ઈસ્વી ૧૮૩૩માં ૬ વર્ષની વયે દલપતરામ શું પરણી ૧૮૮૭ની શિવરાત્રીએ ૬૦ની વયે સ્વર્ગવાસી થયાં. મૂળીમાએ ૫૪ વર્ષભર દલપતરામની સૌભાગ્યચુંદડી ઓઢી. જીવનનાં પાંચ દાયકાનાં સમભાગિયણ મૂળીમા દલપતજીવનોદ્યાનમાં પહેલાં આવ્યાં ને છેલ્લાં ગયાં. દલપતરામનાં અર્ધી સદીનાં સરખાં ને સમોવડિયણ એ તો અમારાં મૂળીમા.

પીયરવાસની ભૂમિમાં ને પુત્રપુત્રીઓના પરિવારવીંટયાં મૂળીમા પછી ઈસ્વી ૧૮૮૭માં પરલોકવાસિણી થયાં.

ભર્યાભાદર્યા સુખગૌરમ્ભતા દલપતજીવનના દ્વિતીયાશ્રમમાં આ એક કુળકુસંપસરણી કલબલતી છલબલતી વહે છે. કવિવર કાલિદાસનો પેલો ત્રિકાળસાચો સંસારમૂલવતો કાવ્યપ્રશ્ન છે ને કે

कस्यात्यन्तं सुखमुपनतं दुःखमेकान्ततो वा ?

કોને લાધ્યાં અનહદ સુખો ? દુઃખ વા એકલુ યે ?

પુત્ર સંગાથે દરિયાપાર જઈને વસ્યાં હતાં ત્હારે મૂળીમા સાહાં પણ યશતેજસ્વી પતિવૈભવનાં વૈરાગિણી સમોવડ ઉદાસીન સદા રહેતાં.

મનુષ્યસ્વભાવ એ કંઈક અજબ અણઉકેલ્યો કોયડો નથી ? ઈસ્વી ૧૮૮૭–સં. ૧૯૪૩ની મહાશિવરાત્રીએ પુત્રઘેર દરિયાઉતાર મૂળીમા અક્ષરવાસી થયાં. કચ્છમાંથી એ અવસાનસમાચાર અમદાવાદ આવ્યે ફાગણના વસન્તમાસે દલપતરામે ભાદરવાની અશ્રુવર્ષા વર્ષાવી હતી. કાશીબા ને રેવાબા દલપતરામની પાછલી વયનાં સુખસંગાથિયણો હતાં, મોડા આવી વહેલાં સીધાવી ગયા. પૂર્વાવસ્થામાં વઢવાણમાં मिक्षान्नं देहि એ દલપતરામ વિચરતા કે રણવગડાની મોકળી તડકાવાટો અડવાણે પાયે ચાલી વળોટતા એ આગલી વયની તાપસંતાપતપ્ત દોહ્યલી દલપતવરષોનાં સંસારસંગાથિણી મૂળીમા હતાં. મૂળીમાએ દલપતજીવનની તડકી દીઠી ને વેઠી હતી; એ તડકી ઉપર પથરાતી છાંયડી યે દીઠી ને માણી હતી. શિવજી સમા જોગીવૈરાગી દલપતરામનાં મૂળીમા શક્તિસ્વ-

વાંચનમાળા લખતા હતા, ને દેવો મધ્યે બૃહસ્પતિ સમા દલપતરામ એ નવઅવતારિણી સરસ્વતીની પ્રાતઃઆરતી સમાં પ્રભાતકાવ્યો રચતા હતા. ૧૮૫૯ થી ૧૯૦૭—લગભગ અર્ધી સદીભર માનાં ધાવણ જેવાં દૂધ પાઈ પાઈ એ વાંચનમાળાએ ગુજરાતની નવપ્રજાને ઘડી. એ વાંચનમાળા ને એ શારદાપીઠો પણ પ્રજામાનસના પ્રશાન્ત યુગપલટા જ હતા; એમણે પછી માનસિક બળવા જગાડ્યા.

ખરેખર! ગુજરાતે ને ભારતવર્ષે '૫૭ ને '૫૮ની સાલો બળવાની સંવત્સરો હતાં.

'૫૭–'૫૮ માં ઐતિહાસિક પ્રસંગો બન્યા. ગુર્જર-પાટનગરીએ દલપતરામ એ ઉભય મહાપ્રસંગોના કવીશ્વર હતા. પ્રજાના એ મહાપ્રસંગો સ્હમજશે તે ફાર્બસને ઓળખશે, દલપતરામને ઓળખશે; દેશભક્તિ ને રાજ-ભક્તિના વ્હેવારના દલપતસમન્વયને ઓળખશે.

The Indian Mutiny is a geographical truth and a historical misnomer.

The Indian Mutiny=હિન્દમાંનો બળવો એ ભૂગોળ સાચી છે. વેલૂર કે મણિપુરનું બંડ–એક ગામ કે એક પ્રાન્ત કે એક ભાગમાંનું બંડ તે પણ, ભૌગોલિક દૃષ્ટિએ, હિન્દમાંનું બંડ કહેવાય.

The Indian Mutiny=હિન્દનો બળવો એ સાચો ઈતિહાસ નથી, ઈતિહાસભ્રમ છે.

એ ઇતિહાસભ્રમે હિન્દબ્રિટનની મહાપ્રજાઓમાં પરસ્પરે અણવિશ્વાસો વાવ્યાઉછેર્યાં; બળવો શબ્દે સમસ્ત હિન્દને Arms Act ની સજા કરાવી, ચિરસ્થાયી અન્યાય

## પ્રકરણ ૯ મું, ’પ૭નો બળવો

અને પછી ૧૮૫૭–૫૮માં ભારતવર્ષમાં મહાપ્રસંગો બન્યા, જેમણે દલપતરામની એક માનસદિશા ઘડી અને ભારતીય પ્રજાનાં ભવિષ્ય ઘડ્યાં.

’૫૭–’૫૮માં કાળની એરણ ઉપર પડતા વિશ્વકર્માના હથોડા નવદુનિયાં ને નવઇતિહાસ સરજતા હતા. દેવતીર્થ ઋષિમુનિઓના ગંગાઘાટ ત્યહારે ગાજી ઉઠ્યા.

પ્રજાભક્તિની એક પાંખ દલપતરામને પ્રગટી હતી; રાજભક્તિની બીજી પાખ પછી દલપતરામને પ્રગટી બ્રહ્માની પુત્રીનો હંસ બેપંખાળો સમતોલ થયો.

ધણુણુણુ ધડિમ, ધણુણુણુ ધડિમઃ પાટનગરી દિલ્લીના કોટ કાંગરા ને કિલ્લો, કાશ્મીર દરવાજો ચાદની ચોક ને જુમા મસ્જિદ, તોપોના ગગનધડાકાથી ધણધણ્યાં. કાળનો કમ્પ કહેવાતો ’૫૭નો બળવો ફાટી નીકળ્યો.

પેલું ઇતિહાસનું આશ્ચર્ય—વેપારી કંપનીનું મહારાજ્ય બળવાએ ઉથલાવી નાંખ્યું; બ્રિટનના રાજવીને હિન્દના રાજવીપદે સ્થાપ્યા, હિન્દને હિન્દનો મેગ્ના કાર્ટા અપાવ્યો, અને એમ તોપોના ધડાકે બળવાએ હિન્દનાં ભવિષ્ય ઘડ્યા.

ગુજરાતમાં ત્યહારે ટનનન ટન્ ટંન્–ટનનન ટંન્ ટંન, નવયુગની પ્રાતઃઆરતીના સમી, સાહિત્યઘંટડીઓ વાગતી હતી. ’૫૭મા કલકત્તા મદ્રાસ મુંબઈમાં શારદાપીઠો સ્થપાઇ; અને ’૫૮માં ગુજરાતના સાહિત્યસપ્તર્ષિઓ

તો ત્હારે ઉત્તરાર્ધમાં–ઉત્તરહિન્દમાં બળવો ક્ય્હાં ક્ય્હાં સળગતો હતો, ને ક્ય્હાં ક્ય્હાં સળગતો ન હતો ?

પૂર્વે આસામમાં ને બ્રહ્મદેશમાં બળવો ન હતો; ઉત્તરે નેપાળમાં પંજાબમાં પેશાવરમાં કાશ્મીરમાં બળવો ન હતો; પશ્ચિમે સિન્ધમાં કચ્છમાં કે ગુજરાતમાં બળવો ન હતો; મધ્યદેશે રાજસ્થાનમાં બળવો ન હતો.

ત્હારે ’૫૭નો બળવો હતો ક્ય્હાં ક્ય્હાં ?

(’૫૭નો બળવો હતો દિલ્લીકાનપુરથી ગંગાદ્વાર પર્યન્ત; ત્હારના ઉત્તરબંગાળામાં ને અત્ય્હારના સંયુક્તપ્રાન્તોમાં.)

સિકન્દર ને ચન્દ્રગુપ્તના યુગનો પ્રાચીન ગ્રીકશબ્દ એ પ્રદેશનું નામ ઉચ્ચારે છે: Gangederia. ’૫૭નો બળવો ગંગાપ્રદેશનો બળવો હતો.

મીરત કાનપુર દિલ્લી લખનોર જ્હાંસી બળવાનાં મથકો હતાં. બળવાની અગ્નિઝાળો ત્હાં હતી, ડુંગરના દવ ત્ય્હાં બળતા’તા. હિસાર નસીરાબાદ નીમચ કાલ્પી દીનાપુર બરાકપુરમાં બળવાના તણખા ઉડતાપડતા.

‘Between Delhi & Patna there were an immense number of sepoy regiments......It was within this region that the British were at death-grips with the Sepoys.’

અને બળવાનાં બળતાં સળગાવવામાં કોણ કોણ શામેલ હતા ? ને કોણ કોણ શામેલ ન હતા ?

બળવામાં મદ્રાસીઓ ન હતા, માઇસોરીઓ ન હતા, કર્ણાટકીઓ ન હતા, મહારાષ્ટ્રીઓ ન હતા, નેઝામીઓ ન

કરાવ્યો, હિંદુ ઈસ્લામી ઇંગ્રેજ–સૌના હૈયામા કાળપીડતા હૈયાડખ માર્યાં પ્રજાઓ વચ્ચે વૈમનસ્યના વિષ રોપતો એ ઈતિહાસભ્રમ ઇતિહાસગ્રન્થોમાથી ને પ્રજાહૈયામાથી ભૂંસાય ત્હેમા હિંદબ્રિટનનુ કલ્યાણ છે.)

ડાન્યુબકાંઠો બડ કરે ત્હેને ઈતિહાસકારો યુરોપનો બળવો કહે; કે સીનકાંઠો બડ કરે તેને ફ્રાન્સનો બળવો કહે, કે ટેમ્સકાંઠો બડ કરે ત્હેને બ્રિટનનો બળવો કહે તો તે ઇતિ+હ+આસ— આમ ખરેખર ! હતું—એવુ કહેવાય ? એ તે ઇતિહાસ કે ઇતિહાસભ્રમ ?

'પ૭નો બળવો હિન્દમાંનો બળવો હતો, હિન્દનો બળવો ન હતો

તો પ્રથમ પગલે સ્હમજવાનો પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે 'પ૭નો બળવો હિન્દમા ક્ય્હા ક્ય્હા હતો ? ને ક્ય્હા ક્ય્હા ન હતો ?

દક્ષિણહિન્દમા બળવો હતો જ નહિ ' South of the Narmada there was no outbreak ×

દક્ષિણાર્ધમા ત્ય્હારે અ ગારો યે પ્રજળનો ન હતો

× A Short History of the British in India, by Arthur D Innes sometime Scholar of Oriel College, Oxford એ નામના ૨૦મી સદીના આદિમા–૧૯૦૨મા છપાયેલા ઓક્ષફર્ડવિદ્વાનલખ્યા ઇતિહાસગ્રન્થને આધારે આ પ્રકરણનો પૂર્વાર્ધનો હકીકતભાગ લખાયેલો છે અને સર હેનરી લોરેન્સનો આ પ્રકરણમાંનો કથાભાગ Kaye s Lives of Indian Officers, Vol II માના સર હેનરી લોરેન્સના વિસ્તારી જીવનવૃત્તને આધારે છે એ અવતરણો પણ–ઘણાખરા–એ બે ગ્રન્થોમાથી છે

તો ત્‍હારે ઉત્તરાર્ધમા-ઉત્તરહિન્દમાં બળવો ક્ય્હાં ક્ય્હાં સળગતો હતો, ને ક્ય્હાં ક્ય્હાં સળગતો ન હતો ?

પૂર્વે આસામમાં ને બ્રહ્મદેશમાં બળવો ન હતો; ઉત્તરે નેપાળમા પંજાબમાં પેશાવરમા કાશ્મીરમા બળવો ન હતો, પશ્ચિમે સિન્ધમાં કચ્છમાં કે ગુજરાતમાં બળવો ન હતો; મધ્યદેશે રાજસ્થાનમા બળવો ન હતો.

ત્‍હારે ગ્પાઢનો બળવો હતો ક્ય્હાં ક્ય્હા ?

(ગ્પાઢનો બળવો હતો દિલ્લીકાનપુરથી ગગાદ્વાર પર્યન્ત, ત્‍હારના ઉત્તરબગાળામા ને અત્‍યારના સયુક્તપ્રાન્તોમા)

સિકન્દર ને ચન્દ્રગુપ્તના યુગનો પ્રાચીન ગ્રીકશબ્દ એ પ્રદેશનુ નામ ઉચ્ચારે છે Gangedena ગ્પાઢનો બળવો ગંગાપ્રદેશનો બળવો હતો

મીરત કાનપુર દિલ્લી લખનોર જ્હાસી બળવાનાં મથકો હતા. બળવાની અગ્નિઝાળો ત્‍હા હતી, ડુગરના દવ ત્‍હા બળતા'તા હિસાર નસીરાબાદ નીમચ કાલ્પી દીનાપુર બરાકપુરમા બળવાના તણખા ઉડતાપડતા.

'Between Delhi & Patna there were an immense number of sepoy regiments It was within this region that the British were at death-grips with the Sepoys'

અને બળવાના બળતા સળગાવવામા કોણુ કોણુ શામેલ હતા ? ને કોણુ કોણુ શામેલ ન હતા ?

બળવામાં મદ્રાસીઓ ન હતા, માઇસોરીઓ ન હતા, કર્ણાટકીઓ ન હતા, મહારાષ્ટ્રીઓ ન હતા, નૈઝામીઓ ન

હતા, ગુજરાતીઓ ન હતા, રજપૂતો ન હતા, સિન્ધીઓ ન હતા, પેશાવરીઓ ન હતા, શીખો ન હતા, કાશ્મીરીઓ ન હતા, આસામીઓ ન હતા. બ્રાહ્મીઓ ન હતા.

૫૭નો બળવો હિન્દુઓનો ય ન હતો, કે હિન્દીઓનો યે ન હતો.

ત્હારે બળવામાં હતા કોણ કોણ?

કંપની સરકારે અંગત દૂભવ્યાં હતાં એ બળવાનાં અગ્રણીઓ હતાં. અયોધ્યા ને દિલ્લી પ્રાન્તોના ઇસ્લામીઓ બળવામાં હતા; ગ્વાલિયરઝાંસીના મરાઠાઓ બળવામાં હતા; લોર્ડ ડેલહાઉસીએ ખાલસા કીધાં હતાં તે રાજ્યપ્રદેશોના દિલદૂભાયેલા રાજવારસો બળવાના સેનાધિપતિઓ હતા.

બળવામાં નિઝામ ન હતા, ગાયકવાડ ન હતા, હોલ્કર ન હતા, સિન્ધિયા ન હતા, ઉદેપુર જોધપુર જયપુર ભરતપુર ન હતા, ભોપાળ કે ભાવલપુર ન હતા, પતિયાળા કે કાશ્મીર ન હતા. 'Of the reigning Princes none associated with the Revolt.'

'અને બળવામાં હિન્દી પ્રજા શામેલ હતી?' 'Except in Oudh, the Indian people did not join the mutinous sepoys.' (*Marsden's History of India*)

અયોધ્યાનાં બેગમ, ઝાંસીનાં રાણી, નાના સાહેબ, અને પટણાની સમીપે દીનાપુરમાં બળવો સળગ્યો ત્હારે જગદીશપુરના રાજા નિજનિજના થાનકના સેનાપતિઓ હતા. ડેલહાઉસીની રાજનીતિથી એ સહુ હારેલાં ને

ઝૂભાયેલાં હતાં. તાતિયા ટોપી, 'The ablest leader the mutineers produced,' ગ્વાલિયરલશ્કરના સેનાધિપતિ હતા; અને એ લશ્કરે નાના સાહેબ પ્રત્યેની પેશ્વાભક્તિથી બંડ કીધું હતું.

સહુસહુનાં દુઃખો દિલમાં ભારેલાં હતાં. એ હૈયાભારેલા રોષના નિરનિરાળા ભડકાઓ ઠામઠામ ભડભડતા હતા. શ્મશાનભરતી ચિત્તાઓની ચારીઓ મ્હોટી હતી, મહાવનઆળતો એકત્રિત દેશનો એ દાવાનળ ન હતો. બળવાપક્ષની એક રાજનીતિ કે એક રાજમન્ત્રણા ન હતી; સૌનો સર્વોપરી કો રાજદંડધારી યે ન હતો.

'Nor was there any recognized head, or any clearly defined policy.'

૧૦મી મેએ મીરઠની પલટણોએ બળવો કીધો, ૧૧મીએ સ્હવારે દિલ્હી જઇ પાટનગરીને સળગાવી, અને બહાદુરશાહને હિન્દના બાદશાહ પોકાર્યા. કેટલેક પખવાડિયે પછી ગ્વાલિયરની પલટણોએ બળવો કીધો; ખુદ સિન્ધિયા રાજ્યપાર જતા રહ્યા, તાતિયા ટોપીએ નાના સાહેબને પેશ્વા જાહેર કીધા. હિન્દુમુસલમાન બળવાપક્ષોએ એ ગંભીર ભૂલો કીધી; જીત્યા પહેલાં વહેંચવા બેઠા. જીત્યા હોત તો પછી પેશ્વા ને બાદશાહનાં જુદ્ધ જામતને કે દિલ્હીનું સિંહાસન તે પેશ્વાનું કે પાદશાહનું?

સહુ બળવાવાળાઓનો નિરનિરાળો બળવો કંપની સરકારની ત્ય્હારની રાજનીતિ સ્હામે ને કંપનીનું રાજ ઉથલાવી પાડવાને હતો એ નિર્વિવાદ ઈતિહાસ છે; અને પાંડનો બળવો સમસ્ત હિન્દનો ન્હોતો કે દેશસ્વતન્ત્રતા કાજે

રણરંગે રહેલા એકલક્ષ્ય પ્રજાનેતાઓનો ન્ડોતો એ પણ એટલો જ નિસન્દેહ ઇતિહાસ છે

(બળવે ચ્હડી હતી એથી અધિકી દેશી પલટણો ઇંગ્રેજોને પડખે ઉભી લ્હડી હતી. કેટલીક બળવો કરતી પલ્ટનોએ અમલદારોને ઉગારી લીધા હતા. પેશાવરી પઠાણો, પંજાબના શીખો, નેપાળના ગુરખાઓએ સહાય કારી પલ્ટનો મોકલાવી હતી ('૫૭નો બળવો બધા સીપાઈઓનો બળવો ન હતો)

ઐતિહાસિક ગુનેહગારી સમી કંપની સરકારની પણ બે ત્રણ ગંભીર ગફલતો થઈ હતી

પ્રથમ તો એ કે 'The authorities almost with out exception, appear to have been totally unconscious of the thinness of ice on which they stood' 'એક માત્ર પેલો અર્બુદાચળનો ફારબસમિત્ર 'Henry Lawrence was awake to the danger' પણ ગુજરાતે જેમ ફારબસને લોકહિત લખતી કલમ સરકારના હુકમે પડતી મૂકવી પડી હતી તેમ ડેલા હાઉસીના સમયથી એ ઉઘાડઆખાળો હેનરી લૉરેન્સ કલકત્તા સરકારની ખફગીમા હતો 'Except in Lucknow no precaution had been taken' હેનરી લૉરેન્સની દીર્ઘદૃષ્ટિ ને કાર્યદક્ષતાને પરિણામે લખનોર રેસીડેન્સીનો ઘેરો ટક્યો, નભ્યો, ને પ્રલમ્બાયો હતો

કંપની સરકાર ત્હારે જાણે ઉંઘતી હતી જગત ઇતિહાસ બોલે છે કે પ્રજાલાગણીઓની અજ્ઞાનતા અને અવહેલનાને કારણે અનેક રાજપલટા થયા છે '૫૭નો

બળવો પણ ઇતિહાસશાસ્ત્રના કાળસિદ્ધાન્તોનું પરિણામ હતું.

ઇગ્રેજ ઇતિહાસકારો કંપની સરકારની બીજી ભૂલ એ કહે છે કે સંગ્રામનિષ્ણાતોએ સ્થાપેલું હિન્દમાંની ઇંગ્રેજસેના ને હિન્દીસેનાનું સપ્રમાણ ડેલહાઉસિએ ઉલંઘ્યું હતું. ૧ સોલ્જરે ૪ સિપાઇનું સંપ્રમાણ ત્ય્હારે ઓછામાં ઓછું ગણાતું; ૧ સોલ્જરે ૩ સિપાઇનું સંપ્રમાણ 'Anything but excessive' મનાતું. ૨૪૦૦૦૦ હિન્દી લશ્કરિયાઓમાંથી લોર્ડ હાર્ડિન્જે ૨૦ ટકા—૫૦૦૦૦ કમી કીધા હતા; ખાલસા કીધેલા નવા પ્રાન્તોમાં મોકલવાને ડેલહાઉસિએ પાછા ૪૩૦૦૦ વધાર્યા હતા. ઉપરાન્ત ક્રીમિયામાંના ને ઈરાનમાંના સંગ્રામોમાં ઇંગ્લાંડની સરકારે અમુક ઇંગ્રેજ લશ્કરને બોલાવી લીધું હતું. પરિણામે 'In 1856 the ratio of British soldiers to sepoys was no more than one to five.'

અને ડેલહાઉસીના ઉત્તરાધિકારી લોર્ડ કેનિંગે આ અરસામાં બે રાજભૂલો કીધી. 'The first was before the Mutiny: The General Service Enlistment Act.' અને બીજી બળવા દરમિયાન કીધી: 'The second was the proclamation in 1858 directed against the Oudh Talukdars. Virtually it declared them all to be rebels, and their estates forfeit' જીત્યા પહેલાં લોર્ડ કેનીંગે સજા ઉચ્ચારી. એ સહુ તાલુકદારો બળવાવાળા ન હતા. પણ 'The proclamation at last turned them into really active rebels.' લખનોર

છેવટનુ જીતતા અને અયોધ્યા થાળે પડતાં એથી અણધાર્યો વિલબ થયો

ઃ આ બધા ઉપરાન્ત, જાણે દૈવ રૂઠ્યો ન હોય એવી, એક અણકલ્પી આપદપરપરા કપનીને માથે ઉતરી હતી હિન્દી સેનાપતિ એન્સન મે માસની આખરમા કૉગળિયાનો ભોગ થયો પછી જનરલ બર્નાર્ડ સેનાપતિ થયો, તે પણ ૬ઠ્ઠી જૂલાઇએ મરણશરણ થયો પછી જનરલ રીડ સેનાપતિ થયો, જેણે થોડુકમા જ મન્દવાડને કારણે વિલ્સનને અધિકાર સોપ્યો છેવટે સપટેમ્બરમા હિન્દી સેનાધિપતિનું અધિકારપદ લેવાને વિલાયતથી સર કૉલીન કેમ્પબેલ આવ્યો એમ મેથી સપટેમ્બરના પાચ માસમાં કપની સરકારના પાચ સેનાધિપતિઓ બદલાયા આ કારણે કપનીપક્ષે પણ એક યુદ્ધનીતિ ન્હોતી રહી ખરી રીતે ઉભયપક્ષે એ રણસગ્રામ તો સ્થળસ્થળના પૃથક્પૃથક હિન્દી ને ઇગ્રેજ વીરત્વની કથા છે

ત્ય્હારે '૫૭નો બળવો સળગતો રહ્યો કેટલાક પ્રહર ? એ ડુગરદવના ભડકા ભળગતા હતા દશેક માસ, ને છમકલા છમછમતા હતા બારેક માસ

પહેલી ચિનગારી ડમડમના લશ્કરી કારખાનાની પાડોશમા પડી '૫૭ના ફેબ્રવારીમા મુર્શીદાબાદમા, માર્ચ આખરે બરાકપુરમા, અને એપ્રિલ આખરે મીરતમા લશ્કરી પલ્ટણોમા છમકલા થયા મુર્શીદાબાદની ને બરાકપુરની પલ્ટણોને વિખેરી નાખી, અને મીરતમા કેટલાએક લશ્કરીઓને લશ્કરી જેલમા પૂર્યા સત્તાધીશો એમને બળવો માનતા ન્હોતા

[1] 'The outbreak at Mirat and the seizure of Delhi were the beginning of the great revolt.' આખરે ૧૦મી મેએ મીરતમાં લ્હાય લાગી. પલ્ટણી લશ્કરિયાઓએ બળવો પોકાર્યો, ને પછી દિલ્લી પર કૂચ કીધી. વળતી સ્હવારે હિન્દની રાજધાની સળગી ઉઠી, અને કવિબાદશાહ ઝફ્ર-બહાદુરશાહને હિન્દનો બાદશાહ જાહેર કીધો. એ પણ ભૂલ હતી. બાદશાહની બાદશાહતના નવા ઢંઢેરાની જરૂર ન હતી; દિલ્હીના બાદશાહની બાદશાહત હિન્દીઓના હૈયેથી ત્હારે ઉતરી ન હતી. રાજધાની ગઇ તે હિન્દનું હૈયું ને પ્રતિષ્ઠા ગયાં જેવું કંપનીને થયું. એમ પૂરબહારમાં બળવો મંડાણો. પછી તો સારા ભરતખંડે જાણ્યું કે બળવો ફાટી નીકળ્યો છે.

૩૦મી મેની રાત્રીએ લખનોરમાં ભડકો થયો. અને પછી 'Between May 30th and June 14th nearly every regiment from Delhi to Benares mutinied.'

પછી કંપનીએ એ ડુંગરદવને ઘેરવા માંડયાં. ૧૬મી જુલાઈએ હેવલોકે કાનપૂર પાછું લીધું; ૨૨મી સપટેમ્બરે કંપનીએ દિલ્લી સર કીધું; અને ૨૫ મીએ હેવલોક ને ઑટ્રામે લખનોર રેસીડેન્સીમાં પ્રવેશ કીધો. એમ ફેલાતી આગ કંપનીએ કાબૂમાં આણી.

લખનોર છેવટનું જીતાયું '૫૮ના માર્ચમાં. પણ એ વિલંબનું વિશેષ કારણ હતું. ૩જી એપ્રિલે જહાંસી શહેર જીતાયું, ને ૪થીએ વીરમૂર્તિ જોબનજોધ મહારાણી લક્ષ્મીબાઇએ કીલ્લો ખાલી કરી કેસરિયાં કીધાં. 'Thus with

Lucknow and Jhansi both captured by early April (1858) the war was practically over '

આમ '૫૭ના મેની ૧૦મીથી '૫૮ના એપ્રિલની ૪થી સૂધીના પૂરા અગિયાર માસનો એ બળવો ન હતો અને એની મધ્યવર્તી મહાઝાળો તો અપ્રતિબદ્ધ ઉછળતી હતી ૧૦મી મેથી ૨૫મી સપટેમ્બર સૂધી-પૂરા સ્હાડા ચાર માસ એ પાચ માસ સમસ્ત દેશમા સરકારહુકમથી સમાચારપત્રો બધા બધ હતા, ને બુદ્ધિપ્રકાશે બન્ધ હતું )

કાશીમા બળવો જાગ્યો હતો ૪થી જૂને ઉત્તર છેડે, અબાલા પાસે, હાસી હિસાર સિરસા સળગ્યા હતા નીમચમા ને નસીરાબાદમા તણખા પડ્યા હતા. ગ્વાલિયરમાં લશ્કરે બળવો કીધો ઘણાખરા ઇગ્રેજોને ઉગારી લઈને એમની સગાથે સિન્ધિયા સ્વય આગ્રે ગયા

૮મી જૂને કાનપુરમા બળવો ફાટ્યો હતો, ને ૨૮મી સૂધી કપનીએ હુમલો ઝીલ્યો જૂનમા જ્હાસીના રાણી ને તાતિયા ટોપી ગ્વાલિયર આવ્યા, ને ગ્વાલિયરલશ્કર દારૂખાના સમુ સળગી ઉઠ્યુ ' With the close of June ends the first phase of the revolt '

૩૦મી મેથી લખનોર રેસીડેન્સીને ઘેરો ઘલાયો ને સર હેનરી લોરેન્સ મહી પૂરાયો જમનાની દક્ષિણે કાલ્પીમા પણ બળવાવાળાઓની જમાવટ હતી છેલ્લુ છમકલુ જૂલાઇ માસમા પ્રાચીન પાટલીપુત્રની સમીપે દીનાપુરમા થયું.

બળવો સળગ્યો ત્હારે હેવલોક ને ઑટ્રામ ઇરાનમા હતા. હેવલોક ઇરાનમાથી જૂનમા હિન્દ આવ્યો, ઑટ્રામ ઑગસ્ટમા આવ્યો. અલાહબાદથી કૂચ માડીને હેવલોકે

૧૬મી જૂલાઇએ કાનપુર લીધું. ઍટ્રામહૅવલૉકનો સંગમ થયા પછી ૨૫મી સપટેમ્બરે એમણે લખનૅાર રેસીડેન્સીને નિર્ભય કીધી. એવામાં કેનીંગનું જાહેરનામું પ્રગટ થયું, જાહેરનામાથી અયોધ્યા પ્રાન્તના તાલુકદારો વિફર્યાં, પછી સંગ્રામ લ્હાં લંબાયો. કેનીંગની એ રાજકીય ભૂલ હતી. એથી બળતામાં ઇન્ધન પડ્યાં, અયોધ્યા પ્રાન્ત સળગતો રહ્યો. '૫૮ના માર્ચમાં આખરે લખનૅાર જીતાયુ ને પ્રાન્ત થાળે પડ્યો.

દરમિયાન ૧૨મી જૂને અંબાલાની પલ્ટણોએ દિલ્હી-નગરની બહાર ધાર માથે મોરચા માંડ્યા હતા. પંજાબની શીખ પલ્ટણો ને કાશ્મીરની ડોંગરા પલ્ટણોની જ્હોન લૉરેન્સે એમને કુમક મોકલાવી. ૬ઠ્ઠી સપટેમ્બરે ઘેરાનું તોપખાનુ આવ્યું. દિલ્હીના કોટ કોઠા ને દરવાજા વચ્ચે સુરંગો ખોદાઈ. ૧૪મીએ દિલ્હીનો હલ્લો મંડાયો ને શેરીશેરીમાં પગલે ને ડગલે સંગ્રામ ખેલાયો. બાદશાહતનો એકએક સ્તંભ પહાડ સમો હતો. ઝફરે હિન્દપ્રખ્યાત ચન્દરોઝની ગઝલ ગાઇ. પગલુ પગલું આગળ ભરતાં ભરતાં અઠવાડિયે કંપનીએ દિલ્હી પાછું સર કીધું. ૨૧મીએ બાદશાહ પકડાયા, ૨૨મીએ દિલ્લીનગર જીતાઇ રહ્યું, કિલ્લા ઉપર કંપનીનો વાવટો ફરકયો, મુગલાઇ આખરની કાળભરતીમા ડૂબી ગઇ.

સર હ્યૂ રોઝ જ્હાસી ભણી સ્હડ્યો હતો. ૩જી એપ્રિલે ત્હેણે શહેર જીત્યુ, ૪થીએ કિલ્લો જીત્યો. વીરત્વમૂર્તિ લક્ષ્મીબાઈ રણચિતામા હોમાયે હિન્દે જાણ્યુ કે બળવો હોલવાયો.

પછી રહ્યાંસહ્યા છમકલાં બૂઝાવાયા.

તૂટેલી માળાના વેરાયેલા મણકા સમા બળવાના સેનાનીઓ વિખેરાઈ ગયા. ઘણાકે તો પરાજ્યવૈરાગ્ય પામી સાધુફકીર થઈ મન્દિરમસ્જિદો વસાવ્યાં. ત્રીસેક વર્ષ પછી પારસીકવિ મલબારીએ શોકગીત ગાયું કે

સગાં દીઠાં મ્હેં શાહઆલમનાં શેરી શેરી ભીખ માગતાં.

આલમનો અમર બાદશાહ શ્રી હરિ છે. અને શ્રી હરિનાં સાચાં સગાંઓ સન્તો સાંઇઓ પ્રેરિતો ભિક્ખુઓ, પેલા કલન્દરોના જેવા, રાજકુમાર બુદ્ધ ભગવાનના સમા, સદા ભિક્ષાવિહારીઓ છે.

બળવામીમાસાનો મૂળપ્રશ્ન સહુ કોને થાય કે આ અધી પૃથક્ પૃથક્ ગંગાઝાળો સળગી હતી શા કારણે ?

બળવાનું એક કારણ નથી, કારણમાળા છે. એ કારણ-માળાનો સારસરવાળો એક છે કે 'કંપની સરકારની રાજભૂલોની સ્હામે '૫૭નો બળવો હતો.

ખરાંખોટાં, ન્હાનાંમ્હોટાં, બળવાનાં કારણોની હારમાળા છે.

'હિન્દુઇસ્લામીનુ ધર્મઝનૂન સ્હમજી શકશે નહિ ત્હેમની બુદ્ધિ હિન્દવી રાજનીતિના મૂળાક્ષરો પણ ભણી શકશે નહિ.'

'Even in the long ago days of the Vellur Mutiny, suspicion had been rife that British intended to force Christianity on their native subjects '

અને એવા વાતાવરણના અવસરમાં એક સરકારી અન્યાય થયો. હિન્દી લશ્કરમાં પૂરબિયા બ્રાહ્મણો ત્ય્હારે ઘણા

હતા. લશ્કરની ભરતી ત્હારે એ શરતે થતી કે,અમુક પલ્ટણો સિવાયનાને, હિન્દ બહાર નોકરીએ જવાનું નહિ: 'By the terms of enlistment, they (the Sepoys) might not be called upon to serve outside India.' પછી બ્રહ્મદેશનું યુદ્ધ જાગ્યું. કંપની સરકારે ભરતીની શરત વિરૂદ્ધ કેટલીક પલ્ટણોને બ્રહ્મદેશ જવાનો હુકમ કહાડ્યો. એક પલ્ટણે જવાની ના પાડી. એ ઘડીએ તો પલ્ટનની સાચી વાત માન્ય રહી, પણ સત્તાધીશો એ વિરોધ વીસર્યા નહિ. લોર્ડ કેનીંગે નવો કાયદો કીધો. 'Lord Canning issued the General Service Enlistment Act under which all recruits for the Bengal Army were in future to be liable for general as well as home service.' પરદેશગમનનો સાંસારિક સંગ્રામ આમ કંપની સરકારે સેનાનીઓ સંગાથે માંડ્યો, ને ખરીખોટી ધાર્મિક ભાવનામાં કેનીંગે હસ્તક્ષેપ કીધો. પૂરબિયા બ્રાહ્મણ લશ્કરિયાઓને થયુ કે સરકાર ધર્મભ્રષ્ટ કરવા ધારે છે.

'The blunder which, in defiance of the *terms of enlistment, had ordered Bengal Sepoys* to serve in Burma' એ ઉઘાડો અન્યાય હતો, ગંભીર રાજપ્રકરણી ભૂલ હતી.

અને '' There were always a few British officers who were far too ready to override religious prejudice in their disciplinary regulations.' કંપનીના એવા અમલદારો કંપનીના હિતસ્વીઓ ન હતા.

વળી 'Of recent years missionaries had

been allowed to become more aggressive ' એવા પાદરીઓ યે કંપનીની દુશ્મનાવટ વાવતા ;

ઉપરાન્ત, પગાર પેન્શન પ્રતિષ્ઠાની પીડાવિટંબણાઓ પણ લશ્કરિયાઓને ન્હોતી એમ નહિ સર હેનરી લૉરેન્સના શબ્દો સાળળિયે ' Jemadar s pay, though he is a commissioned officer, second in rank to the highest is only 24 rupees a month while the average age of Jemadars in the Bengal Army is not less than fifty ' પચ્ચાસની વયે જમાદારને ૨૪નો પગાર ત્હારે મળતો ' The pension rules are perhaps the greatest of all the grievances ' એક વર્ષનો રક્તપીતિયો ને નવ માસનો લગડો પેન્શનને માટે નાલાયક ને નોકરીને માટે લાયક ગણાયાના સર હેનરીએ લશ્કરી દૃષ્ટાન્તો વર્ણવ્યા છે ' Our arrogation to ourselves of all authority and all emoluments ' ત્હારના અસન્તોષનુ સર હેનરી એ પણ કારણ ગણાવે છે. મિ કાનીમ એક અન્ય કારણ ઉમેરે છે ' The tone of superiority adopted by the pucka civilians '

પલ્ટણોમા આ ગન્ધક પથરાયેલો હતો, નવા કારતુસોના પ્રસંગે એમા કોલસાકણીઓ નાખી, ને ગન્ધકનો દારૂ કીધો નવી ઢબની એન્સફિલ્ડ રાઇફલ ત્હારે લશ્કરમા દાખલ કરવાની હતી, ને બન્દૂકનાળમા ભરતા પૂર્વે એની કારતુસને દાતે કઇક કરડવાની હતી 'At the beginning of January—before a single cartridge had been issued a lowcaste employee at the Dumdum fa-

-ctory, quarrelling with a high class sepoy, threatened him with impending loss of caste,...... because, he said, cow's fat & pig's fat were being used in the manufacture of the new cartridges ' બસ, આખર થઈ. હિન્દુઓ ગાયને પવિત્ર માને છે, ઇસ્લામીઓ સુવરને અપવિત્ર માને છે. કોઇએ તપાસ કાંઈ કરી નહિ. સરકારી કારખાનાનો ભીતરિયો બોલ્યો, ખોટું કેમ હોય ? વા વાત લઈ ગયો, ને લશ્કરિયાઓની બરાકોમાં કહી આવ્યો.

મુગલાઈની ને પેશ્વાઈની પુનઃસ્થાપનાના અભિલાષીઓએ પછી કંપનીની ભૂલોનો લાભયોગ સાધ્યો. મિ. ઈનીસ કહે છે: ' There was a definite Mussulman plot to foment a general mutiny as a means to a Mogul restoration ' ' Intrigues of the Mogul party played insidiously on the fears ' of the Sepoys ' The heir of the late Peshva,...from his Jageer at Bithur near Cawnpur '—નાનાસાહેબ પણ પોતાની રમત રમતા હતા.

એમ બાદશાહ પેશ્વા ને કંપની સરકાર નિજનિજની રાજશેતરંજ ખેલતા.

દૂભાયેલા સેનાનીઓ બળવો કરે, પણ બળવાના સેનાપતિઓ થાય કોણ ? ઇતિહાસ કહે છે કે એ સમરસુરકેલી રહી ન હતી. લોર્ડ ડેલહાઉસીની ખાલસાની રાજનીતિ બળવાવાળાઓને કાજે સેનાપતિઓ સરજી ગઈ હતી.

બળવાના એક કારણરૂપ એ ખાલસાની રાજનીતિ શી હતી ?

બળવો શરૂ થયે દેશમાં રાજદરબારો ભરાયા ને રાજસ્થાનોને દત્તકહકની સણુદો અપાઇ; રાજદરબારમાં મહારાણીજીએ અભયવચન ઉચ્ચાર્યું—ને પછી પાળ્યું—કે હિન્દમા રાજ્યવિસ્તારનો અમારો લેશે આશય નથી. એ બન્ને રાજકથાઓ કહે છે કે ડેલહાઉસીની ખાલસાની રાજનીતિ બળવાનુ એક કારણ હતી.

પ્રાચિન કાળથી નિઃસન્તાન હિન્દુપિતાનો દત્તક લેવાનો હિન્દુધર્મશાસ્ત્રમા હક્ક ને ધર્મ છે ડેલહાઉસીએ કહ્યુ સરકારપરવાનગી સિવાય નિ સન્તાન રાજવીથી દત્તક નહિ લેવાય અને દત્તકની પરવાનગી માગતા ત્હેમને ઘણું-ખરૂં નકારો ભણાતો ને ખાલસાનો હુકમ થતો. પૂર્વઇતિહાસોમા આવા રાજદશાતો ન્હોતાં એમ નહિ. ડેલહાઉસીની ભૂલ એ હતી કે 'His predecessors had acted on the general principle of avoiding annexation if it could be avoided, Delhousie acted on the general principle of annexing if he could do so legitimately' ડેલહાઉસીરાજનીતિનો ત્હારનો વિરોધી સર જ્યોર્જ કહાક', 'One of the ablest administrators in India, relied on the injustice of acting upon a plea technically valid, but by custom exercised only in exceptional cases' ડેલહાઉસીએ અપવાદને નિયમ કીધો હતો.

કાનપુરમીરઠના લખનૌના ઝ્હાંસીના ગ્વાલિયરના

દીનાપુરના બળવો પોકારતા લશ્કરિયાઓના ડેલહાઉસીની આલસા રાજનીતિથી દાઝેલાંદૂભાયેલાં સેનાપતિઓ હતા. બળવાની મહાઝાળો ત્‍હા ભભૂક્તી બહારની હોળી હોલવાય; હૈયાહોળી હોલવે તે દીર્ઘદ્રષ્ટા રાજપુરુષ

તોફાનના વાવાઝોડામાં ડેલહાઉસીના સુધારા પણ તોફાનના કારણવાયરા મનાયા. રેલ્વેના પાટા નંખાતા હતા તે દેશનાં વજ્રબન્ધ બોલાયા; વીજળીના તાર નંખાતા હતા તે, હવન પછી દૂધની ધારાવાડી કરી સૂતરના તાર ગામ ફરતા બન્ધાય છે એવા, દેશબાધતા જાદૂઈ તાર કહેવાયા.

ગપાટા તે તો ગપાટા જ હતા, ને વાયરા તે કાંઈ વસ્તુસ્થિતિ ન હતી

સર હેનરી લોરેન્સ બળવાનું બીજું પણ એક કારણ ગણાવે છે

પોણોસો વર્ષથી નવનવે સ્વરૂપે ફરીફરીને ચર્ચાય છે એવો એક પ્રશ્ન ત્‍હારે પણ ચર્ચાતો હતો, અને તે દેશી છાપાઓની સ્વતન્ત્રતાનો. સ્વેચ્છાચારી સરમુખ્તિયારો, આ દેશે કે પરદેશે, સ્વતન્ત્ર છાપાના તેમ સ્વતન્ત્ર ટીકાપ્રસિદ્ધિના વિરોધીઓ હોયછે. મુસ્સોલિનિ હો, હિટલર હો, કે લેનીન હો: સહુની એ કથા ઇતિહાસકાર ઇનીસ ડેલહાઉસી વિશે લખે છે કે 'He was a complete autocrat, little disposed to show consideration for the susceptibility of others, and tolerated nothing that savoured of opposition to his will' સિન્ધવિજેતા હિન્દી સેનાધિપતિ નેપિયરને ને ડેલહાઉસીને અથડામણ થઈ, સેનાધિપતિને રાજીનામું આપવું પડ્યું. 'Over such a man as Henry

Lawrence he asserted his authority with an absence of courtesy & an arrogance of tone which were needlessly galling' એવા જમાનામા દેશી છાપાની સ્વતન્ત્રતાનો પ્રશ્ન ઉઠયો. 'He (Henry Lawrence) was all in favour of a free press He emphatically declared Whatever may be the danger from the native press, I look on it that the papers published in our language are much the most dangerous' The Friend of India નામનુ ત્હારે એક છાપુ નીકળતું. સર હેનરીએ એ ઇંગ્રેજ છાપાના અગ્રલેખોના નમૂના ગણાવ્યા છે. 'On the duty of annexing every Native State, on the imbecility, if not wickedness, of allowing a single Jageer, and of preaching the Gospel, even by commanding officers'

વંટોળથી ધૂળ ઉડે, ને ધૂળના રજકણોની પછી આંધી રચાય. આંધી ન્હડયે પછી અન્ધારૂં પ્રસરે.

સહુના શિખરરૂપ એક લોકવાયકા ભવિષ્યવાણુરૂપે ત્હારે બોલાતી એ લોકવાયકાના ઇતિહાસકારો ને ભાગ્યવત્ચાઓ ભાખતા કે તામ્રમુખા ઇંગ્રેજો હનુમાનજીના વશજો છે અશોકવનમા સીતાજીની શોધ હનુમાનજીએ કીધી ત્હારે સીતામાતાએ કપિરાજને વરદાન દીધું હતું કે ત્હમારો વશવેલો એક સૈકાભર ભરતખણ્ડનું રાજ્ય ભોગવશે સીતામાતાનુ એ વરદાન 'પ૭મા પૂરૂં થાય છે. એવા એમના ઇતિહાસ અને ભવિષ્યવાણુ હતા

અઢારયુગમા આગાહી બોલાતી કે ઇસ્લામનું આયુષ્ય સહસ્ર વર્ષનુ છે જગતઈતિહાસે અનેક એવી ભવિષ્યવાણુઓને ખોટી કહી છે

ઈન્ધન ને અગ્નિ વિનાનો ભડકો સાંભળ્યો નથી. પછી અંહી ઘી હોમાય, પવન પંખો નાંખે, ત્યહારે કાળી કરાળી સહસ્રમુખાળી ઝાળો ઉછળે ને લ્હાય લાગે. બળવાનાં સાચાં કારણો ઇન્ધન ને અગ્નિ હતાં; સાચાંખોટાં ધાર્મિક કારણો એમાં હોમાતું આજ્ય હતાં; કાલ્પનિક કારણો એ વાયુ-ઝપાટા હતા. સૌએ મળીને ગંગાનાં વન સળગાવ્યાં.

અમદાવાદમાં નગરશેઠ પ્રેમાભાઈ અને ગુજરાતે મહારાજ ખંડેરાવ ગાયકવાડ દેશના દુર્ગ સમા બળવાની ઝાળના આડકોટ થઈ ઉભા હતા. પંચમહાલના પાદર સૂધી તાતિયા ટોપીનું ઘોડાપૂર આવીને ઉતરી ગયું હતું.

'૫૭ના બળવાની આ મિતાક્ષરી ગાથા. કેટલાકો એને ભારતનો ધરતીકમ્પ કહે છે. ભારતનો ધરતીકમ્પ થાય તો તો હિમાલયનાં શિખરો ડોલે, જળનાં થળ થાય, ને થળનાં જળ થાય. ભગવાન એ દહાડો પ્રજાઓને ન દેખાડે.

અને અન્તિમ પ્રશ્ન—બળવો સફળ થયો કે નિષ્ફળ ગયો ?

કદી ને ક્ય્હાં યે કર્મ વાંઝિયુ નથી. જેટલે અંશે બળવાની નેમ બ્રિટિશ સરકારને ઉથલાવવાની હતી એટલો બળવો નિષ્ફળ નીવડ્યો; જેટલે અંશે બળવાની નેમ કંપની સરકારને ઉથલાવવાની હતી એટલો બળવો સફળ નીવડ્યો. નિજ ઇતિહાસગ્રન્થનો ઉપસંહાર આરંભતાં આરંભ-વાક્યમાં જ ઇતિહાસકાર ઇનીસ લખે છેઃ 'The great Mutiny ended the reign of the East Indian Company.'

બળવાનાં દીર્ઘજીવી સંભારણાં હિન્દી પ્રજાને સારાં ને નરસાં ઉભય મળ્યાં છે.

બળવાને પરિણામે, '૫૭ના એપ્રિલના બુદ્ધિપ્રકાશમાં દલપતરામે આગમ ભાખ્યુ હતું તેમ, રાજપલટો થયો. હિન્દમાં કંપનીનુ મટી રાણીનું રાજ થયું.

બળવાને પરિણામે 'The attitude on the Adoption Question was given up' ઘણાં રાજસ્થાનોને દત્તકહક્કની સનંદો અપાઈ. ખાલસા રાજનીતિમાંથી રાજસ્થાનો નિર્ભય થયાં.

હિન્દના ગવર્નર-જનરલ Viceroy—રાજપ્રતિનિધિ થયા.

ત્ય્હાર સૂધી ગવર્નર-જનરલ અને એના રાજમન્ત્રીઓ દેશના કાયદા ઘડતા. પછી દેશના કાયદા ઘડનારી ધારાસભાઓ બંધપાઈ

'લશ્કરી સુધારા' કરવામાં આવ્યા. પણ એમાં તો ઘણુંખરૂ પેલી કહેવતવાળું થયું કે 'બધા ફેરફારો કાંઈ સુધારા નથી.'

અને સમસ્ત હિન્દને નિઃશસ્ત્ર કરવામાં આવ્યું. ઇતિહાસ આજ પૂછે છે કે સમસ્ત હિન્દે બળવો કીધો ન હતો; સમસ્ત હિન્દને સજા કરવી તે ન્યાય છે ? એમાં દીર્ઘ રાજદૃષ્ટિ:યે નથી કે સાચી સ્વાર્થદૃષ્ટિ યે નથી. એ કાયદો પૃથ્વીની પ્રજાઓમાં બ્રિટિશ સલ્તનતને નબળી પાડે છે, ઇંગ્રેજોનો હૈયે હિન્દીઓ પ્રત્યેનો અણવિશ્વાસ આલેખે છે, હિન્દીઓનાં હૈયામાં ઇંગ્રેજો પ્રત્યેની પ્રતિઅશ્રદ્ધા જન્માવે છે. હિન્દબ્રીટનનાં પરસ્પર શ્રદ્ધાસંકલનમાં

—સંસ્કૃતિઓના સંગમમાં એ કાયદો અન્તરિયાળ પહાડ ચાથરે છે.

ઇતિહાસ વળી પૂછે છે કે હિન્દની પેઠે દક્ષિણઆફ્રિકાના ડચ સંસ્થાનિકોનાં શસ્ત્રો કેમ ઉતરાવી લેવાયાં નહિ ? અને કહે છે કે નથી ઉતરાવાયાં એ રાજડહાપણ હતું; એ રાજડહાપણે પ્રજાઓને પરસ્પર શ્રદ્ધાવન્તી કીધી.

પણ બળવાનું પરમ વરદાન હિન્દને મળ્યું તે તો મહારાણીજીનો ઢંઢેરો. પછી ઓગણીસમી સદીભર હિન્દી મહાસભાના પ્રજાનેતાઓ મહારાણીજીના ઢંઢેરાને હિન્દી પ્રજાનો Magna Carta ભાખતા.

હકુમતપલટાનો રાજઆદેશ ઢંઢેરાએ ઉચ્ચાર્યો; અને બ્રિટિશ રાજવીએ રાજકોલ દીધો કેઃ " અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજધર્મ અમો અવશ્ય માનિયે છીએ તે જ રાજધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવા જોઇએ એવું અમો સમજિયે છીએ; અને ઇશ્વરકૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અન્તઃકરણથી પાળીશું. "

હિન્દી પ્રજાને હૈયાટાઢક થઇ કે બ્રિટિશ ધોરણે હિન્દમાં રાજઅમલ કરવાનુ રાજવચન અપાયુ.

પછી હિન્દી રાજનીતિજ્ઞો ને પ્રજાપ્રોત્સાહકો ઢંઢેરાને બળવાનુ અમૃતફળ ભાખતા.

" અમારી રૈયતની આબાદાની એ જ અમારૂં સામર્થ્ય, તેઓનો સન્તોષ એ જ અમારા રાજ્યની દ્રઢતા, અને તેઓની કૃતજ્ઞતા એ જ અમને ઉત્તમ ફળ છે એવું અમે માનિયે છીએ. " ખરેખર ! મહારાણીનો ઢંઢેરો ઐતિહાસિક રાજલેખ હતો. રાજનીતિશાસ્ત્રને શોભતાં ઢંઢેરાના એ વચનોચ્ચાર છે.

અને આ ’૫૭નું પ્રકરણ પુરૂ કરતા પૂર્વે છેલ્લે નવભણેલાંઓને એક પ્રશ્ન પૂછુ ? શારદાપીઠના સુસન્તાનો ’૫૭ના સવત્સરને બળવાનું જ વર્ષ એક કેમ ભાખે છે ? એમ બોલવે શારદસન્તાનો માતાને વિસારતા નથી ? કલકત્તાની મદ્રાસની મુબઈની શારદાપીઠો ’૫૭મા સ્થપાઇ એ શારદાપીઠોએ પછી યુગ પલટાવી નાખ્યો, બળવાથી યે અધિકા ઈતિહાસો સરજ્યા. દલપતરામ એ નવશારદયજ્ઞના ગુર્જરાચાર્ય હતા

ગગાકાઠો બળવો કરતો હતો, ત્હારે સરકાર શારદાપીઠો સ્થાપતી હતી અનેક દૃષ્ટિએ હિન્દના ઈતિહાસમા ’૫૭ની સાલ તે કાળનો સીમાસ્તભ છે

કાલિન્દીના ઘરા સમો બળવો સહારધરો હતો, એકએક શારદાપીઠ એ એકએક અમૃતસરોવર છે બન્ને યે કાન્તિકારક છે, યુગપલટા સરજે છે, શારદાપીઠ શાન્તિમાર્ગે યુગપલટો સરજે છે બળવાનો નહિ શારદાપીઠનો સારસ્વતમાર્ગ દલપતમાર્ગ હતો જે શૈલીએ શારદાપીઠો નવયુગ સરજે છે, એ સસારશાસ્ત્રની કાળશૈલીએ દલપતરામ નવગુજગત ઘડતા હતા છાપુ, કન્યાશાળા, પુસ્તકશાળા, વાચનમાળા સાત્ત્વિક દલપત આચાર્યની એ ચતુરગી સાત્ત્વિક સૈન્યટૂકડીઓ હતી એ સાધનચતુષ્ટયથી વહેમ અજ્ઞાન દરિદ્રતા અધર્મને દેશપુરોહિત દલપતરામ દેશમાથી ધોતા હતા, નવયુગનો નવજ્ઞાનપ્રકાશ પ્રગટાવતા ને પ્રસરાવતા હતા કવિતા એમનુ પરમ સાધન હતું

સરસ્વતીના સપૂત એમ નિજ કવિતાથી દેશમા સારસ્વત યુગપલટો સરજતા

# પ્રકરણ ૧૦મું, મહારાણીનો ઢંઢેરો

## ઢંઢેરો

વિક્ટોરિયા—ઈશ્વરકૃપાથી ગ્રેટબ્રીટન તથા આયર્લાંડના સંયુક્ત રાજ્યની, તથા એ રાજ્યના તાબામાં યૂરોપ એશિયા આફ્રિકા અમેરિકા ને આસ્ટ્રેલિયા, એ ખંડો મધ્યે જે વસાહતી ને ઉપરાજ્યો છે, તે સર્વની મલિકા મુઆઝમા તથા ધર્મસંરક્ષક.

આજ સૂધી હિન્દુસ્તાન માંહેના મુલકનો રાજકારભાર અમારી વતી આનરેબલ ઈસ્ટ ઈન્ડિયા કંપની ચલાવતી હતી. તે પોતે જ ચલાવવો એવું કેટલાંએક મહત્ત્વનાં કારણોથી પાર્લમેન્ટ સભામાં મળેલા સ્પિરિચ્યૂઅલ તથા ટેમ્પોરલ લોર્ડ અને કોમન એઓની સલાહથી ને અનુમતિથી અમોએ ઠરાવ્યુ છે.

વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવિયે છીએ તથા પ્રસિદ્ધ કરિયે છીયે કે, ઉપરલખ્યા સલાહ ને અનુમતિ લઇને, સદરહુ રાજકારભાર અમોએ અમારા હાથમાં લીધો છે; અને સદરહુ મુલક માંહેની અમારી સર્વ રૈયતને ફરમાવિયે છીએ કે અમારી સાથે તથા અમારા વારસોની સાથે અને અમારા જાયનશીનો સાથે તમોએ ઇમાનથી તથા ખરેખર પ્રજાધર્મ પ્રમાણે ચાલવુ; અને આજ પછી સદરહુ મુલકનો રાજકારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ જે જે વખતે જેની જેની નીમણુક અમો કરિયે, તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

અમો અમારા ઘણા વિશ્વાસુ અને ઘણા પ્યારા મન્ત્રી નવાબ ચાર્લ્સ જહોન વાઈકૌન્ટ કેનીગ સાહેબના ઇમાન તથા યોગ્યતા તથા શહાણપણુ ઉપર પૂર્ણ વિશ્વાસ અને ભરોસો રાખીને તેઓને એટલે સદરહુ વાઇકૌન્ટ કેનીગ સાહેબને સદરહુ મુલકમા અમારા પહેલા વાઇસરોય તથા ગવર્નર-જનરલ ઠરાવિયે છીએ તથા નીમિયે છીએ; અને અમારે નામે સદરહુ મુલકનો રાજકારભાર ચલાવવાને, તેમ જ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીની મારફતે જે જે હુકમ તથા કાયદા તેઓને વખતોવખત અમારે ત્યાથી પહોચે તે પ્રમાણે હરેક બાબતમા અમારે નામે તથા અમારી તરફથી વહીવટ કરવાનો તેઓને અધિકાર આપિયે છીએ.

આનરેબલ ઈસ્ટ ઈન્ડિયા કપનીએ હાલમા જે જે મુલ્કી તથા લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નીમેલા છે તે સર્વને તે તે કામ ઉપર અમે કાયમ કરિયે છીએ આગળ જેવી અમારી મરજી થશે અને જે કાયદા તથા કાનૂન અમે ઠરાવીશુ તે પ્રમાણે ફેરફાર થશે

અમો હિન્દુસ્તાન માહેના રાજારજવાડાઓને જાહેર કરિયે છીએ કે તેઓની સાથે આનરબલ ઈસ્ટ ઈન્ડિયા કપનીએ જે તહનામા તથા કરારનામાં કર્યા હશે, અથવા જે સદરહ કપનીના હુકમથી થયા હશે તે સર્વ અમારે કબૂલ છે, અને અમો બરાબર પાળીશુ તે જ પ્રમાણે રાજારજવાડાઓએ પણ પોતપોતાની તરફથી તે તહનામા તથા કરારનામા પાળવા જોઇએ

અમારૂ જે હાલનુ રાજ્ય છે તે વધારવાને અમોને મુદ્દલ ઈચ્છા નથી અમારા રાજ્યને તથા રાજ્યાધિકારને

ધક્કો પહોચાડવાને કોઈ યત્ન કરશે, તો અમો એને સજા કર્યા વગર રહીશું નહિ; અને તે જ પ્રમાણે બીજાના મુલકને તથા હક્કને ધક્કો પહોચે એવી વાત અમો કદી મંજૂર કરીશું નહિ. જે પ્રમાણે અમો અમારા અધિકાર, અમારો દરજ્જો, અને અમારો મરતબો સંભાળી રાખિયે છીએ તે જ પ્રમાણે હિન્દુસ્તાન માંહેનાં રાજારજવાડાંઓનો અધિકાર તથા દરજ્જો અને મરતબો અમો સંભાળી રાખીશું. રાજારજવાડાંઓની, તેમ જ અમારી રૈયતની, આબાદાની તથા બઢતી થાય એવું અમો ઇચ્છિયે છીએ: અને એ વાત દેશમાં સ્વસ્થતા તથા સારા પ્રકારની રાજ્યવ્યવસ્થા હશે તો જ બનશે.

અમારી બીજી સર્વ રૈયત બાબત જે રાજ્યધર્મ અમો અવશ્ય માનિયે છીએ તે જ રાજ્યધર્મ હિન્દુસ્તાન માંહેના અમારા મુલકની રૈયત બાબત અમોએ પાળવા જોઈએ એવું અમો સમજિયે છીએ; અને ઇશ્વરકૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અન્તઃકરણથી પાળીશુ.

ખ્રીસ્તી ધર્મના ખરાપણા ઉપર અમારો પૂરો વિશ્વાસ છે, અને ધર્મના યોગથી (અન્તરનું) જે સમાધાન થાય છે તે સંભારીને અમો ઇશ્વરનો ઉપકાર માનિયે છીએ. એવું છે; તો પણ ધર્મ સંબંધી જે અમારા વિચાર છે તેનો અમારી રૈયત પાસે સ્વીકાર કરાવવા બાબત સખતી કરવાનો અમને અધિકાર નથી, તેમ તેવી (અમારી) ઇચ્છા પણ નથી. ધર્મ સંબધી વિચારના અથવા આચરણના સબબથી કોઇની તરફદારી થાય નહિ, કોઇને ઈજા થાય નહિ, અને કોઇને દુઃખ થાય નહિ; તે જ પ્રમાણે

કાયદાનો આશ્રય સર્વને સમાન રીતે નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે. અમારા સર્વ અધિકારીઓને અમારી સખ્ત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મ સંબંધી સમજણ અથવા ભક્તિ વિશે તેઓએ કોઇ પ્રકારે હાથ ઘાલવો નહિ; ઘાલશે તો તે તેઓની ઉપર અમારી મોટી ગેરમરજી થશે.

વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમા જે કોઇ વિદ્યાએ કરીને તથા હોશિયારીએ કરીને અને પ્રમાણિકપણે જે જે સરકારી કામો બરાબર ચલાવવાને લાયક હશે, તે તે કામો, અનુકૂળ હશે તે પ્રમાણે, બેફિકરત અને વગરતરફદારીએ તે લોકોને, ન્યાત અથવા ધર્મ ઉપર નજર રાખ્યા વગર, આપવા

બાપદાદાથી ચાલતી આવેલી જમીન ઉપર હિન્દુસ્તાનના લોકોનો પ્યાર છે તે અમેને માલમ છે અને અમારા ધ્યાનમા છે સરકારનુ વ્યાજબી લહેણુ હશે તે લઇને લોકોના જમીન બાબત જે જે હક હશે તે તે તેઓની પાસે સુરક્ષિત રાખવા, અને હરેક બાબતમા કાયદા ઠરાવતી વખતે તથા તે અમલમા લાવતી વખતે હિન્દુસ્તાનમા જે પ્રાચીન હકો તથા વહીવટ તથા રિવાજ ચાલતા આવ્યા હોય તે ઉપર યોગ્ય રીતે નજર રાખવી, એવી અમારી આજ્ઞા છે

રાજ્યના લોભી માણસોએ પોતાના દેશના લોકોને ખોટુંખોટુ સમજાવીને ફસાવ્યા, અને દગો કરવાને પ્રવૃત્ત કીધા, એવા તેઓના કામથી હિન્દુસ્તાનના લોકોને ઈજા અને દુખ પ્રાપ્ત થયા, તેથી અમને ઘણુ દુખ થયુ છે.

દંગો કરનારાઓનો પરાજય કરીને દંગો બેસાડી દીધો, એ ઉપરથી અમારૂં સામર્થ્ય સર્વને જાહેર થયું છે; પણ સદરહુ પ્રમાણે ફસેલા લોકોમાંથી જે પાછા યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે તેઓની ઉપર દયા કરીને તેઓના અપરાધની ક્ષમા કરવી એવી અમારી મરજી છે.

વધારે ખૂનરેજી ન થાય તથા હિન્દુસ્તાન માંહેના અમારા મુલકમાં સ્વસ્થતા વહેલી થાય એવા ઈરાદાથી, એક પ્રાન્તમાં તો અમારા વાઈસરોય તથા ગવર્હનર–જનરલે, આગળ જે દુ:ખકારક દંગા થયા તેમાં જે લોકોએ સરકારની વિરૂદ્ધ ગુનાહ કીધા તેમાંના ઘણાખરા લોકોને કેટલીએક શરતથી ગુનાહની માફી થશે એવી આશા દેખાડી છે; અને જેઓના ગુનાહ માફ કરવા લાયક નહિ હશે તેવા ગુનેહગારોને શી શી સજા થશે તે પણ તેઓએ ઠરાવ્યું છે. સદરહુ તજવીજ અમારા વાઈસરોય અને ગવર્હનર–જનરલે કરી તે અમારે કબૂલમંજૂર છે. અને એ શિવાય વળી અમો જાહેર કરિયે છીએ તે હેઠળ મૂજબ:—

અંગ્રેજ સરકારની રૈયતનાં ખૂન કરવામાં પ્રત્યક્ષ સંબંધ રાખવાની જેની ઉપર સાબીતિ થઈ હોય અથવા થાય, તે ગુનેહગારો ઉપર દયા કરવી એ ન્યાય વિરૂદ્ધ છે; પણ તે સિવાય બાકીના સઘળા ગુનેહગારો ઉપર દયા કરવામાં આવશે.

ખૂની ગુનેહગારોને જે લોકોએ જાણી જોઈ ને આશ્રય આપ્યો હશે, અથવા જેઓ દંગો કરવાને આગેવાન અથવા પ્રવર્તક થયા હશે, તેઓને જીવતદાન સિવાય બીજો કાંઇ દિલાસો દેવાતો નથી; પણ એવા માણસો

સરકારની સાથે બેઈમાન થવાને શા કારણથી પ્રવૃત્ત થયા, તેનો ગુપ્તપણે વિચાર તેઓની ઉપર સજા ઠરાવતી વખતે કરવામાં આવશે. અને મતલબી માણસે ખોટી વાત ઉડાવી હોય તે છેક જ અવિચારથી ખરી માનીને જે લોકોએ ગુનાહ કીધા એવું માલમ પડે તે લોકો બાબત ઘણી જ રહેમનજર રાખવામાં આવશે.

સદરહૂ માણસો સિવાય જે લોક દંગામાં હોય અને લડાઈ કરતા હોય તેઓ જો પોતપોતાને ઘેર પાછા આવીને સ્વસ્થપણે પોતપોતાનો કામધંધો કરવા માંડશે, તો તેઓએ અમારી વિરૂદ્ધ, અમારા રાજ્ય વિરૂદ્ધ, અને અમારા દરજ્જા વિરૂદ્ધ કરેલા સઘળા ગુનાહ વીસરી જઇને કંઇ પણ શરત કર્યો વગર તેઓને માફી તથા ક્ષમા મળશે, એવો અમે આ જાહેરનામાથી દિલાસો આપિયે છીએ.

ગુનાહની માફી તથા મહેરબાની કરવા બાબતના જે નિયમ ઉપર લખ્યા છે તે પ્રમાણે આવતા જાનેવારી મહિનાની ૧ લી તારીખ પહેલા જે ચાલશે તે સર્વને માફીના તથા મહેરબાનીના સદરહૂ ઠરાવ લાગુ કરવા એવી અમારી આજ્ઞા છે.

ઇશ્વરની કૃપાથી જ્યારે હિન્દુસ્થાનમાં સ્વસ્થતા થશે, ત્યારે તો દેશના વ્યાપારધંધાને ઉત્તેજન આપવું, લોકોપયોગી અને લોકોનાં કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને તે દેશમાં રહેનારી અમારી સર્વ રૈયતનું સારૂ થાય એવી રીતે રાજકારભાર ચલાવવો: એવી અમારી અન્તઃકરણેથી ઇચ્છા છે. અમારી રૈયતની આબાદાની એ જ અમારૂં સામર્થ્ય, તેઓનો સન્તોષ એ જ અમારા રાજ્યની દૃઢતા,

અને તેઓની કૃતજ્ઞતા એ જ અમને ઉત્તમ ફળ છે એવું અમે માનિયે છીએ. રૈયતના કલ્યાણ બાબત અમારી જે આ ઈચ્છા છે તે પાર પાડવાને સર્વશક્તિમાન જે પરમેશ્વર તે અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.

(શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઇકૃત મહારાણી શ્રી વિક્ટોરિયાના જીવનચરિત્રમાંથી.)

મહારાણી વિક્ટોરિયાનો આ રાજલેખ. માનવવંશનો ઇતિહાસ કહે છે કે આવા રાજલેખ વિરલા લખાયા હશે. એ રાજલેખ પળાયો હોત તો ભારતનો ઇતિહાસ આજ અનોખો હોત, દલપતફારબસના જીવનમન્ત્રો ઉચ્ચરતા ને અભિલાખતા એવો હોત.

ભારતવાસિની હિન્દી સરકારે એમ બળવાના ભડકા હોલવ્યા, ને ઇંગ્લાંડવાસિની બ્રિટિશ સરકારે એમ બળવાના અંગારા હોલવ્યા.

હિન્દી પ્રજાની પ્રજામહાસભા સ્થપાઈ ત્યહારથી બે દાયકા સૂધી, ઇસ્વી ૧૮૮૫થી ઇસ્વી ૧૯૦૫ પર્યન્ત, હિન્દી પ્રજાનેતાઓ ઢંઢેરાને હિન્દી પ્રજાનો મેગ્ના કાર્ટા ભાખતા. ઢંઢેરો ઉચ્ચારતા ઉચ્ચારતાં, હિન્દી પ્રજાનો મેગ્ના કાર્ટા બોલતાં બોલતાં મહારાણીજી હિન્દને સિંહાસને બેઠાં; અને એ જ તિથિથી હિન્દી પ્રજાને હૈયે બેઠાં. પ્રજાપ્રજાના ઇતિહાસો કહે છે કે પ્રજાના મેગ્ના કાર્ટાઓ અવગણે એ રાજવી પ્રજાના હૈયાંને સિંહાસનેથી ઉતરે; અને પ્રજાના મેગ્ના કાર્ટાઓ ઉચ્ચારે ને સન્માને એ રાજવી પ્રજાના હૈયાંને સિંહાસને બિરાજે. ઇસ્વી ૧૮૫૮માં મહારાણી

વિક્ટોરિયા હિન્દને સિંહાસને માત્ર નહિ; હિન્દી પ્રજાનો મેગ્ના કાર્ટા ઉચ્ચારીને હિન્દી પ્રજાને હૈયે બિરાજ્યાં.

બેસતું વર્ષ હતું, હિન્દીઓનું પર્વ હતું. હિન્દીઓના લોકભાવને સન્માનવાને એ શુભ પર્વે મહોત્સવનું મુહૂર્ત રખાયું હતું. નવમ્હોર્યાં કલકત્તામાં નહિ; ઈસ્લામીઓના અલાહબાદમાં ને હિન્દુઓના પ્રાચીન ત્રિવેણીતીર્થે રાજ-પ્રતિનિધિનો રાજદરબાર ભરાયો. સ્થિરબુદ્ધિ કૅનીંગ ભૂલ કરતો, પણ રાજનીતિજ્ઞ રાજમન્ત્રી હતો. એનો દરબાર હિન્દુ ઇસ્લામી ખ્રીસ્તીનો ત્રિવેણીસંગમ સૂચવતો હતો.

તોપોના ધડાકા, લોકોની મેદની, રાજેન્દ્રોનો સન્તોષ, મહાજનોના મહોત્સવ વચ્ચે કૅનીંગે મહારાણીજીનો ઢંઢેરો વાંચ્યો. દેશભરમાં નગરનગરે દરબારો ભરાયા, અને એ રાજલેખ વંચાયો. પ્રાન્તપ્રાન્તની દેશી ભાષાઓમાં ભાષા-ન્તર કરાવાયાં. તોપગર્જનાઓ બોલતી કે ઇંગ્લાંડનાં રાણીએ કંપની સરકારનો રાજદંડ ધારણ કીધો. આતસ-બાજીઓ છૂટી, કવિજનને ચાલપાઘનો રાજપોષાક અપાયો, જૂના હિન્દી રાજદરબારી રીતરિવાજે એમ સન્માનાયા. જનતાએ જાણ્યું કે કંપનીનું રાજ્ય ગયું અને રાણીનું રાજ્ય થયું. દેશ થાળે પડ્યો. આપણા દલપતે ગાયું કે 'હરખ હવે તું, હિન્દુસ્તાન !' આપણા નર્મદે ગાયું કે 'દેશમાં આનન્દ ભયો, જય જય વિક્ટોરિયા !'

હિન્દી પ્રજાને પ્રજાના હકપત્ર સમો Magna Carta મળ્યો એ ઈતિહાસઉત્સવે મુંબઈમાંની એક જ સભામાં સંગાથે દલપત દેશને હરખવા ઉદ્‌બોધતો, નર્મદ દેશ-વ્યાપ્યો આનન્દઉછાળો ગાઈ રાણીનો જયવાદ ઉચ્ચરતો.

ડહાપણ, દૂરઅન્દેશી, સાચી ઉમદા કાળસિદ્ધ રાજ-નીતિ, ચિરસ્થાયી ઇતિહાસસિદ્ધાન્તો, પરસ્પર પ્રજાગૂંથણીના મન્ત્રોચ્ચાર ઢંઢેરામાં છે. ઢંઢેરો પળાયો હોત તો પ્રજા-સમન્વયનો વજ્રલેખ થાત, ઇતિહાસ આજ જૂદો હોત.

એક દૃષ્ટાન્ત લઈયે. ઇતિહાસકાર પેલો ઓક્ષફોર્ડનો ઇનીસ શું કહે છે ?

'Forty-three years have rolled by since the Sovereignty of India passed formally to British Crown. Since that day,...(the Indian) frontier has not ceased to advance...Decade by decade it has embraced fresh tracts of mountains & ravines... But since 1858 within India Proper unbroken peace has reigned.' ૨૦મી સદીના પ્રભાતમાં, મહા-રાણીજીની છેલ્લી વરષોમાં, ૧૯૦૧માં ઇતિહાસકાર ઈનીસે એ શબ્દોચ્ચાર કીધો; Unbroken peace. ખરૂં; બળવા પછી આખી ૧૯મી સદી ભારતભરમા ગાઢ શાન્તિ હતી.

અને '૫૮માં દેશ થાળે પડવાની યે કારણમાળા હતી.

એક તો એ કેઃ રાજસ્થાનોને દત્તકની સણંદો અપાઇ. રાજસ્થાનોને નિરાંત વળી કે ખાલસાનીતિ ગઈ.

બીજુંઃ બળવાના વર્ષમાં પણ Education Policy કેળવણીપ્રસારની રાજનીતિની પીછેહઠ તો ન થઇ, પણ પૂર ચ્હડયાં લોકોએ જોયું કે રાણીના રાજમાં વિદ્યાનો આંબો મ્હોરે છે ને ફળશે.

ત્રીજુંઃ ફારબસપન્થી કેટલાક સાહેબલોકે ત્ય્હારે 'સુધારાની વેલીઓ' વાવ્યે જ રાખી હતી. પ્રજા પેખતી કે પ્રજાકલ્યાણના કેટલાક માર્ગ ત્રેતાયુ છે.

અને ચોથુ મહારાણીને ઢંઢેરો ફારબસે ત્હારે લખ્યુ છે કે The Queen s Proclamation itself seems to me to have done wonders already It acts as a sedative visibly, and if these principles continue to be acted upon, as I trust they may, we shall be able to laugh rebellion to scorn

ઢંઢેરાના પડદા પાછળની ઇતિહાસકથા ઢંઢેરાના જેટલી જ ઇતિહાસમૂલી છે મહારાણીનું ઔાત્વ, રાજગૌરવ, ધર્મપરાયણતા, રાજનીતિનિપુણતા, પ્રજાહિતવાછના ઢંઢેરાને ઘડતરપ્રસગ કાળજીભે એ ઉચ્ચારે છે મહાપ્રસગો મહાજનોની મહાનુભાવિતાના કસોટીપ્રસગો હોય છે, મહાજન હોય તે તરી પાર ઉતરે છે મહારાણીના દીર્ઘ જીવનમા ઢંઢેરાને અવસર એવો કસોટીપ્રસગ હતો, મહારાણી એ પ્રસગપૂર તરીને પાર ઉતર્યાં

૧૮૫૮મા ઇગ્લાડનો વડો પ્રધાન પાર્લમાર્સ્ટન હતો. ફેબરવારી માસમા ત્હેણે પાર્લમેન્ટમા બીલ આણ્યું કે કંપનીના હકૂમત ને રાજવહીવટ આથ દે તાજહસ્તક રહેશે કપનીએ વિરોધ કીધો થોડાક માસ પછી પાર્લમાર્સ્ટનને સ્થાને લૉર્ડ ડરબી મહામન્ત્રી થયો ત્હેણે સુધારેલુ નવુ બીલ ઘડયુ ઑાગસ્ટની ૨જી તારીખે એ રાજપલટાનુ બીલ પાર્લમેન્ટમા પાસ થયું તે પછી હિન્દમા રાજદડ ધારણ કીધાના ઢંઢેરાને રાજલેખ ઘડવાપ્રસગ આવ્યો. મહારાણીજીની ખરી રાજતેજોમયતા ત્હારે જાગી ઉઠી. ઇગ્લાડના રાજમન્ત્રીઓએ ઢંઢેરાને ખરડો ઘડીને મહારાણીને મોકલ્યો. મહારાણી ત્હારે જર્મનીમા હતા ખરડાનો

લેખ કે મરોડ મહારાણીને ન ગમ્યાં. એ પ્રથમ ખરડામાં મહારાણીએ પુરુષની પરુષતા દીઠી, સ્ત્રીનું સ્ત્રીત્વ ન દીઠું. બીજું; બળવો આખરે તો રાજાપ્રજાની Civil War–આન્તરૂવિગ્રહ હતો; ને ઢંઢેરો એ આન્તરૂવિગ્રહના અંગારા છાંટવા કાજે હતો. ત્રીજું; એ ખરડામાં ધર્મસત્તા રાજસત્તાહસ્તક રખાઈ હતી. મહારાણીજીને થયું કે સૌને નિજનિજનો ધર્મ પાળવાની સ્વતન્ત્રતાનો રાજકોલ હોય. ચોથું; 'સરકાર પ્રજાની દરિદ્રતાનો નાશ કરશે' એવાં નકારાત્મક વચન ખરડામાં હતાં. મહારાણીએ કહ્યું, એમ નહિ; 'સરકાર પ્રજાની આબાદાનીનો ખિલાવ કરશે' એવું રચનાત્મક રાજવરદાન હોય. આ અને આવાં કારણોસર ઢંઢેરાનો પ્રથમ ખરડો મહારાણીએ નકાર્યો ને સુધારવાને રાજમન્ત્રીઓને પાછો વાળ્યો. સુધરાઇ આવ્યે એ ધર્મહળતી મહાસ્ત્રીએ એક પ્રાર્થનાવાક્ય ઢંઢેરાના ખરડામાં છેલ્લે ઉમેર્યું; 'પ્રજાકલ્યાણના અમારા જે આ અભિલાષ છે તે પાર પાડવાને સર્વસામર્થ્યવન્તા પ્રભુ અમને તથા અમારા અધિકારીઓને સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.'

ઢંઢેરાનો ખરડાપ્રસંગ કહે છે કે મહારાણી આસ્તિક હતાં, સ્થિરબુદ્ધિ હતાં, વિશાળદ્રષ્ટા હતાં, પ્રજાહિતસ્વી હતાં, ઇતિહાસની અટારીએથી જોતાં, પ્રસંગની પાર નિરખતાં, રાજમન્ત્રીઓની યે નિગ્રહદોરી હતાં. મહારાણીના રાજકવિ ટેનીસને એક જ ચરણમાં વિક્ટોરિયા રાણીની મહત્તા સારવી ને ગાઈ છે કે Loyal to the Royal in Thyself.

દલપતરામે ત્હારે ગાયું હતું ' જીવો વિકટોરિયા.'

શુભે સંવતે ઓગણી પંદરામાં,
વળી બેસતે વર્ષ સારા સમામાં,
જહાં ગુર્જરી રાજધાની વિરાજે,
રૂડું રાણીજીનું થયુ રાજ આજે.
× × ×
કવિને નવી શાલપાઘો નિવાજે,
રૂડું રાણીજીનું થયું રાજ આજે.

હુન્નરખાનની ચ્હડાઇ ગાઈ ત્હારથી દલપતરામની દેશભક્તિ ઇતિહાસવિદિત છે; આવા કાવ્યોથી દલપતરામની રાજભક્તિ પણ દેશવિદિત છે. દેશભક્તિ ને રાજભક્તિનો વિરલ સમન્વય દલપતજીવનમાં થયો હતો. ૧૮૫૫માં દલપતરામને દેશભક્તિનો કસોટીપ્રસંગ આવ્યો, ને ત્હારે પ્રજાએ દીઠું કે દલપતરામ અધિકાર ને લક્ષ્મીના ત્યાગી દેશભક્ત છે. ૧૮૫૮માં દલપતરામને રાજભક્તિનો કસોટીપ્રસંગ આવ્યો, ને ત્હારે પ્રજાએ દીઠું કે ફાર્બસના ઇતિહાસગુરુ સ્થિતપ્રજ્ઞ ઇતિહાસદ્રષ્ટા છે

વસ્તુતઃ ત્હારે દલપતરામને રાજભક્તિ ને દેશભક્તિ એકરૂપ હતાં સંસ્કૃતિઓનો સમન્વય દલપતભાવ હતો, હિન્દબ્રીટનની મૈત્રી દલપતભાવ હતો. દલપતરામનો એ વિચારદેશ જરા અવલોકિયે.

રાજભક્તિ અને પ્રજાભક્તિ ત્હારે દલપતરામને એક જ જીવનમાર્ગના સમાનાન્તર બે સલેપાટ સમાં હતાં.

દલપતરામની રાજભક્તિ શ્રદ્ધાજન્ય ન હતી, પ્રતી-

તિજન્ય હતી. દલપતરાજભક્તિની ઈતિહાસપ્રતીતિને ચાર પાયા ને એક પીઠિકા હતી.

પ્રથમ દલપતપ્રતીતિ એ હતી કે ત્હારનું બેસતું રાજ્ય પૂર્વના સૈકાઓભરની અરાજકતાના અન્ધેર કરતાં સારૂં હતું.

દ્વિતીય દલપતપ્રતીતિ એ હતી કે ૧૮૫૮નું રાજ્ય ત્હારે હિન્દનું કલ્યાણકારી હતું. ટપાલ તાર આગગાડી—પ્રજાકલ્યાણની નવકેડીઓ કોરાતી દલપતરામ દેખતા.

તૃતીય દલપતપ્રતીતિ ધર્મપ્રતીતિ હતી કે સ્વામી નારાયણ ને ઇંગ્રેજ હારે આવ્યા છે ને હારે જશે.

ચતુર્થ દલપતપ્રતીતિ હતી કે 'હુન્નરખાનની ચ્હડાઈ' તો આવી છે, ત્હો ય કેટલાક સજ્જન સાહેબલોક દેશભરમાં 'સુધારાની વેલીઓ' વાવે છે, અને એ 'સુધારાની વેલીઓ' ને પાણી પાવાનો દેશમાળીનો પ્રફુલ્લનધર્મ ત્હારે પાળવાનો છે.

અને એ પ્રતીતિચતુષ્ઠયની પીઠિકા હતી એકઃ

રાણી વિક્ટોરિયાના રાજમાં
વિદ્યારૂપી રે રૂડો રસાળ
સાહેલી રે ! આંબો ત્હોરિયો.

દલપતરામે ને ગુજરાતની પાટનગરીએ '૫૫ની નાતાલમાં ઘડાતા ઈતિહાસ પ્રત્યક્ષ દીઠા હતા કે મનના ને તનના રોગ મટાડવાને પ્રજાસહાયતાથી સરકારે મન્થન માંડયાં છે.

'પહેલાંના કરતાં બેસતું રાજ્ય સારૂં છે' એ દલ—

પતપ્રતીતિ ભૂલભરી હતી ? સાંભળિયે દલપતપ્રતિસ્પર્ધી નર્મદની સાક્ષી.

' છે જાનમાલની પૂરી સલામતી ને સઘળી વાતે છૂટ. રાજ્યપ્રકરણમાં પણ મત જણાવવાની છૂટ છે. (માત્ર નથી સરકારની સ્હામા થવાની.) ધર્મ સંબંધી જુલમ નથી; કેટલા બધા લોક સરકારી નોકરીમાં મહિને મહિને પગાર લે છે ને કેટલા બધા જુવાન વિદ્યાભ્યાસ કરે છે! રેલવેપોસ્ટથી કેટલી સગવડ છે !....તો પૃચ્છા નિકળે છે કે પરદેશી, ખ્રીસ્તી અંગ્રેજો ( દૂર વિરાજતી ચક્રવર્તી રાણીશ્રીની સરકાર ) જેટલું જેવું સુખ દેશી પરધર્મી લોકને સઘળી જાતને સરખી રીતે આપે છે તેવું છસેં સત્યાસી વર્ષના કાળમાં ( ઇસવી ૧૧૯૩ પછી ) કોઇ હિંદુ કે મુસલમાન રાજ્યે આપ્યું છે ? નાઃ રાજ્ય સારૂં છે. ' ધર્મવિચાર, પા. ૧૦

જમેઉધારના સરવાળાબાદબાકી કરીને દલપતનર્મદ બોલતા કે હતું તેથી બેસતું રાજ્ય સારૂં છે.

દલપતકવિતા ગાતી કે અન્ધારાં ઉતરે છે ને અજવાળાં ઉગે છે.

દલપતદેવભક્તિ 'દિવ્યરૂપે સાકાર'ની હતી; તેમ દલપતરાજભક્તિ પણ Personal તેમ જ Impersonal હતી. ઢંઢેરાના ઉદાર રાજમન્ત્રો ને મ્હાલકો ઉચ્ચરતાં મહારાણી પ્રત્યેની દલપતરાજભક્તિ Personal હતી; આગલી સદીના અન્ધિસ્થાને, પાણી શોષતા પણ અજવાળાં પાથરતા, નવસ્હવારના સૂર્યોદય સમા નવરાજ્ય પ્રત્યેની દલપતરાજ-

ભક્તિ Impersonal હતી. દલપતકાવ્યમાં ઉભયની દૃષ્ટાન્ત-
માળા સંશોધકને સાંપડશે.

ફારબસવિલાસમાં દલપતરામે એક કથાપ્રસંગ યોજેલો છે. છઠ્ઠા અંકમાં ભૂજપોશાળપ્રબુદ્ધ ધીરજી કવિ ફારબસને કહે છે કે અમે કવિજન તો સરસ્વતીના પુત્ર, અગમનિગમની વાતો જાણિયે. ત્હારે ફારબસે એ દેવીપુત્રને નિજ મનની વાત પૂછી, નિજ ફારબસબિરદની વાત પૂછી, ભૂવાના ડાકલાના ને કોયલના બોલના અર્થની વાત પૂછી, તંબૂ બહાર ઘોડો પગ ઠોકતો હતો ત્હેના પગઠોકના અર્થની વાત પૂછી, અને છેલ્લે પૂછ્યું કે વિકટોરિયા મહારાણી અત્યહારે શું કરે છે તે ત્હમે દેખતા હો તો કહો. ધીરજી કવિએ–અર્થાત્ દલપતરામે–કહ્યુ કે મહારાણીના હાથમાં કલમ છે, ને દૂરબીન છે; અને દૂરબીનથી હિન્દુસ્તાનને નિહાળે છે.

> પૂરણ પ્રમાણિક જે રાણી વિકટોરિયા તે
> પોતાની પ્રજાને પૂરા પ્યાર વડે પેખે છે;
> ગરીબ તવંગર કે કાળી ગોરી કાયા તણો
> તેને મન તફાવત નહિ મીનમેખે છે,
> કોણ કોણ સુખી છે ? ને કોણ કોણ દુઃખી છે ? તે
> લખી લખી લેખણુથી લેખૂં તેનુ લેખે છે,
> દેશ હિન્દુસ્તાનદિસે, દાખે દલપતરામ,
> દિલઅનુભવ રૂપી દૂરબીને દેખે છે.

ધીરજી કવિનું એ કવિત તે દલપતરામની Personal રાજભક્તિના બોલ છે. કાળીગોરી કાયાનો ભેદ મીનમેખે ન હતો એ મહાનુભાવિતા પ્રત્યે દલપતભાવ હતો.

દલપતરામ કહેતા કે બસ્સે પુરુષો સમોવડ એક મહારાણી છે,

બસ્મે નરતત્ત્વની બનાવી એક આઈ છે

સાગરઓળગતી આગબોટને દલપતરામ વિકટોરિયાનો રથ કહે છે,

આ આગબોટ રથ છે વિકટોરિયાનો

સાયંકાળના વર્ણનનો દલપતકાવ્યમા એક શ્લોક છે-

સન્ધ્યાકાળસમો રમૂજ સરખો, શું વર્ણવું વાણિએ ?
ખામોપૂર્ણ ખગોળ ગોળ અરિસા જેવો જુઓ બાણિયે,
રાતો રંગ મળ્યો ગ કોર ઉપરે, શું હિંગળો એ હશે ?
છાયા છે વિકટોરિયાવદનની ? કે ચન્દ્ર વચ્ચે વસે ?

વિકટોરિયાના વદનને ચન્દ્ર ઉગતા કવિઓ યે કહે, ચન્દ્રને વિકટોરિયાની વદનછાયા કહી વિરલા વર્ણવે

જે રાણી Loyal to the Royal in Herself હતી ત્હેમની પ્રત્યેની Personal રાજભક્તિના એ દલપતબોલ.

રાજ્ય પ્રત્યેની Impersonal દલપતરાજભક્તિ તો ઇતિહાસપ્રતીતિજન્ય હતી કચ્છમાંડવીથી બરકાલ અને આરાસુરથી શુક્લતીર્થ પર્યન્ત ગુજરાતના ચોપૂટ પન્નિાજકની રીતે ૧૮૪૮ પૂર્વે દલપતરામે દીઠા હતા ભાવનગરથી ઇડર ને દાતાથી સૂરત સુધીનું ૧૮૪૮ પછીનું ગુજરાત દલપતરામ જોતા ને જગાડતા ગુજરાતભરમાં ઘૂમતો ને ઉદ્બોધતો ત્હારે એ એક જ આપણો દેશનેતા હતો એ દેશદર્શનનો દલપતનાગરચાર એ હતો કે કુરાજ્ય ગયું ને સુરાજ્ય થયું_આથમતું ને ઉગતું બન્ને દલપતરામ જોતા, અને અન્તરની રાજ્યપ્રભાવની બન્ને આંખે જોતા

ઇતિહાસઅભ્યાસી કો આવે અને કહે કે ત્હારના એ ઇતિહાસની દલપતદૃષ્ટિ સાચી ન હતી.

નિત્યનિત્યે સ્હવારે ને સ્હાંજે અંન્તરિક્ષમાં તેજ અન્ધકારના સંગમ થાય છે. એ કાળયોગે દેશબ્રાહ્મણો સન્ધ્યાવન્દન કરે છે. નિત્યપરિચિત એ ભવ્યતા દલપતરામને પરિચિતઅનજ્ઞાનો વિષય ન હતી. એ નિત્યપરિચિત સુરમ્ય અવસરોનાં પ્રભાતવર્ણન ને સાયંવર્ણન દલપતકાવ્યમાં છે. દલપતરામ એમાં ઇતિહાસના અસ્તોદય નિહાળતા. પ્રભાતવર્ણનમાં દલપતરામ કહે છેઃ

પરોઢિયે શીતળ વાયુ વાય, તેથી પડે ટાઢ અને મુંજાય;
કુરાજ્યમાં જેમ જનો ન જંપે, બીકે બધા લોકની કાય કંપે.
× × × ×
વાજે રૂડાં ચોઘડિયાં-નગારાં, જે લોકને નિત્ય જગાડનારાં;
જાણે નવા રાજ્યની ફોજ આવે, તેની બડી નોબત આ બજાવે.
રાતે બધું ભાસતું એક રંગે, જૂદું દિઠું ભાનુપ્રભાપ્રસંગે;
કુરાજ્યમાં પંડિતમૂર્ખ એક, સુરાજ્યમાં જેમ પડે વિવેક.

દલપતકવિતા કહે છે કે બેસતું રાજ્ય ત્હારે સુરાજ્ય હતું, આગલી સદીના અન્ધેરને પડછે અજવાળું હતું, સરસ્વતીનો સૂર્યોદય કરી પ્રજામાં ચેતન સંચારતું હતું, રણસગ્રામોને સ્થાને શાન્તિ પાથરતું હતું.

દલપતકવિતા ઇતિહાસ ઉચ્ચારે છે કે ઇંગ્લિશના નેજા ફરકે ત્હાં પરદેશી હુમલા થતા નથી.

મહમુદ સરખા મારણ ન મળે, તૈમુર તુલ્ય નહી તોફાન.
જુલ્મી રાજાની જડ ઉખડી, નાદિર સરખા પામ્યા નાશ.

દેશશાન્તિ સૂચવતા દલપતરામ પૂછે છે કે

ભારે ભીલ તણો ભય ક્યહાં છે ?

અને કહે છે કે રાજ્યરાજ્યના એ આન્તર્વિગ્રહો આજ રહ્યા નથી;

ક્યાં છે કજિયા ને કંકાસ ?

વળી ઇતિહાસ સ્થાપે છે કે

હુલકરથી નહિ હોય ખરાબી.

દલપતવેણના શંકાશીલો બાવલા ખૂન કેસ ફરીથી વાંચી જશે તો એ દલપતબોલને ભવિષ્યવાણુ ભાખશે.

કહો મરાઠા કોણ જ માત્ર ?

દલપતશબ્દના અશ્રદ્ધાળુઓને મહીપતરામની સાક્ષી આપીશું. નિજ પત્નીના જીવનચરિત્રને પાને ૧૬મે નોંધમાં મહીપતરામભાઈ લખે છે કે ત્હેમના સસરાને જુવાન સાળી હતી. ત્હેના વરે ત્હેને પૂનાના બીજા બાજીરાવ પેશ્વાને વેચી. એ બાઇને પૂને લઈ જવાને પેશ્વાનાં માણસો સૂરત આવ્યાં. 'સૂરતમાં ઇંગ્રેજનો અમલ હતો તેથી બારણાં ચીરીને બલાત્કારે ઘરમાં પેશીને તેને લેઇ જઇ શકે તેવું ન હતું, માટે તે ઉગરી.'

કહો મરાઠા કોણ જ માત્ર ?

પછી દલપતકવિતા કહે છે કે

ઠગિ સંહાર ન કરે સીન્ધિયા, પીંઢારા પણ ગયા કુપાત્ર.

આ જમાનાને ઠગી ને પીંઢારા તો નામશેષ છે. સર જ્હોન માલ્કમના વૃત્તાન્તમાં ને કર્નલ મેડોઝ ટેલરકૃત The Confessions of a Thug નામની નવલકથામાં એમનાં પરાક્રમો છે.

દલપતરામનું ઐતિહાસિક કાવ્ય આગળ વાધે છે;

> કોળીનાળીનો ભય ટાળી સંભાળી રાખે સંસ્થાન.
> ફાંસીખોરા ફેલ કરીને વનમાં પાડી ન શકે વાટ;
> ધીંગા કાઠીજતનાં ધાડાં-ઘોડાં ઘેરી ન શકે ઘાટ.

પચ્ચીસેક વર્ષ ઉપર અમારી પોળમાંથી એક જાન હરસોલ વર પરણાવવાને જતી હતી. અમદાવાદ શહેરમાં ત્યહારે તીરકામઠાંવાળા વળાવિયા દીઠા હતા. વટેમાર્ગુના એ રક્ષણહારાઓને પછી અમદાવાદમાં દીઠા નથી. દીઠા નથી, કારણ કે આવશ્યક્તા રહી નથી.

લાજ વધારી ત્હારી, લેખ !—દલપતરામ ભારતવર્ષને ઉદ્‌બોધે છે કે 'જો ! બ્રિટિશયુગે જગતચોકમાં ત્હારી લાજ વધારી.' ઇતિહાસમીમાંસકો બોલશે કે એ ખોટું છે ? ૧૮૪૮ પછી ભારત અધિકું જગતઓળખાતું થયું નથી ? જગતની પ્રજાઓ મધ્યે જીનીવામાંનાં માનવમહેલમાં ભારત બેઠું છે કે નહી ?

આ એક દલપતકાવ્યનાં એટએટલાં પ્રતિકાવ્યો રચાયાં છે કે એ હકીકત જ એ કાવ્યની મહત્તા બોલે છે. તાબૂતમાં લોક ઘણુખરૂ વાઘના રંગવાઘા પ્હેરી, નકલી પેંતરા ભરી, ચાળા પાડે છેઃ પ્રતિકાવ્યો સમર્થ કાવ્યોનાં જ રચાય છે. 'હરખ હવે તું, હિન્દુસ્તાન !' એ ઐતિહાસિક કાવ્ય છે; હિન્દી પ્રજાને પ્રજાહક્કનો Magna Carta મળ્યો એ કાળયોગનુ હર્ષગીત છે.

'સાત રૂપિયાની પૂંજી લઈ સોરઠમાં ફરવું એ જોખમ દલપતરામે દીઠું હતું; રાજરાણી જાત્રાએ જતાં સંઘરક્ષાનો વજ્રબન્ધી બંદોબસ્ત થતો જોયો હતો; સદી ઉપરનાં

રાજપ્રકરણી અન્યાય ને અંધાધૂની જાણ્યાં હતાં. 'પટમાં દલપતરામ કુરાજ્ય ગયું ને સુરાજ્ય થયુ એ ઇતિહાસ પેખતા; અને પેખતા એ ઇતિહાસ દલપતરામ બોલતા હતા.'

સંસ્કૃતમાં ને ઇંગ્રેજીમાં ઋતુવર્ણનનાં કાવ્યો લખાયાં છે, અને ગુજરાતીમાં યે લખાયાં છે. કવિઓની આત્મલક્ષી લાક્ષણિકતા નિજનિજના ઋતુવર્ણનમાં પ્રગટે છે. ગુજરાતીમાં દલપતરામે ઋતુવર્ણન લખ્યું છે, નર્મદાશંકરે પણ ઋતુવર્ણન લખ્યુ છે, નરશુરામ કવિએ પણ ઋતુવર્ણન લખ્યુ છે નર્મદનુ ઋતુવર્ણન શૃંગારકાવ્ય છે. નર્મદના ઋતુવર્ણનને નવલરામ સાચે ભાવે 'ન્હાનું પણ પંડિતશૈલીનું મહારસિક કાવ્ય' કહે છે.

જમી ઉઠીને અગિયાર વાગે

એ પદથી આરંભાતું, દેહતૃપ્તિ પછી આન્તર અતૃપ્તિ અધિકી જગાડતું, તાપની જમાવટ થતી હોય—છતાં હજી મન્દ મન્દ શીતળ પવનલહરીઓ શીતળતા ઢોળતી અન્તરૂસન્તાપને સંકોરતી હોય, એ મુહૂર્તથી મંડાતું, નર્મદ ઋતુવર્ણન, પર્વતશિલાઓ વચ્ચેના કો સરોવર સમું, વાણીબન્ધે કઠોર શિલાપાળનુ પણ રસહૈયે શૃંગારસરોવર સરિખડું, શૃંગારરસનુ રસટપકતું કાવ્ય છે અને પ્રભાતના ને સન્ધ્યાના રાત્રીદિનના સંગમતીર્થ સમું, કુરાજ્યની ને સુરાજ્યની ઉપમાપરંપરાઓથી ઘડાતો ઇતિહાસ ઉચ્ચરતું, કાળના પલટાઓ દાખવતું, દલપતઋતુવર્ણન ઇંગ્રેજી ગુજરાતી કે સંસ્કૃત ઋતુવર્ણનોથી અનોખું, સ્વયંપાડી કેડીએ વહતું, ઇતિહાસકાવ્ય છે. દલપતઋતુવર્ણન સંસ્કૃતિઓના સંગમઘાટનું કાળગીત છે.

'શૃંગારરસ એક જ રસ છે, અને ઈતિહાસના અસ્તોદય રસહીન છે' એવું ઉચ્ચરતા રસશાસ્ત્રી હજી તો દીઠા નથી.

સૌને સૂર્યોદય થતાં સૂઝે સઘળી વાત;
તે માટે કોડે કરૂ વર્ણન પ્રથમ પ્રભાત.

અદલ રાજ્ય ઇંગ્રેજનુ પ્રગટયુ સૂર્યસમાન;
વિદ્યાપ્રકાશથી થયુ ગુણઅવગુણનું જ્ઞાન!

નિજ કાવ્યનો એ સ્થાયી ભાવ ભાખી પછી દલપતરામ પ્રભાતવર્ણન સાયંવર્ણન ઋતુવર્ણન કરે છે. દલપતકવિતાના એ કાવ્યપ્રકરણનો સ્થાયી ભાવ ઇતિહાસભાવ છે. અન્ધારૂ આથમ્યુ અને અજવાળુ ઉગ્યું, કુરાજ્ય ગયુ ને સુરાજ્ય થયુ, ધોમ ધખી ગયા પછી શાન્તિ વરસીઃ દલપતરચ્યા કાળવર્ણનોનો એ મધ્યવર્તી કાવ્યમન્ત્ર છે.

દલપતભાખ્યો એ ઇતિહાસ ખોટો છે ? કે દલપતભાખ્યો એ કાળયોગનો મહિમા ખોટો છે ? ઇતિહાસસંશોધક દલપતરામ ઇતિહાસઅભ્યાસી હતા યુગપલટો નિરખતી દલપતદષ્ટિ ઋષિવરની ક્રાન્તદષ્ટિ છે.

દલપતઋતુવર્ણન એટલે કાળપદ્મની કાવ્યફોરમ.

દલપતઋતુવર્ણનમા ગ્રીષ્મવર્ણન છે, ને ગ્રીષ્મવર્ણનમા બાપાની પીપરનો કાવ્યખંડ છે. એક દિશાપાખે ભાલનો કાળોપાટ ને બીજી દિશાપાખે વીરમગામનો ખારોપાટ–એ બે દિશાપાખોની વચ્ચે વિસ્તરતા ઝાલાવાડની ગ્રીષ્મ તો દીઠી–અનુભવી હોય તે જાણે. એ અધપાણિયા દેશમા અમદાવાદવડોદરાથી અધિકી ઉષ્મા તપે છે, અધિકો ઘામ ઘેરાય છે. સં. ૧૯૦૧ના વૈશાખના ધોમ

ધખતા હતા, ઇતિહાસમાં વરસતી હતી એવી તાપઝાળો દેશમાં વરસતી હતી. વૈશાખી કૃષ્ણ દ્વાદશીનો દિન હતો. દલપત વેદિયા યજમાનરાજાના કામે વઢવાણથી લીમડી જતા હતા.

વિચરીને વઢવાણથી લિધો લીમડી પન્થ.

વિશ્રામવૃક્ષસૂની એ વગડાની વાટે દલપત વેદમૂર્તિને ગ્રીષ્મનાં પછી મધ્યાહ્નવિતર્ક વીત્યાં. 'તપ્યો પ્રલય સમ તાપ.' 'ત્હાં તો ઘામ ઘખ્યો ઘણો.' 'પન્થમાં ન મળ્યુ પાણી' 'ન રહ્યું તનમાં નૂર' 'છાયો ન મળે છેક, એક પણ ઝાડ ન આવ્યું.' દેશકાળે ત્હારે એવાક હતા. મધ્યહ્નાળાનો બળબળતો બપોર માથે ઝીલતા ઝીલતા પાચેક ગાઉ એમ વટાવ્યા. ચોમેર લૂ વરસતી હતી. અંકેવાળિયા ને લીમડી વચ્ચેનો નિત્યપરિચિત વૃક્ષસૂનો વગડો દલપતરામને ત્હારે અગ્નિમાર્ગ લાગ્યો. બળતાં ઝળતાં વિચરતાં એમ 'લીમડી લગભગ આવી.' પણ વગડાનું દોઢ ખેતરવા એટલે દોઢ ગાઉ. ત્હાં આ –આઘે આઘે એક ઘટાગોરંભો દીઠો, ને એ ઘટાગોરંભા ભણી વેદમૂર્તિએ પગલાં વાળ્યાં. પાસે ગયા તો તે હતી બાપાની પીંપર. પૂર્વકાળમા એક લોકબાપો થઈ ગયા એ લોકબાપાએ એ પીપર વાવી હતી કે વટેમાર્ગુને છાયા કરશે. એ લોકબાપો ભલગામડાના વતની હતા, લીમડીના ભાયાત ને શક્તિ માતાના સપૂત હતા. ઝાંઝવાંનાં જળમાં રૂગાળો કાળિયાર તરતો ઉભો હોય એમ ઝલાવાડના સપાટ દેશપગથાર ઉપર એ પીંપર તરતી. પીંપર નીચે લીમડીના મહાજને પરબ મંડાવી હતી વેદમૂર્તિ દલપત

પીંપરઘટામાં ગયા, વૈશાખના મધ્યાહ્નઅગ્નિમાંથી છાંયડે જઇ બેઠા, પરમારથની પરબને પાણી ટાઢક પામ્યા.

ત્હાં બેસીને ત્રણ ઘડી કવિએ કર્યો વિરામ; ત્હારે એક કલાકે કવિને કળ વળી, કવિના તાપસન્તાપ ઉતર્યાં. એ ગ્રીષ્મવિટંબણાએ ને એ તાપસન્તાપશમન પછી શાન્તિઋણી દલપતરામે 'બાપાની પીંપર' નામના કાવ્યખંડમાં ગાયાં છે. ચિત્તપ્રસાદની વાદળીમાંથી વરસે એ ઉત્તમ કવિતા; કાળબ્રહ્મનાં સૂક્તો ઉચ્ચરે એ પરમ કવિતા. આકાશઝાળોના સન્તાપ ને લીલમલીલાં ઘટા-શાન્તિનાં સ્મરણો માણતા કવિવરે પછી બાપાની પીંપરને કંઇ કંઈ ઉપમાઓ આપીઃ પ્રયાગનો પ્રાગવડ કહ્યો, પ્રભાસનો પારસપીપળો કહ્યો, યમુનાતટનું કદમ્બ વૃક્ષ કહ્યું. વળી કહ્યું

આંબા કરતાં અતિ ઘણું દીસે તારૂં ડોળ.

પીંપરઋણીએ પીંપરને આંબાથી અધિકી ભાખી એ કોઈને અતિશયોક્તિ ભાસે તો મોરબી સંસ્થાનમાં જઇને પૂછજો. ઠાકોર વાઘ મહાબુદ્ધિશાળી નર હતા. ઠાકોર વાઘ કહેતા કે બાવળિયાઓ મારા આંબા છે.

સંસારઅનુભવી કવીશ્વર ઉચ્ચર્યા કે કલ્પવૃક્ષ દેવ-કલ્યાણક છે ખરૂં, પણ દુનિયાં એને દેખતી નથીઃ

સુરતરુ સ્વર્ગે વસે, ન દેખે નર કોઇ દહાડે.

અને એ પીંપરના વાવનાર લોકબાપાને આશીર્વાદ દીધો કે

તુજને વાવી તેહ લાખ સુખ સ્વર્ગે લેજો.

વિતકવર્ણનો, ઘોમઝાળો, ઉપમાઅલંકારો, આશીર્વચન ઉચ્ચરી રહી પછી ઇતિહાસદ્રષ્ટા કવીશ્વર, અણુમાંથી-

જગતસિદ્ધાન્ત સારવતા વિજ્ઞાનશાસ્ત્રોની રીતે, ઇતિહાસનો વિશ્વસિદ્ધાન્ત સારવે છે કે

શાન્તીહાન સમાન જગતમાં કશું ન જાણું.

બાપાની પીંપરના કાવ્યનો કાવ્યધ્વનિ કવીશ્વરે એ કાવ્યચરણમાં સ્ફુટ કીધો છે.

ખરૂં. ૨૦મી સદીનું મહામહાભારત ખેલનારા જગતમન્ત્રીશ્વરો પણ એ જ ઉચ્ચરતા કે સંહારસંગ્રામખેલન શાન્તિ સ્થાપવાને કાજે છેઃ War to end war. વેદોચ્ચાર ગાતી આર્યપ્રજાનો સકળ પ્રવૃત્તિસમારંભનો પૂર્ણાહુતિનો મન્ત્રોચ્ચાર હજારો વર્ષથી એ જ છે કે શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ, હરિ ૐ શાન્તિઃ

કાવ્યનું કાવ્યત્વ કેટલાક કાવ્યમીમાંસકો કાવ્યધ્વનિને ભાખે છે. સુગન્ધ હોરે તે ફૂલ. દલપતવાણી ખરૂં કહે છે કે

બડભાગિણી પીંપર બાપાની.

બાપાની પીંપરના કાવ્યખંડમાં દેશકાળનો યુગઇતિહાસ છે. દલપતઋતુવર્ણનનો મધ્યવર્તી ઇતિહાસસન્દેશ સ્હમજશે ત્હેમને એ ઋતુવર્ણનાન્તર્ગત, મધ્યબિન્દુને સ્થાને વિરાજતા, કાવ્યખંડનો કાળબ્રહ્મનાં સૂક્તો બોલતો અર્થસન્દેશ પણ સ્હમજાશે.

બાપાની પીંપરનો કાવ્યખંડ ગ્રીષ્મવર્ણનનો ભાગ છે; ગ્રીષ્મવર્ણન ઋતુવર્ણનનો ભાગ છે; દલપતઋતુવર્ણન તે ત્હારનો યુગપલટાનું ઇતિહાસકાવ્ય છે. દલપતઋતુવર્ણન કાળના બોલ બોલે છે.

દલપતઋતુવર્ણન શૃંગારકાવ્ય નથી. ઋતુવર્ણનો શૃંગારકાવ્ય જ હોય એમ કોઈનું મન્તવ્ય હોય તો તે

કાવ્યભ્રમ છે. શૃંગારરસિયાંઓ દલપતઋતુવર્ણનમાં શૃંગારરસ શોધવાને જશે તો ભૂલા પડશે. કુરાજ્ય જતું હતું ને સુરાજ્ય સ્થપાતું હતું એ ઇતિહાસયોગનું, તાપસન્તાપ શમતા હતા ને દેશશાન્તિ પથરાતી હતી એ કાળસન્ધીનું, સંસ્કૃતિઓના સગમકાળનું, ઘડાતો ઇતિહાસ વાંચતી દલપત વેદમૂર્તિની આર્ષદૃષ્ટિનું એ મહિમાકાવ્ય છે. દલપતઋતુવર્ણનમાં પગલે પગલે ને ચરણે ચરણે ત્હારના યુગપલટાના ઇતિહાસધ્વનિ છે. પરબ્રહ્મના પડછાયારૂપી ઈતિહાસપગલીઓના પ્રીછન્દા ને ઈતિહાસના ભરતીઓટના યુગપલટાના કાળરસ માણનારા એ દલપતઋતુકાવ્યકુંજના રસ માણશે. દલપતઋતુવર્ણનનો કાવ્યરસ ઇતિહાસશાયી કાળબ્રહ્મનો બ્રહ્મરસ છે.

ભલે સોરઠ બોલે, મહીકાંઠો બોલે, રેવાકાંઠો બોલે, મેવાસ બોલે, કહાનમ બોલે, ચડોત્તર બોલે, સૂરત ભરૂચ વડોદરા–સ્વયં અમદાવાદ ને મુંબઇ બોલેઃ '૫૮ પૂર્વેના દાયકાઓમાં હતી તે કરતાં તે પછીના દાયકાઓમા જનમાલની સહીસલામતી ને દેશશાન્તિ અધિકાં છે કે ઓછાં? ઇતિહાસવેત્તાઓ એ કાળપ્રશ્નનો ઉત્તર આપે. '૪૮થી '૯૭–શાહજહાન પછીની બે સદીમાં ન સાંપડેલો (નર્મદ તો કહે છે કે છેલ્લી છ સદીમાં ન સાંપડેલો ) Peaceful progress નો મહિમાયુગ ૧૯મી સદીનો ઉત્તરાર્ધ હતો કે નહિ? દલપતકવિતાએ ગાયેલો ગુર્જરદેશે એ દલપતયુગ હતો.

દલપતયુગની સાહિત્યપ્રગતિના સીમાસ્તંભો તો નિરખ્યા છે ને?

'૪૮માં ઇતિહાસસંશોધન આરંભાયું, ને પરિણામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી સ્થપાઈ.

'૪૯માં છાપું છાપખાનું કન્યાશાળા પુસ્તકશાળા સ્થપાયાં.

'૫૭માં મુંબઈની શારદાપીઠ સ્થપાઈ.

'૫૮માં ગુર્જરપ્રજાને નવયુગમાં પગલાં પાડતાં શીખવતી વાંચનમાળા રચાઇ. પછી નર્મકવિતા ને નર્મગદ્ય છપાયાં.

'૬૨માં કાવ્યદોહન છપાયું, પ્રાચીન કવિતા પુનરાવતારે આવી.

'૭૩માં નર્મકોશ પ્રગટ થયોઃ ગુર્જરભાષાનો જાણે ભંડાર ઉઘડ્યો.

'૭૯માં દલપતકાવ્ય છપાયુંઃ સંસ્કૃતિઓના સંગમઘાટની જાણે ઋષિસંહિતા.

'૮૭માં સરસ્વતીચન્દ્ર પ્રગટ થયો. ગુજરાત જગતસાહિત્યમા જઈ બેઠું.

'૯૮માં વસન્તોત્સવ છપાયો. છન્દનાં નાઝાંનખરાં ત્યાગી કવિતાસુન્દરી એક માત્ર સૌન્દર્યસાળુડે સોહાગણ સોહી રહી. ગુર્જર કાવ્યસ્વતંત્રતા સિદ્ધ થઈ.

'૫૭થી દલપતરામ તો આંખે અપંગ જેવા હતા. ડા. વાયલી, ભાઉ દાજી, ત્રિભોવનદાસ મોતીચંદનાં શ્રમસહાયતાથી સ્થૂલ આંખે વચ્ચે વચ્ચે દુનિયાંને દેખતા થતા. હોપ્‌ને કર્ટિસ ત્હારે અસંદિગ્ધ વાણીવેણ ભાખતા કે 'અમારે ત્હમારી આંખનું કામ નથી, બુદ્ધિનું કામ છે.' અમદાવાદની હાઇસ્કુલમાં ને મેઇલ ટ્રેનિંગ કોલેજમાં ભાવિક શિષ્યવરો નિજ કાવ્યગુરુને દોરી લઇ જઇ શિક્ષ-

કાસને બેસાડતા. બન્ને આંખે એમ અપંગ છતાં દલપતરામ દેખતા જનોથી અધિકું દેખતા. વિજ્ઞાનશાસ્ત્રીઓ સાચું કહે છે કે કીકી તો કાચ છે, ખરેખાત તો આખ નહિ પણ અન્તરઆખ દેખે છે દલપતરામની અન્તર્આખો સાધુસન્ત ગુરુવર્યોએ દેવતેજે આજેલી હતી એ દેવ-આંજણ આજેલી આખે દલપતરામ વર્તમાન ભૂત ને ભવિષ્ય વાચતા, બન્ને ય આખે વાંચતા. બ્રિટિશયુગના દલપતરામ ગુણ ગાતા, પણ ઇંગ્રેજના જ પ્રમુખપદે સૂરતમાં હુન્નરખાનની ચ્હડાઇ ગાનારા યે દલપતરામ જ હતા (૧૮૫૧), ગવ્હર્નરના કારભારી સન્મુખે લોકપીડાઓ ઉચ્ચરનારા યે દલપતરામ જ હતા (૧૮૫૫). -દલપતરામ બ્રિટિશયુગના ગુણપેખન્દા હતા, પણ અવગુણઆધળા ન હતા. સંસારના કે સરકારના અધૂરપદોષોને દલપતરામ આખમીચામણાં ન્હોતા કરતા. અન્તર્ચક્ષુએ દલપતરામ એકઆંખાળા ન હતા, બન્ને આખે જોતા. બેસતા યુગના ગુણદોષ જોતા, તેમ બેસતા રાજ્યના યે ગુણદોષ જોતા ને ભાખતા. હુન્નરખાનની ચ્હડાઈ તો અજ્ઞાનીઓને જ અજ્ઞાત હોય લગભગ દલપતઆયુષ્યઅવધિ સૂધી સરકાર હુન્નરખાનની ચ્હડાઈ સરકારી શાળાઓમાં ભણાવતી. ફારબસવિરહ તો હિન્દબ્રીટિશમૈત્રીભાવનુ પરમાવધિ ગુર્જરકાવ્ય છે. ફારબસવિરહમાના દલપતબોલ સ્મરણે છે ?

લંડનમાં નવ લાખ થયાં, અંહિ આવિ જહાંગિરિ જોર જણાવે

૧૮૫૨ની દીવાળીમાં ઈડરમા ફારબસે કવિસમૈયો

ભયો હતો. ફારબસવિલાસ તે એ આપણા પ્રથમ કવિસં-મેલનનું સંભારણું. ફારબસવિલાસના ૭મા અંકમાં દલપતરામના પુરવતની દેશળ ગઢવી કહે છે એ દલપતભાવવેણુ છે કે 'આગળનાં રાજ્યો કરતાં તો ઘણું સારૂં છે; તો પણ હજી કેટલીએક બાબતમાં અન્ધેર છે ખરૂં.

લાંચિયાનું ગયુ રાજ તો ય નથી ગઈ લાંચ,
જુલમી રાજા ગયા ને જુલમ જાહેર છે;
લાકડાંનાં ગાડાં મૂલ થોડું આપી લૂંટી લે છે,
કેર કરનારૂં રાજ્ય જતાં કાળો કેર છે;
નિરખનું નામ લઇ દામ નથી દેતા પૂરા,
લૂંટારા–પીંઢારા જતાં લૂંટ ઠેરેઠેર છે.
કહે દલપત ! દીનાનાથ ! તેં આ દેશમાંથી
આંધળો અમલ કાઢ્યો, તથાપિ અન્ધેર છે.

ઇસ્વી ૧૮૫૫માં અન્ય સ્થળે દલપતરામે કહ્યું છે કે

'માજી રાજ્યોથી ઘણું છે રૂડું આ રાજ;
પણ તેમાં જે ખામિ છે તે ઉચરી મેં આજ.

પ્રાચીન કાળમાં યોધરાજ ઠો પડતો ત્હારે ત્હેનાં અસ્ત્રશસ્ત્ર, ત્હેનો રણસંગાથી તોખાર, ત્હેનો રથ વિગેરે પણ ત્હેની સંગાથે બળાતાં કે દફનાવાતાં. આજે યે ત્રયો-દશાની મૃત્યુતિથિએ શય્યાદાન અપાય છે તે એ ઇતિહા-સપ્રથાની છાયાપગલી છે. ફારબસવિરહમાં હૈયાવીંધાયેલા દલપતરામ આરતવાણી બોલે છે કે ફારબસપ્રિય આટલાં વાનાંઓ ફારબસસંગાથે સ્વર્ગે સિધાવ્યાં:

એક તો સાહેબલોક તણો હિન્દુ સાથે સ્નેહ,
બીજું રૈયતને લાખો લાડ જે લડાવિયાં;

ત્રીજું દેશી રાજાઓનો માનમરતબો, તથા
ચોથું 'વાહ' 'વાહ' રાજ્યવેણુ ઉચ્ચરાવિયાં;
પાંચમું પ્રજાને ગમતા જ કાયદા કર્યાનું,
છઠ્ઠું કવિઓનાં માન ચઢતાં કરાવિયાં;
દાખે દલપતરામ, સ્વર્ગના નિવાસી થવા
ફારબસ સાથે વાનાં એટલાં સિધાવિયાં.

દલપતરામ એકઅંખાળા કે રતાંધળા કે મતાંધળા ન્હોતા, કે બ્રિટિશયુગને Unmixed blessing કે Unmixed evil માનનારા પણ દલપતરામ ન હતા. પૃથ્વિવાસિની કઈ વસ્તુ, માનવી, કે સંસ્થા નિર્ભેળ સારપ કે નિર્ભેળ નરસપ છે? બ્રિટિશયુગને દલપતરામ સારાસારનો સંભાર માનતા. ઉચ્ચ સ્વરે દલપતરામ બોલતા કે નવવર્ષાનાં પાણી પ્રજાએ પીવાનાં છે, પણ ગાળી-ગાળીને પીજો. સંસ્કૃતિઓનો સમન્વય સદ્‌ગુણોનો હોય, અવગુણોનો ન હોય.

દેશભક્તિ ને રાજભક્તિ દલપતરામને ત્ય્હારે એક ગાડાનાં બે પઈડાં જેવાં હતાં. એ હૃદયભાવોનું દ્વન્દ્વ દલપતરામને ભાગ્યે જ નડ્યું હોય. દલપતરામ પ્રજાને અને રાજ્યાધિકારીઓને કેળવવા મથતા, નવયુગના સદ્‌માર્ગોમાં દોરવા મથતા; સરકાર પણ ત્ય્હારે શારદાપીઠો સ્થાપતી, વાંચનમાળા રચાવતી, પ્રજાકલ્યાણના નવમારગ કોરતી. ઘણુંખરૂં ત્ય્હારે પ્રજાહિત તે જ રાજ્યહિત હતું.

અને દેશપુરોહિત યુગઉપદેષ્ટા દલપતરામે રાજાપ્રજા ઉભયના ધર્મો નિજ કાવ્યમન્ત્રોમાં ઉદ્‌બોધ્યા છે. રાજધર્મનો બોધમન્ત્ર ભાખ્યો છે કે

આગ નબળા લોકથી કદી ન કરિયે વેર;
કીડી કાળા નાગનો પ્રાણ જ લે આ પેર.

પ્રજાધર્મનો બોધમન્ત્ર ભાખ્યો છે કે Social Political Ethical-liberty is not license: કોઇ પણ માનસદેશે અતન્ત્રતા તે સ્વતન્ત્રતા નથી.

વાડામાંથી પાડુ એક, છૂટું થઇને નાઠું છેક.
મનમાન્યુ ચરવાને ઘાસ વનમાં જઇને કીધો વાસ.
વળતી વાઘે લીધા પ્રાણ, એવું દુઃખિયું થયુ અજાણ.
ચિત્તમાં છૂટું થાવા જાય, એની એ જ અવસ્થા થાય.

રાજાપ્રજા ઉભયના ધર્મમન્ત્રો સાગમટે ભાખ્યા છે કે
કાળા ગોરા કોઈ છે, ધનહીણા ધનવાન;
ગણો ન હલકો કોઇને, સઘળા એકસમાન.

ત્હારે કેટલાક કાળાઓ હતા જે ગોરાને અડકતાં અભડાતા, કચેરીમાથી ઘેર આવીને ન્હાઈ નાંખતા. ત્હારે કેટલાક ગોરાઓને કાળાની સૂગ હતી, ને આઘે અતડા રહેતા. દલપતકવિતા સદ્બોધે છે કે બન્નેયની ભૂલ હતી. કવિવર દયારામના કાવ્યમાંનો રાધાકૃષ્ણનો પેલો ગીત-સંવાદ બન્નેને ભણાવવો ઘટે કે એકદા અડકવે રંગ બદલાશે તો બીજી વાર અડકવે પાછાં પૂર્વવત્ થઈ રહેવાશે.

ઉપનિષદોમાં, બૌદ્ધ ધર્મગ્રન્થોમાં, બાઇબલમાં છે એવાં દલપતરામ Parables—દૃષ્ટાન્તબોધ કાવ્યો રચતા. હોપ વાંચનમાળાના ૬ઠ્ઠા પુસ્તકમાં દલપતરામનું એક દૃષ્ટાન્તબોધ કાવ્ય છે, પડઘા વિશે.

એક વિકટ વનમાં વસે સિંહ વડો વનરાજ;
મહામદોન્મત મન ગણે અવર ન મુજ સમ આજ.

એવામાં સિંહે ગર્જના કીધી. ચોમેર ઝૂકેલાં ઝાડીઝુંડમાંથી તત્કાળ એવો જ સિંહનાદનો પડઘો પડચો. વનરાજ વિમાસણમાં પડ્યો કે વનમાં વળી નવતર આ કોણ આવ્યું. પરસ્પર હુંકારા-તુંકારા થયા. ક્રોધાવેશથી વનરાજ ગાજ્યો; ઝાડીઝુંડમાંથી એવો જ પ્રતિઘોષ થયો. સિંહે ઉટંગ કલ્પના બાંધીઃ

વનપતિ સમજ્યો વન તણું રખે ચહે એ રાજ.

વનઘોષણા કરતો વનરાજ એ કલ્પનામૂર્તિની શોધમાં 'તરુગિરિ ફર્યો તમામ.' પછી 'શાણો એક શિયાળ' સિંહને ત્હાં મળ્યો, અને વનપતિને કહ્યું કે

એ અવાજ છે આપનો, નહી અવર વનપાળ.

વૈદિક Parables-દૃષ્ટાન્તબોધ કાવ્યોની પેઠે દલપતરામ Parables-દૃષ્ટાન્તબોધ કાવ્યો લખતા આ પણ Parable-દૃષ્ટાન્તબોધ કાવ્ય છે. મંહીનો મન્ત્રોચ્ચાર સ્પષ્ટોચ્ચારી છે કે બોલ ત્હેવો પડઘો.

પણ આ દલપતકવિતાઓ હવે શાળાઓમાં ભણાવતી નથી.

કેટલાંક કાવ્યો, ભાગ ૧લો ને કેટલાંક કાવ્યો, ભાગ ૨ જો-મ્હારા એ કાવ્યસંગ્રહો ભણવાને એક એમ એ. ના વિદ્યાર્થીબન્ધુ મ્હારે ત્હાં બેત્રણ વર્ષો ઉપર આવતા. પ્રથમ ભાગમાં ચન્દ્રિકાનેઃ-એ નામનું ચન્દ્રિકાને સંબોધનનું કાવ્ય છે. એ કાવ્ય વાંચતાં છેલ્લા કાવ્યચરણમાં વિજયાકુમારી શબ્દ આવ્યો. ૧૮૯૭માં, ૨૦ની વયે, મહારાણીના હીરક

જ્યૂબિલિઉત્સવપ્રસગે લખેલુ ને વિલાયત મોકલાવેલું એ કાવ્ય. એમ એ ના વિદ્યાર્થીબન્ધુએ પૂછ્યુ કે વિજ્યાકુમારી કોણ? કહ્યુ પચ્ચાસ વર્ષો ઉપર ગુજરાતી પાચમી ભણતા સહુ બાળબાળાઓ એમને ઓળખતા, ને ગાતા કે

વિજ્યાકુંવરીનો વિજય હજો સદા

આજ એમ એ ના વર્ગમા ભણતા વિદ્યાર્થીબન્ધુ પૂછે છે કે વિજ્યાકુમારી કોણ? આ વસ્તુસ્થિતિ થઈ ત્હેને માટે જોખમદાર કોણ છે? અમલદાર કરે કે પ્રજાનેતા કરે રાજકીય સાસારિક કે સાહિત્યવિષયક સહુ યે ફેરફારો કાંઈ સુધારા નથી

૨૦મી સદીના ઉદય પર્યન્ત હિન્દી પ્રજા ને પ્રજાનેતાઓ પ્રજાકીય કોગ્રેસની વેદીએથી ઉચ્ચરતા કે મહારાણીનો ઢંઢેરો હિન્દી પ્રજાનુ હકપત્ર છે, હિન્દબ્રિટનનો રાજયોગ એ દૈવયોગ છે કોગ્રેસના જન્મપૂર્વે ત્રણચાર દાયકાથી પ્રજાપુરોહિત દલપતરામ ગુર્જરપ્રજાને એ ઉદ્બોધતા હતા ગીતાજીમા કારણપચાયતન વર્ણવેલ છે, અને એ કારણપચકમા પાચમુ કારણ દૈવ ભાખ્યુ છે. હિન્દબ્રીટનનો રાજયોગ તે ગીતાજીભાખ્યો દૈવયોગ છે. પણ એ દૈવયોગનું ઇતિહાસરહસ્ય પણ છે, અને એ રહસ્યતત્ત્વ ઇતિહાસદર્શનમા નિગૂઢ છે ઇતિહાસદર્શનનો રહસ્યબોધ શો છે?

ઇતિહાસદર્શન કહે છે કે આલફ્રેડ ધ ગ્રેટ પછી ને ઇસ્વી ૧૦૬૬ની પૂર્વે ગ્રેટબ્રીટન અનેક રાજસત્તાવિભક્ત દ્વીપ હતો ઇગ્લાડ સ્કોટલાડ ને વેલ્સ જૂદા જૂદા રાજ્યો હતા, બ્રીટનમા વચ્ચે Heptarchy નો જમાનો હતો એ ગદ્દસ,

સેક્ષન્સ, ડેઈન્સ, કેલ્ટ્સના કોમીવાસ હતા એ નિરનિરાળાપણામાંથી એક મહાપ્રજા ઘડાવાને એ કાળયોગે ઇંગ્લાંડનો નોર્મનવિજય ઐતિહાસિક આવશ્યકતા હતી The Norman Conquest of England was then a Historical Necessity યથા તથાઃ ઉત્તરાપથના છેલ્લા ચક્રવર્તી જેવા ઔરંગઝેબ પછી ને ૧૮૫૮ની પૂર્વે દોઢ સૈકો ભારત છિન્નભિન્ન હતું. ફ્રેંચ હતા, પોર્ચ્યુગીઝ હતા, ઇંગ્રેજ હતા; મહીસુર હતું, નિઝામ હતા, પેશ્વા હતા; બંગાળા–અયોધ્યાના નવાબો હતા, રાજસ્થાનના રાજેન્દ્રો હતા, 'પંજાબનો સિંહ' રણજિતસિંહ હતો. પણ એ દોઢ દાયકાભરમાં સમસ્ત ભારતનું શિરછત્ર કોણ હતું? અવયવો ત્હારે હતા, દેહ ન હતો. સમસ્ત ભારતવર્ષના પ્રજાઅવયવો ગૂંથીને એક મહાપ્રજાદેહ ઘડાવાને એ કાળયોગે ભારતનો બ્રિટિશવિજય ઐતિહાસિક આવશ્યકતા હતી; The British Conquest of India was then a Historical Necessity ' પન્દર દાયકાની રાજઅંધાધૂની પછી ઘર ઠીકઠાક કરવાને શાન્તિના દાયકા ભારતને આવશ્યક હતા ઇતિહાસયોગ એ માગતો હતો, કાળબ્રહ્મ એ ઝંખતો હતો એ ઐતિહાસિક ક્ષણે ભારતનો બ્રિટિશવિજય થયો; અને એ ઐતિહાસિક આવશ્યકતા પરિપૂર્ણાશે ત્હાં સુધી તે રહેશે ઈશ્વરી અંગુલિ જ સદા ભૂતના ને ભાવીના ઇતિહાસ આલેખે છે

ઇતિહાસદર્શન કહે છે કે The British Conquest of India was, in 1858, as much a Historical Necessity as was the Norman Conquest of England in 1066

સરકાર ને સરકારી અમલદારો ત્ય્હારે દલપતરામને રાજભક્ત માનતા ને ભાવ રાખતા. આજ પણ દલપત-રાજભક્તિ પરત્વે સરકારી માન્યતા એ જ હોય તો દલ-પતકાવ્યમન્ત્રો ન વિસારે. પ્રજા ને પ્રજાનેતાઓ ત્ય્હારે દલપતરામને દેશભક્ત ભાખતા ને દેશહિતચિન્તક ઉચ્ચરતા. આજે પણ દલપતપ્રજાભક્તિ પરત્વે પ્રજાકીય માન્યતા એ જ હોય તો દલપતકાવ્યમન્ત્રો ન ભૂલે. દલપતરામ ગાતા કે

મહારાણીના મુગટનું તપે જગત પર તેજ;
સ્વતન્ત્રતા ને ન્યાય શુભ આપે અમને એ જ.

બ્રિટિશ રાજ્યનાં 'સ્વતન્ત્રતા ને ન્યાય શુભ' દલ-પતરામને ગમતા, અને એના ગુણગાન ગાતા.

ઇતિહાસનો રાજમન્ત્ર એ છે કે રાજ્ય એટલે રાજા અને પ્રજા. રાજા અને પ્રજા રાજ્યદેહનાં અંગો છે, અને રાજાપ્રજાનાં અંગો ગૂંથાઈને રાજ્યદેહ બંધાય છે. અને તેથી, જેમ ડાબાજમણા હાથની બે નાડીઓમાનો રુધિર-પ્રવાહ એક છે અને સમાનતાએ ધડકે છે તેમ, વાસ્ત-વિકતાએ રાજભક્તિ અને પ્રજાભક્તિ પણ બે હૈયાનળી-ઓમાંનો એક જ રુધિરપ્રવાહ છે, ને સદા સમાન્તરે ઉછળે છે.' સર્વદેશી અને સર્વકાળનો એ છે વિશ્વસિદ્ધાન્ત.

ઉંચેથી જેટલે આવે
પાણી પ્રજાભક્તિ તણાં નૃપાળનાં,
ફૂવારા એટલા ઉંચા
ઉડે પ્રજાની નૃપ ! રાજભક્તિના. {ઇસ્વી ૧૯૧૧}

નવયુગના બેસતા પ્રભાતે પ્રજા જાણુતી કે મહારાણીજી પ્રજાપ્રીતિ વરસે છે; એટલે પ્રજાની ને દલપતરામની રાજપ્રીતિના ત્ય્હારે ફૂવારા ઉડતા.

વસ્તુતઃ દેશભક્તિ ને રાજભક્તિ ત્ય્હારે દલપતરામની બે આંખો હતી; અને બન્ને મળીને એક યુગદૃષ્ટિ સાધતી.

પ્રજાઅગ્રણીઓએ હિન્દી પ્રજાનો હકપત્રક ભાખેલા મહારાણીના ઢંઢેરાએ દલપતરામને એ કાળદર્શન કરાવ્યાં હતાં.

હિન્દબ્રીટનની સમાનભાવી રાજમૈત્રી એ દલપતજીવનનો રાજમન્ત્ર હતો.



# સાલવારી

**૧૮૪૮**

**૧લી નવેમ્બર,** અમદાવાદમા સાબરતીરે આદાસુરજના મહેનમા દલપતફારબસનો યોગ, સસ્કૃતિઓના સગમધારે હિંદીબ્રિટિશરનો સગમસમાગમ ગુજરાતે નવયુગ બેઠો

**નવેમ્બર પૂર્વાર્ધ,** અમદાવાદમા દલપતરામનુ ઇતિહાસસશોધન

નવેમ્બર ઉત્તરાર્ધ } ઝાલાવાડમા દલપતરામનુ ઇતિહાસસશોધનાર્થે જવુ
ડિસેમ્બર પૂર્વાર્ધ }

૨૬મી ડિસેમ્બર, પરિણામે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના

**૧૮૪૯**

**૧૨મી જાનેવારી,** પુસ્તકશાળાની સ્થાપના લાલ દરવાજાને મેડે સોસાયટી ને પુસ્તકશાળા ભેગા બેસના છાપખાનુ ઉઘડ્યુ

**૪થી એપ્રિલ,** વર્તમાનપત્ર નીકળ્યુ

**૧૩મી જૂન,** ભૂતનિબન્ધ રચાવવાની જાહેરખબર પ્રથમ ગુજરાતી સ્વતન્ત્ર ગદ્યલેખન ગુજરાતી ગદ્યલેખનના ગોત્રપુરુષ દલપતરામ થયા

**૮મી જૂલાઇ,** સોસાયટીની કન્યાશાળા સ્થપાઇ

**૧૮૫૦**

*જાનેવારી, ડૅા સીવર્ડ સોસાયટીના સેક્રેટરી થયા ઢેડ ભુગ્લેલના છોકરાને નિશાળે મોકલવાનો પ્રસગ*

*પોસ માસ, બજીભાઇની ઉજાણી*

*ભૂતનિબન્ધનુ ઇગ્રેજી ભાષાન્તર ફારબસે કીધુ પૂના, દિલ્લી, કલકત્તામા દલપતરામનો ભૂતનિબન્ધ વિચર્યો*

*માર્ચ, ફારબસમડળ મુબઇ ગયુ ડૅા ભાઉ દાજીનો દલપતરામને મેળાપ અમદાવાદમા બુદ્ધિપ્રકાશ માસિક બુદ્ધિપ્રકાશ પ્રગટ્યુ સવાક વર્ષ ચાલ્યુ*

*મે ફારબસની બદલી થયે દલપતફારબસ સુરત ગયા*

દુર્ગારામ મહેતાજીનો સત્સમાગમ.
પૂનાના સાંઈનો પ્રસગ.
બુન્દીકોટેથી પૃથુરાજ રાસો, સુરતમાંથી શ્રીમાળપુરાણ, રાંદેરમાંથી ગ્રન્થો મળ્યા.
તિલકપ્રસગ.
મોન્ટગોમેરી પાદરી સાથે ધર્મચર્ચા.
પરહેજગાર મડળીમાં કેફનિષેધની ગરબીઓ. વિદ્યાર્થીઅવસ્થામાં મહીપતરામનો મેળાપ. છાપખાનું ને છાપુ ફારબસે સુરતમાં સ્થાપ્યાં; સુરત અઠ્ઠાવીશી સભા સ્થાપી. મહુમાં દલપતમહકાર્યતા.
નવેમ્બર; એદ્રુસ લાયબ્રેરીની સ્થાપના; દલપતરામનો શ્રમસંગાથ.
શહેરસુધરાઇના કાયદા વિરૂદ્ધની ઝુબેશ. દલપતરામની લોકસેવા.
૫મી ડિસેમ્બર; અમદાવાદમા મગનભાઇ કરમચદની કન્યાશાળા સ્થપાઈ.

**૧૮૫૧**

પોસ-જાનેવારી, એદ્રુસ લાયબ્રેરીમા કર્ટિસના પ્રમુખપદે હુન્નરખાનની ચ્હડાઇનુ કવિતવ્યાખ્યાન, એકદરમા સ્વદેશવાત્સલ્યરમની દલપતકવિતા.
દલપતરામે ગુજરાતી કવિતાની દિશા બદલી
ફેબ્રુવારી, અમદાવાદ હાઇસ્કુલમાં વિદ્યાભ્યાસક મડળ સ્થપાયુ
લક્ષ્મીનાટક, નવયુગનુ પ્રથમ નાટક
નાચના ઇજનેરનો પ્રસગ.
શ્રાવણ, પરહેજગાર મડળીમા જાદવાસ્થળીનુ કવિતવ્યાખ્યાન.
શ્રાવણ શુદ ૧૦, અમદાવાદના 'વરતમાન' પત્રમા જ્ઞાતિનિબન્ધની જાહેરખબર. જ્ઞાતિનિબન્ધ લખી મોકલ્યો.' પરમા ઇનામ મળ્યુ.
કથનસપ્તશતી સગ્રહી
જૂલાઇ, ફારબસની અમદાવાદ જીલ્લામા બદલી થઇ
૧૯ મી ઓગસ્ટ, એદ્રુસ લાયબ્રેરીમા સુરતે દલપતરામને માનપત્ર આપ્યુ.
ભાદ્રપદ શુકલ ૫ મી, દ્વિતીય પુત્રી હરિબાનો સુરતમાં જન્મ.

સપ્ટેમ્બર ભાદ્રપદ પૂર્ણિમા } એફ્રુસ લાયબ્રેરીમા અપનક્ષ્મીમ્રાહનુ કવિત વ્યાખ્યાન સૂરતને દનપતગામ નનકવિતા પાતા

સં ૧૯૦૮, એસડુ વદ, અરદેશર કોટવાળની વાડીએ શ્રીજીના પાધના દર્શન

કાર્તક, સૂરતથી દલપતરામ ધોધે ગયા

૧૮૫૨

દલપતરામ ભાવનગર ગયા પાનવાડીમા દનપતવ્યાખ્યાન

વજેસગ મહારાજ, પાતાભાઈ ગઢવી સન્તોકરામ અને છગનલાલ દેસાઇના મેળાપ

ભાવનગર રાજ્યનુ વરાપગ્પ ાનુ વર્ષાસન, ને વજેસગ મહારાજનો રાજમહેમાનીનો રાજલેખ

વલ્લભીપુરે ગયા, ને વળેથી દલપતરામ રતનમા ગયા

વઢવાણમા શ્રીમાળી બ્રાહ્મણોનું ન્યાત

ગ્બાગ્મા દ્વિઅર્થી વિતા

અમદાવાદ થઈને વીરમગામ વીરમગામમા કેફનિષેધનું દલપત વ્યાખ્યાન જ્યહા જ્યહા દનપતરામ સંગાથે ફરના ત્યહા ત્યહા ફારબસ દનપતવ્યાખ્યાન કરાવતા

પાટડી અમનણ્ણા લશ્કર થઈને ફારબસદનપત વઢવાણમા. દેથાજ ગઢવીનો મેળાપ. રત્નમાળની ભાળ

ચૈત્ર શુદ ત્રીજ; વઢવાણનો રાજમહેમાનીનો લેખ પાલીતાણે જવુ ને શત્રુંજયમાહાત્મ્યની ગ્રન્થપ્રાપ્તિ

ચૈત્ર શુદ છઠ વજેસગ મહારાજનુ દેવ થવુ દનપતરામ ભાવનગર ગયા

ચૈત્ર વદ પચમી, વળાનો રાજમહેમાનીનો લેખ.

એપ્રિલ, ફારબસની બદલી મહીમહામા થયે દનપતરામ સાથે ગયા.

ભોગીલાલભાઇ સોસાયટીના મેંબેટરી થયા

સાદ્રેન સ્વારીમા દનપતરામ

મોડરામા ગોળો ઉપાડવાનો પ્રસગ કટોગળમા ગવાયુ.

દલપતે ફાર્બસને સ્વામી નારાયણ સંપ્રદાયી કર્યાની અફવા.
મોઢેરાથી અણહિલ્લપુરપાટણ ગયા. પાટણના પ્રસંગો ને ઇતિહાસ સંશોધન. પાટણથી સિદ્ધપુર, ને સિદ્ધપુરથી લૂણસર લૂણસરથી એરાણુ, ને એરાણુથી, ચોમાસુ આવ્યે, સૌ સાદરે ગયા.
ભરૂચમાં પહેલી મીલ થઈ, પણ સફળ ન ઉતરી.
વર્ષા ઋતુ, સાદરામાં સાદરા તાલુકદારી સ્કુલની સ્થાપના.
સં. ૧૯૦૮ ની દીવાળીઃ ઈડરમાં કવિઓનો મેળો. ગુજરાતનુ પ્રથમ કવિસંમેલન

૧૮૫૩
વેકના ગાડાંવાળા ખેડુતોનો પ્રસંગ.
૧૨ મી એપ્રિલ, એજન્સીમા ફરતા ફરતા દલપતફાર્બસ દાંતે ગયા. ભાયાત સોનાજી બેંશ ઉપર બેસી સ્હામે આવ્યા. ઓફિસમકળે કબીલા તેડાવ્યા. તીરથવાસી બ્રાહ્મણનો પ્રસંગ, ફાર્બસનુ સદાવ્રત. દાંતાની ડાકુકણો ગોરખદાસકૃત પરમારવંશવર્ણનનો ગ્રન્થ મળ્યો. ધીરજી કવિ સ્વારીમા હતા.
અંબાજીનો ફાર્બસમંત્ર કુંભારિયા ને કોટેશ્વર
બ્રહ્મચારીનો પ્રસંગ મુંબઈના શાહુકારની બાધા વાઘમાર સવાર ફતેખાન ફાર્બસ આબૂ ગયા આબૂ ઉપર સર હેનરી લોરેન્સનો મેળાપ
અમદાવાદ બદલી થઇ સાંભળી સાદરે ગયા
૧૨ મી મે<br>વૈશાખ શુદ ૪ } ઈડર મહારાજ જુવાનસિંહજીનુ વર્તમાન
જૂન, અમદાવાદ ગયા. સાદરેથી નીકળતા મેનાનો પ્રસંગ, પછી મિ. કામટીને ભાટને કહેલો બોલ
જુલાઇ, અમદાવાદમા મોહનલાલનો જન્મ.
વૃદ્ધ મિત્રના લગ્નની ચીઠ્ઠી.
પુનર્વિવાહ નિબન્ધનુ મુંબઇની પારસી જ્ઞાનપ્રસારક મંડળીનુ ઇનામ.

સપ્ટેમ્બર } એન્ડ્રુઝ લાયબ્રેરીમાં અપન્હ્નુતિમાલાનું કવિત
ભાદ્રપદ પૂર્ણિમા } વ્યાખ્યાન સૂરતને દલપતરામ નર નિતા પાતા
સં ૧૯૦૮, બેસતું વર્ષ, અરદેશર કોટવાળની વાડીએ શીજીના પાધના દર્શન
કાર્તિક, સૂરતથી દલપતરામ ઘોઘે ગયા

**૧૮૫૨**

દલપતરામ ભાવનગર ગયા પાનવાડીમાં દલપતવ્યાખ્યાન
વજેસંગ મહારાજ, પાતાભાઈ ગઢવી, સન્તોકરામ અને છગનલાલ દેસાઈના મેળાપ
ભાવનગર રાજ્યનું વરાપરપત્રનું વર્ષાસન, ને વજેસંગ મહારાજનો રાજમહેમાનીનો રાજલેખ
વલભીપુરે ગયા, ને વળેથી દલપતરામ વતનમાં ગયા
વઢવાણમાં શ્રીમાળી બ્રાહ્મણોનું નાગુ
દરબારમાં દ્વિઅર્થી કવિતા
અમદાવાદ થઈને વીરમગામ વીરમગામમાં કેફનિષેધનું દલપત વ્યાખ્યાન જ્યહા જ્યહા દલપતરામ સગાથે ફરતા, ત્યહા ત્યહા ફારબસ દલપતવ્યાખ્યાન કરાવતા
પાટડી બજાણા લખતર થઈને ફારબસદલપત વઢવાણમાં દેશળ ગઢવીનો મેળાપ રત્નમાળની ભાળ
ચૈત્ર શુદ ત્રીજ, વઢવાણનો રાજમહેમાનીનો લેખ પાલીતાણે જવું ને શત્રુંજયમાહાત્મ્યની ગ્રન્થપ્રાપ્તિ
ચૈત્ર શુદ છઠ વજેસંગ મહારાજનું દેહ થવું દલપતરામ ભાવનગર ગયા
ચૈત્ર વદ પચમી, વળાનો રાજમહેમાનીનો લેખ
એપ્રિલ ફારબસની બદલી મહીકાંઠામાં થયે દલપતફારબસ સાદરે ગયા.
ભોગીલાલભાઈ સોસાયટીના સેક્રેટરી થયા
સાહેબ સ્વારીમાં દલપતરામ
મોડાસામાં ગોળો ઉપાડવાનો પ્રસગ કટોસણમાં રાવણ

દલપતે ફાર્બસને સ્વામી નારાયણ મત વિષે આપેલી અરજી
મોઢેરાથી અણહિલપુર પાટણ ગયા પાટણના પ્રસંગો ને ઈતિહાસ
સંશોધન પાટણથી સિદ્ધપુર ને સિદ્ધપુરથી લૂણાવાડા લૂણાવાડાથી
ખેરાળુ ને ખેરાળુથી ચોમાસું આવ્યે સૌ માંડી ગયા.
ભરૂચમાં પડેલી મીનતી થઈ, પણ મદદ ન ઉતરી
૧૮૫૨ ઋતુ સાહિત્યમાં પાદરા તાલુકાની ઝૂંપડીની સ્થાપના
સ ૧૯૦૮ ની દીવાળી ઈડરમાં વિદ્વાનોનો મેળો ગુર્જરાનલ પ્રથમ
કવિસંમેલન

૧૮૫૩

વેરના ગાડાનારા ખેડુતોનો પ્રસંગ
૧૨ મી એપ્રિલ એજન્સીમાં ફરતા ફરતા નરસનફાર્બસ લઈને ગયા
ભાયાત મોનાજી બેઠા ઉપર બેસી રહ્યા સ્હામે આવ્યા ઓફિસમાંથી
કચીના તેડાવ્યા તીરથવાસી બ્રાહ્મણનો પ્રસંગ ફાર્બસનું સંતાન
દાતાની ડાકુ ણો ગોરખદાસકૃત પરમાગ્રતત્વપુંજનો ગ્રન્થ મળ્યો
ધીરજી કવિ સ્વારીમાં હતા
અમારો ફાર્બસમંઘ કુંભારિયા ને કોટેશ્વર
બ્રહ્મચારીનો પ્રસંગ મુમ્બઈના શાહુકારની બાધા નારમાર સવાર
ફતેખાન ફાર્બસ આબૂ ગયા આબૂ ઉપર મર હેનરી
લોરેન્સનો મેળાપ
અમદાવાદ બદલી થઈ સાભળી સાદરે ગયા
૧૨ મી મે
વૈશાખ સુદ ૪ } ઈડર મહારાજ જુવાનસિંહજીનું વધામન
જૂન, અમદાવાદ ગયા સાદરેથી નીકળ્યા મેનનો પ્રસંગ પછી
મિ કામગીને ભાટને કરેલો બોલ
જુલાઈ અમદાવાદમાં મોહનલાલનો જન્મ
૨૬ મિત્રના લગ્નની ચીઠ્ઠી
પુનર્વિવાહ નિબન્ધનું મુમ્બઈની પારસી જ્ઞાનપ્રસારક મંડળીનું ઈનામ